# અનુક્રમણિકા .

## ઊડતી નોંધ

આત્મકથાઓમાં ભાર 'આત્મ' પર મૂકવો કે 'કથા' પર એનો વિવેક ઘણા આત્મકથા-લેખકોને જડેલો નથી. શ્રી ધનસુખલાલ મહેતાએ અહીં જે પ્રસંગો આલેખ્યા છે તેમાં 'આત્મ' અને 'કથા'નાં તત્ત્વો વચ્ચે સરસ સમતુલા જળવાઈ છે.

બધાએ બહુ સમજાવ્યા. પેલા ગૃહસ્થ તો કાપે તો લોહી નહિ
નીકળે એવા થઈ ગયા પણ પેલા બે એકના બે નહિ થયા. બને
ાદરો ઊતરી ચાલ્યા ગયા.



સુરતમા મહેફિલ. અબ્દુલ કરીમખાની બેઠક—તબલામા સાથ કર
નાર પ્રભુરામ ગધર્વ. અબ્દુલ કરીમખા સગીતકાર તરીકે એટલા
અદ્ભુત હતા તેવા જ સાલસ અને મિલનસાર, શાત સ્વભાવના હતા.
ગાતા ગાતા ચોરસ આવના તત્કાલ બાધેલ 'એકસટેમ્પોર' તાન
મારવા લાગ્યા. પ્રભુરામજીને પણ જાણે શુ સૂઝ્યુ તે આડા બોલ
નાખી આ મહાન સગીતકારને તાલમાથી ચુકાવ્યા જાણે કાઈક શો
ધ મારી હોય તેમ તબલા વગાડવા બધ કરી હસીને પ્રભુરામ બોલ્યા :

'આપ જેવા મહાન કલાકાર તાલમાથી ચૂકે!'

અબ્દુલ કરીમખા સાહેબ ક્ષણભર જોઈ રહ્યા અને પછી શાત
ચિત્તે બોલ્યા :

'અરે બિરાદર, યહ ક્યા કર દિયા? કિસી સજ્જનને સગીતકી
મજાહ કે લિયે મહેફિલ જમાઈ ઔર આંપને આપમડાઈ કરનેમે મજાહ
બિગાડ દી। યહ કહા અપની રસાકસી કા અવસર હૈ? મગર ખયર!
આપ તો તાલ મે કભી ભી ભૂલ નહિ કરેંગે ને?'

પ્રભુરામે જવાબ દીધો. 'સારી ઉમર તબલા કી રિયાઝ કરનેમે
ગઈ તો અમી ભૂલ કૈસે હોગી?'

'તો તો ઠીક, બહુત અચ્છી બાત!' કહી ખાસાહેબે પણ
સગીત શરૂ કર્યું સાભળનાર ખવા જ સુરતી કલાકારની આવી વલણ
જોઈ ખિન્ન થઈ ગયા પણ કાઈ બોલ્યુ નહિ થોડી વાર થ
ખાંસાહેબે એ ચીજ પૂરી કરી અને બીજી ઉપાડતા પ્રભુરામને કહ્યુ :
'ઝપતાલ'

'ઝપતાલ' જરા અટપટો અને જલદમાં એના પર આંગળ બેસવાં કઠણ. ખાંસહેબે શરૂ જ કર્યું જલદ રીતે અને હજી તબલચીન હાથ બરાબર જામે તે પહેલાં તો તેની કરી દુગન! પ્રભુરામન હાથ અટકી ગયા, અને પોતે શરમાઈ ને ખાંસાહેબને માથું નમાવી માફી માગી. ખાંસહેબે મીઠું હસી કહ્યું,

'પ્રભુરામજી, સંગીત તો મહાસાગર હૈ ઉસમેં ઐસી ચડસાચડસી કભી ભી મત કીજિયે. બાકી તબલા પર આપ કા કાબૂ બહુત અચ્છા હૈ.'



'સમર્પણ'ના ૨૯ ડિસેમ્બર, ૧૯૬૩ના અંકમાં 'હાસ્યરસના લેખકોની અછડતી યાદી' એ વિષય પર ચન્દ્રવદન મહેતાએ એક સરસ ગદ્યમાં લેખ લખ્યો છે. આ પરથી વિચાર આવે છે કે એમણે ગુજરાતી લેખકો અને વાચકોને આપણા બધાય હાસ્યરસકારોની પિછાણ કરાવી એ સુંદર કાર્ય છે જ. પરંતુ, ચન્દ્રવદન અને મુનશીજી જેવા બે સમર્થ હાસ્યરસકારોનાં નામ ઘણાખરા લેખકો પોતાની આવી યાદીમાં લેતા નથી તેમાં ચન્દ્રવદન આટલા મૂંઝાઈ શા માટે ગયા? એમની દુનિયા ગુજરાત કાઠિયાવાડ નથી પણ દુનિયાના અનેકાનેક દેશોમાં એ ભ્રમણ કરી આવેલા છે. ત્યાંના રંગઢંગ એમણે જોયા છે અને આપણે ત્યાંના પણ રંગઢંગ માત્ર હાસ્યરસની જ બાબતમાં નહિ પણ બીજી બાબતોમાં પણ એમણે જાણ્યા છે. નવલકથાકારોનાં નામ માગશો તો આપણા ઘણા વિદ્વાનો બચુભાઈ શુક્લનું નામ લેતાં અચકાય છે એટલું જ નહિ પણ મોહનલાલ મહેતા જેવાનું નામ પણ ઘણા તો લેતા નથી! પણ એટલા માટે મોહનલાલ મહેતાને મેં વ્યગ્ર થતાં જોયા નથી.

સ્નેહી ભાઈ ચન્દ્રવદન! હું એક દાખલો આપું:

મારા એક વખતના તબલાંના ગુરુ અને કલકત્તાની ગોહરજાનના એક વખતના તબલચી સિદ્દિક ખાંસાહેબ એક વખત દિલ્હીમાં ગોહર-તબલાથી સંગત આપી રહ્યા હતા. સંગીતના કાંઈ કાંઈ

ખાંઓ ત્યાં બેઠા હતા. ખાંસાહેબ ખૂબ ખીલ્યા હતા અને દેખાદેખીથી કેટલાય માણસોએ 'વાહવાહ' પણ કહ્યું અને કેટલાક ઠેઠ સુધી જાણે તબલાં સાંભળતા જ નથી એમ શાંત બેસી રહ્યા. રાત પૂરી થવા આવી. ખાંસાહેબે કાંઈ કાંઈ હરકતો તબલાં વગાડવામાં મૂકી. તેમનું ધ્યાન આખી મહેફિલમાંથી માત્ર એક વૃદ્ધ તરફ કરી રહ્યું હતું. ઊંઘણશી, અફીણી અને ગાંજો પીને આવેલ જેવા જણાતા એ વૃદ્ધ હિન્દુસ્તાનભરમાં તબલચીઓમાં કોહિનૂર ગણાતા હતા. એક ખૂણામાં બેસીને એ વૃદ્ધ ખાંસાહેબની કલા માપી રહ્યા હતા. આખરે એક વેળા આવી. ખાંસાહેબે અવધિ કરી. પેલા વૃદ્ધે 'વાહ બેટે! ખૂબ કિયા!' કરીને હાથથી એને બિરદાવ્યા.

મહેફિલ પૂરી થવા ટાંકે ખાંસાહેબ એ વૃદ્ધને પગે પડ્યા અને પોતાની એમણે કદર કરી એથી એ વૃદ્ધ મહારથીનો એમણે ખૂબ આભાર માન્યો. મને આ વાત કરી રહ્યા પછી ખાંસાહેબે કહ્યું કે ગેરસમજદાર માણસો ગમે તેવી તાળીઓ પાડે અને વાહવાહ કરે તેનાથી આપણને સંતોષ પણ શો થાય? અને એ લોકો મૂગા રહે તો આપણને કચવાટ પણ શાનો થાય? ખરો જાણકાર એક વખત માત્ર 'વાહવાહ!' કહે તો આપણી સારી જિંદગી સફળ થઈ જાય.

વાત આમની આમ છે, ભાઈ ચન્દ્રવદન! નહિ જાણકાર ચન્દ્રવદન અને મુનશીજીનું નામ નહિ લે તેમાં સંતાપ શા માટે? સાચા જાણકાર (!) ધનસુખલાલ મહેતાએ જ્યારે જ્યારે હાસ્યરસ વિશે કહ્યું છે કે લખ્યું છે ત્યારે એમણે આ બે મહારથીઓને ખૂબ ખૂબ બિરદાવ્યા છે.

રામપ્રસાદ બક્ષીએ ૧૯૬૦ના 'ચેતન'ના દિવાળી હાસ્ય-અંકમાં 'હાસ્યરસ'ની ચઢાઈ વિશે એક લાંબા કાવ્યમાં એકેએક જાણીતા હાસ્યકારનાં નામ દીધાં છે અને એમાં ચન્દ્રવદન મહેતા અને કનૈયાલાલ મુનશી એ બેનાં નામ પણ સારી રીતે ગૂંથ્યાં છે.

પછી ભલા ! અસંતોષ શાને ?



ખાંસાહેબ સિદ્દિકનું નામ આવ્યું એટલે એમનો બીજો કિસ્સ
યાદ આવે છે :

મને એમની પાસે તબલાં શીખતાં છએક માસ થયા હશે
આઠ દિવસે ચાર કલાક અને રજાને દિવસે છ કલાકની મારી રિયાઝ
ખાંસાહેબ ખુશ હતા. તે વખતે મારો પગાર રૂા. ૧૫૦). રૂા. ૩
ખાંસાહેબને આપતો હતો. સમય એવો આવ્યો કે ખાંસાહેબે મ
કહ્યું :

'દત્તુશેઠ, હવે સારંગીઆની જરૂર પડવાની. હું એને પણ લે
આવીશ. એને પણ વધારે આપવાના નથી. માત્ર રૂા ૩૦) જ આપજો

હું જરાક ઘા ખાઈ ગયો અને મારાથી બોલાઈ જવાયું :

'ખાંસાહેબ, આપે સારંગી પણ શીખી લીધું હોત તો !'

ખાંસાહેબનો જવાબ આ રહ્યો :

'દત્તુશેઠ, માત્ર તબલા શીખવા માટે એક જિંદગી કાફી નથી ?
સારંગી કઈ રીતે શીખું ?'

વેદેશનોમાં સંગીત, ચિત્રકલા, વગેરે શીખવાના મનોરથ રાખનાં
માટે આ શબ્દો કેટલા અમૂલા છે।



હું મુંબઈથી સુરત જતો હતો. બોરીબંદર સેન્ટ્રલથી મને 'કુપે'
એક સીટ મળી. બીજી હતી ખાલી. પણ બોરિવલી ટ્રેન આવી ત
એક સોહામણા-સરસ ટૂંકી દાઢીવાળા બંગાળી ગૃહસ્થ ઊભા હત
આસપાસ એમના સાગરીતો હતા. ડબામાં મને જોયો એવો પે
બંગાળી ગૃહસ્થથી બોલાઈ જવાયું : 'આજે રિયાઝ નહિ થઈ શ
કોઈ ગૃહસ્થ ડબામાં છે.'

ટ્રેન ઊપડી. મેં ધીમે રહીને પેલા ગૃહસ્થને પૂછ્યું: 'શાની રિયાઝ આજે નહિ થઈ શકે?'

'નહિજી, કુછ ફિકર નહિ. ઉસમેં ક્યા!'

મેં હઠ પકડી એટલે એમણે મને પોતાની ઓળખાણ આપી: જાણે પન્નાલાલ ઘોષના નાના ભાઈ નિખિલ ઘોષ.

હૃદયની માંદગીને લીધે હું ઘણાંઘણાં ક્ષેત્રમાંથી નીકળી ગયો હતો—બહાર કે ક્યાંઈ ગયો હતો એટલે નિખિલ ઘોષને હું ઓળખી શક્યો નહિ એ બદલ મેં શોક વ્યક્ત કર્યો અને પછી પાછું પેલી રિયાઝનું યાદ દેવડાવ્યું.

તેમણે કહ્યું: 'જ્યારેજ્યારે મારે રાતના એકાદ મોટો જલસો હોય છે ત્યારેત્યારે બપોરે હું ત્રણ કલાક તબલાં પર રિયાઝ કરું છું જેથી મારી આંગળીઓ મુલાયમ રહે!'

સુરતમાં આખી રાતની એમની બેઠક હતી તેટલા માટે બપોરે એમને ત્રણ કલાક રિયાઝ કરવી હતી—આંગળાં મુલાયમ રહે તેટલા માટે! કોઈ પણ કલા હસ્તગત કરવી હોય તો રિયાઝ કેટલી કરવી જોઈએ એનું આ સુંદર દૃષ્ટાંત.

વાતો કરતાં એમણે જણાવેલું કે પહેલાં દસ વર્ષ એમની બારબાર કલાકની રિયાઝ હતી. તેમને તે વખતે તબલાં શીખ્યાને સોળ વર્ષ થયેલાં અને તબલચીની આલમમાં તેમનું નામ સારા દેશમાં વિખ્યાત થઈ ગયેલું. છતાં તેમને સંતોષ ન હતો. તેમણે કહ્યું:

'મિ. મહેતાજી, એક બીજાં દશ વર્ષ આમ ને આમ રિયાઝ થયા કરે તો મારા મનને સંતોષ થાય કે હું પણ તબલાંની કળા કાંઈક જાણું છું!'

અલબત્ત, મેં તેમને ત્રણ કલાક રિયાઝ કરવાનો આગ્રહ કર્યો અને એમણે રિયાઝ કરી પણ ખરી.

★

વર્ષો પહેલાં હું સર વિઠ્ઠલદાસની સાથે શનિ-રવિ પૂણે જતો હતે એવાંણુ વખત હું ગયો. કોઈશ તે વખતે લેડીસાહેબ ત્યાં હત નહિ, પણ પછી એક વખત લેડીસાહેબ ત્યાં હતાં એટલે એમની પ્રાઈવેટ સેક્રેટરી પણ ત્યાં જ હતી. જુવાન, અત્યંત સુંદર તે આંગ્લ યુવતી ઇગ્લૅન્ડની ગ્રૅજ્યુએટ હતી. આખો દિવસ તો અમે સાથે ભટકાયાં નહિ. એ એના કામમાં અને હું મારા કામમાં. પણ રાતે નવેક વાગ્યે એ નવરી પડી. હું પણ મારા ખંડમાં બેઠોબેઠો વાંચ વાની તૈયારી કરતો હતો. એવામાં તે આવી. એણે પોતે જ પોતાની ઓળખાણ આપી અને કહ્યું કે આ પાસેનો ખંડ છે તે મારો છે મેં મારો પરિચય આપ્યો.

અમે બેએ અલકમલકનાં ગપ્પાં માર્યાં. ઇગ્લૅન્ડના ધનિકોનું જીવન સાહિત્ય, ચિત્રકલા વગેરેથી માંડીને એ યુવતી અગાઉ ઇન્દોરના મહારાણી પાસે હતી એટલે રજવાડાની વાતો અમે કરી અને અગિ યાર સાડા અગિયાર વગાડયા, અમે સામસામી 'ગુડ નાઈટ' કરી એ યુવતી પોતાના ખંડમાં જઈને બારણું બંધ કરવા લાગી.

પાંચેક મિનિટ ખટખટ પટપટ અવાજ થયા કર્યા એટલે હું કારણ શોધવા ત્યાં ગયો. પેલી યુવતીએ કહ્યું: 'મહેતા—આ બારણું મારી તરફથી બંધ જ થતું નથી.'

'એમાં શું! હું મારી તરફથી બંધ કરી દઈશ.' આમ કહીને મેં મહેનત ને માથાકૂટ કરી જોઈ. પાંચ મિનિટ પછી પેલી યુવતીએ મને પૂછ્યું: 'કેમ! શું થાય છે?'

મેં પણ જવાબમાં કહ્યું કે મારા તરફથી પણ બારણું બંધ થતું નથી. ક્ષણ બે ક્ષણ યુવતી અને હું ઉભય ગંભીર થઈ ગયાં. પછી યુવતી સહસા ખડખડાટ હસી પડી. મને હસવાનું કારણ ખાસ સમજાયું નહિ એટલે મેં મોં મલકાવ્યું. આખરે એ બોલી:

'મહેતા! આખી રાત આમ બારણાને પકડી આપણે બે ઊભાં તો ન જ રહી શકીએ ને?'

'ના, એમ તો કેમ થાય?'

'તો પછી? હા, એક કામ કરીએ.' યુવતી બોલી.

'શું?'

'આપણે 'મેક-બિલિવ'ની રમત રમીએ. તમે ને હું બંને એમ માની લઈએ કે 'આપણે બેઉએ પોતપોતાની તરફથી બારણું બંધ કર્યું છે, તો કેમ?' યુવતીએ પૂછ્યું.

મને યુવતીમાં સરસ હાસ્યરસ છે એની ખાતરી થઈ એટલે મેં સામું સુઝાડ્યું: 'એના કરતા આમ કરીએ તો?—તમે એમ માનો કે મહેતાએ પોતાના તરફથી બારણું સજ્જડ બંધ કર્યું છે અને હું એમ માની લઉં કે તમારા તરફથી બારણું બંધ છે જ. તો હવે બીજો ઉપાય નથી એમ માનીને બંનેને સરસ ઊંઘ આવશે। કેમ લાગે છે?'

યુવતી મુક્ત હાસ્ય હસી. બે ત્રણ વખત શેકહેન્ડ પણ થઈ ગઈ અને ગૂડ નાઈટ કહેતી કહેતી બોલતી ગઈ કે આવા બેલ-ફિક્ર યુવાનો મળે છે ત્યારે અનહદ આનંદ થાય છે.

કાંઈક આવો જ પ્રસંગ મેં ઘણાં વર્ષ પહેલાં 'જોહન ક્રિસ્ટોફર'માં વાંચેલો એવું યાદ છે.

કાંઈક બદલાવીને મેં આ પ્રસંગ મારી 'છબી પટ્ટી'માં યોજ્યો છે.



શરદ્ચન્દ્રની અમારી એક બેઠક હતી. વાતમાં ને વાતમાં પેટલીકરની એક નવલિકાની વાત નીકળી અને તેની વાસ્તવિકતા વિશે કેટલાકે શંકા ઉઠાવી. વસ્તુમાં એમ હતું કે એક ઓરત પોતાના યાર સાથે હતી તે દૃશ્ય સ્ત્રીનો પાંચ વર્ષનો છોકરો જોઈ ગયો. ઓરતના કહેવાથી યારે તેને મારી નાખ્યો. આમ સ્ત્રી આ કરે જ નહિ એવું

અમુક સબ્યોનું માનવું હતું. દુનિયાનો એમનો અનુભવ—કાચી બા અનુભવ—એટલો ઓછો, બીજું તો શું કહી શકાય?

એક વૃદ્ધાને હું સારી રીતે ઓળખતો હતો. તેનો ધણી વર્ષો જુદા જ ગામે—બહુ દૂરના ગામે—રહે. ત્યાં નોકરી કરે, મુબઈમાથી નિવૃત્ત થયા પછી આખરે તે જ દૂરના ગામે તે મૃત્યુ પામ્યો. પણ તેણે પોતાની બૈરી જોડે સંબંધ પછી બાંધેલો જ ન આ કોયડો મને જરા વિચિત્ર લાગેલો તેથી જરાક ઊંડા ઊતરી તપાસ કરેલી. પરિણામે વિષમ પરિસ્થિતિ હું જાણી શક્યો. વૃદ્ધા જુવાન હતી ત્યારે એને એક યાર. એ સ્ત્રીનો અઢાર વર્ષ પુત્ર પરણવાનો. પીઠી પણ ચડી ચૂકેલી. તેનાથી બોલી જવાયું 'એક વાર લગ્ન થઈ જવા દો પછી માની વલે કરું છું.'

લગ્ન થાય જ શાનાં! એ પીઠી ચડેલા પુત્રને રાતે ને રાતે ઝેર આપી માએ—પેલી વૃદ્ધાએ મરી નાખેલો.

એક બીજી વૃદ્ધાને હું ઓળખતો હતો. તેણે યુવાનીમાં જાતીય સ્વતંત્રતા ભોગવવા માંડી. તે બાબત ધણીએ કાંઈક કહ્યું અને પે સખત પગલા લેશે એવી ધમકી પણ આપી. પેલી સ્ત્રીએ પોતા એક બાળવિધવા બહેનની શિખામણથી ધણીનું કાટલું કાઢી નાખ્યું.

એક જોડું: ધણી અને ધણિયાણી તેમને ચારેક છોકરાં થઈ ચૂકેલા. પાંચમી સુવાવડ આવેલી અને સુવાવડમાં તે પાંચમું છોકરું મરણ પામ્યુ. લાબા સમયથી ધણી પોતાની ભાભી જોડે ખરા સંબંધમા. ધણિયાણીએ કાચી સુવાવડમાં જ માથું ઊંચકયું અને સંબંધ હવે પોતે ચલાવી લેનાર નથી એવું સાફ સાફ કહી નાખ્યું.

પોંકની મોસમ ભાભીએ સમજાવી પટાવી પોંકની પાર્ટી ગોઠ અને તેમાં છાશમાં કાંઈક ભેળવી પેલી સ્ત્રીને પાઈ દીધું. ચાર કલાકમાં સ્ત્રી મૃત્યુ પામી અને બીજા પાંચેક કલાકમાં ચિતા સળગી બળીને ભસ્મ થઈ ગઈ.

પાછળથી પેલી સ્ત્રીનો ધણી પોતાની ભાભી જોડે ઝઘડ્યો કે આવું છેક તે કાંઈ હોય ? જવાબમાં પેલી નફ્ટે જવાબ વાળેલો કે જેઠ ભાભી જોડે સંબંધ રાખે તે પણ થોડું સારું કહેવાતું હતું ! આ વાત–આ ઝગડો એક બહેને કાનોકાન સાંભળેલો અને તેણે મને કહેલો.

માનવી ઊંચે ચડે છે ત્યારે દેવથી પણ ઉચ્ચતર ભૂમિકા પ્રાપ્ત કરી શકે છે. આપણે એવાં માનવી પણ જોઈએ જ છીએ ના ! અને જ્યારે એ નીચે ખીણમાં જવાનું પસંદ કરે છે ત્યારે દાનવ કરતાં પણ વધારે ક્રૂર, હિંસક, ઘાતકી બની જાય છે. આપણે આવા માનવરાક્ષસ પણ ક્યાં નથી જોતા ?

દેશના ભાગલા પડ્યા ત્યારે હિન્દુમુસલમાનોએ પરસ્પર જે ઘોર પશુતા બતાવી હતી તે જોઈ-સાંભળીને મશરૂવાળા રડી પડેલા અને તેમણે કહેલું કે કોઈ પણ માનવ આટલી હદ સુધી પશુ બની શકે છે. અને તે પણ આટલી ગજબનાક સંખ્યામાં તે હું અત્યાર સુધી માનતો ન હતો. આજે માનું છું. મારે માનવું પડે છે !



માનવી પશુ પણ થઈ શકે છે. દેવ પણ બની શકે છે. ખાનદાની ક્યાં અને ક્યારે જણાઈ આવે છે તે આપણે ઘણી વાર જાણી શકતા નથી.

અમારું વતન : એક ઉચ્ચ વર્ણની ન્યાતમાંથી બે ૧૫ અને ૧૩ વર્ષની ખૂબસૂરત છોકરીઓ અચાનક ઘર છોડીને અદૃશ્ય થઈ ગઈ. જાહેરમાં તો હોહા થાય નહિ, નહિ તો એ ઊંચી ખાનદાની લજાય. ખાનગીમાં શોધાશોધ થાય.

અનેક દિવસ વીતી ગયા પછી તે ન્યાતના એક વૃદ્ધ શોખીન સુરતી સૈયદસાઈ રામજણીવાડમાં પોતાની એક મિત્રને ત્યાં દિલ બહેલાવવા ગયા. ત્યાં પેલી ગણિકાએ એ વૃદ્ધને વાત કરી.

અમુક સમ્યોનું માનવું હતું. દુનિયાનો એમનો અનુભવ—કાચી બા અનુભવ—એટલો ઓછો, બીજું તો શું કહી શકાય?

એક વૃદ્ધાને હું સારી રીતે ઓળખતો હતો. તેનો ધણી વર્ષે જુદા જ ગામે—બહુ દૂરના ગામે—રહે. ત્યાં નોકરી કરે, મુંબઈમાથી નિવૃત્ત થયા પછી આખરે તે જ દૂરના ગામે તે મૃત્યુ પામ્યો. પણ તેણે પોતાની બૈરી જોડે સંબંધ પછી બાંધેલો જ ન આ કોયડો મને જરા વિચિત્ર લાગેલો તેથી જરાક ઊંડા ઊતરી તપાસ કરેલી. પરિણામે વિષમ પરિસ્થિતિ હું જાણી શક્યો. વૃદ્ધા જુવાન હતી ત્યારે એને એક યાર. એ સ્ત્રીનો અઢાર વર્ષે પુત્ર પરણવાનો. પીઠી પણ ચડી ચૂકેલી. તેનાથી બોલી જવાયું 'એક વાર લગ્ન થઈ જવા દો પછી માની વલે કરું છું.'

લગ્ન થાય જ શાનાં! એ પીઠી ચડેલા પુત્રને રાતે ને રાતે ઝેર આપી માએ—પેલી વૃદ્ધાએ મ રી નાખેલો.

એક બીજી વૃદ્ધાને હું ઓળખતો હતો. તેણે યુવાનીમાં જાતી સ્વતંત્રતા ભોગવવા માંડી. તે બાબત ધણીએ કાંઈક કહ્યું અને પે સખત પગલા લેશે એવી ધમકી પણ આપી. પેલી સ્ત્રીએ પોતાની એક બાળવિધવા બહેનની શિખામણથી ધણીનું કાટલું કાઢી નાખ્યું

એક જોડું: ધણી અને ધણિયાણી તેમને ચારેક છોકરાં થ ચૂકેલા પાચમી સુવાવડ આવેલી અને સુવાવડમાં તે પાંચમું છોક મરણ પામ્યુ. લાબા સમયથી ધણી પોતાની ભાભી જોડે ખરાબ સંબંધમા. ધણિયાણીએ કાચી સુવાવડના જ માથું ઊચક્યું અને સંબંધ હવે પોતે ચલાવી લેનાર નથી એવું સાફ સાફ કહી નાખ્યું

પોંકની મોસમ ભાભીએ સમજાવી પટાવી પોંકની પાર્ટી ગો અને તેમાં છાશમાં કાંઈક ભેળવી પેલી સ્ત્રીને પાઈ દીધું. ચાર કલાકમા સ્ત્રી મૃત્યુ પામી અને બીજા પાંચેક કલાકમા ચિતા ચડી બળીને ભસ્મ થઈ ગઈ.

પાછળથી પેલી સ્ત્રીનો પણ્ણી પોતાની ભાભી જોડે ઝઘડ્યો કે આવું છેક તે કાંઈ હોય? જવાબમાં પેલી નટે જવાબ વાળેલો કે જેઠ ભાભી જોડે સંબંધ રાખે તે પણ થોડું સારું કહેવાતું હતું! આ વાત-આ ઝગડો એક બહેને કાનોકાન સાંભળેલો અને તેણે મને કહેલો.

માનવી ઊંચે ચડે છે ત્યારે દેવથી પણ ઉચ્ચતર ભૂમિકા પ્રાપ્ત કરી શકે છે. આપણે એવાં માનવી પણ જોઈએ જ છીએ ના? અને જ્યારે એ નીચે ખીણમાં જવાનું પસંદ કરે છે ત્યારે દાનવ કરતાં પણ વધારે ક્રૂર, હિંસક, ઘાતકી બની જાય છે. આપણે આવા માનવરાક્ષસ પણ ક્યાં નથી જોતા?

દેશના ભાગલા પડ્યા ત્યારે હિન્દુમુસલમાનોએ પરસ્પર જે ઘોર પશુતા બતાવી હતી તે જોઈ-સાંભળીને મારાવિશાળી રડી પડેલા અને તેમણે કહેલું કે કોઈ પણ માનવ આટલી હદ સુધી પશુ બની શકે છે. અને તે પણ આટલી ગજબનાક સંખ્યામાં તે હું અત્યાર સુધી માનતો ન હતો. આજે માનું છું. મારે માનવું પડે છે!



માનવી પશુ પણ થઈ શકે છે. દેવ પણ બની શકે છે. ખાનદાની ક્યાં અને ક્યારે જણાઈ આવે છે તે આપણે ઘણી વાર જાણી શકતા નથી.

અમારું વતન: એક ઉચ્ચ વર્ણની ન્યાતમાંથી બે ૧૫ અને ૧૩ વર્ષની ખૂબસૂરત છોકરીઓ અચાનક ઘર છોડીને અદૃશ્ય થઈ ગઈ. જાહેરમાં તો હોહા થાય નહિ, નહિ,તો એ ઊંચી ખાનદાની લજાય. ખાનગીમાં શોધાશોધ થાય.

ઘણેક દિવસ વીતી ગયા પછી તે ન્યાતના એક વૃદ્ધ શોખીન સુરતી સૈદેલાણી રામજણીવાડમાં પોતાની એક મિત્રને ત્યાં દિલ બહેલાવવા ગયા. ત્યાં પેલી ગણિકાએ એ વૃદ્ધને વાત કરી.

'લાલાસાહેબ, મારે ત્યાં ત્રણેક દિવસ થયાં બે છોકરીઓ આ ચઢી છે અને તેમને અમારા જેવી જિંદગી ગાળવી છે એમ તેઓ કહે છે. મેં એમને સમજાવીપટાવી સંતાડી રાખી છે. તમે જુઓ તે તમે એમને ઓળખી શકો છો ? એ છોકરીઓ પોતાની ન્યાતજાત કહેતી નથી પણ મને સહજ વહેમ છે કે એ ઊંચી વર્ણની છે.'

લાલાસાહેબે છોકરીઓને જોઈ, અને તરત પોતાની ન્યાતની તરીકે ઓળખી. તેમણે તરત પેલી ગણિકાને કહ્યું, 'હું લઈ જાઉં. એ અમારી ન્યાતની છે.'

ગણિકાએ પાછું કહ્યું : 'લાલાજી, હમણાં નહિ લઈ જવાય. મોડી રાતે જ્યારે આખો મોહોલ્લો ઊંઘમાં હોય ત્યારે આવીને લઈ જજો નાહકની છોકરીઓની જિંદગીને હંમેશનું કલંક લાગી જાય ને, વાત બહુ લોકો જાણે તો !'

લાલાજી મોડી રાતે જઈને છોકરીઓને લઈ આવ્યા અને માબાપને સોંપી દીધી.



દૃશ્ય બદલાય છે. મુંબઈ–મોહમયી નગરી. એક જુવાન ઝવેરી એક ગોવાલણીને માશૂક બનાવે છે. તેની પાછળ પાગલ બને છે. ઝવેરાતનો ધંધો પણ ગજબ પ્રમાણમાં ખેડે છે. હજારો બનાવે છે—હજારો ખૂએ છે. એક વાર પવન પ્રતિકૂળ થયો. આબરૂ સાચવવા લાખ-દોઢ લાખ તો બેત્રણ દિવસમાં જોઈએ જ. આમતેમ સર્વ ઠેકાણે સવાલ નાખી જોયો. પણ પડતાનો હાથ ઝાલનાર તો કોઈક જ હોય ને ! પડતાને પાટુ મારનાર અનેક નીકળે.

જરા આડે માર્ગે જઈએ—તબલામાં આડા બોલ બાંધીએ. અમારા મોહોલ્લામાં, વર્ષો પહેલાં, એક ચોર રાતના નવેક વાગ્યે પકડાયો ચોર પકડાય પછી પૂછવું શું ! જે માણસ જાય તે એને બેચાર ધોલધપાટ કે લાત ચોડી આવે. હું એક ભાઈને ત્યાં બેઠોબેઠો ગપ્પાં

તો હતો. બહારની બૂમાબૂમ સાંભળી પેલા ઊભા થઈ ગયા અને
રો હાથ પકડી મને ખેંચવા લાગ્યા. 'ચાલો, મારા ભાઈ, આવો
ગ ક્યારે આવે છે! જઈને એને હાથ બતાવી આવીએ.'

મેં ના પાડી એટલે મને બેસવાનું કહી પોતે જઈને પેલાને
ત્રણ લાત મારી આવ્યા! બહાદુરી કોઈના બાપની છે! આપણે
મ પર આવી પાછા મુદ્દાની વાત પર આવીએ.

પેલા જુવાન ઝવેરીએ મનોમન નિશ્ચય કરી લીધો: માશૂકને ત્યાં
જઈ છેલ્લી મજા માણી આવી ઘેર જઈ પડીકી ખાઈ ચિરનિદ્રામાં
ડી જઈશ.

ઝવેરી તો રાતે સાડા–આઠેક ઊપડ્યો. માશૂકને ત્યાં ભાવતું ભોજન
જમ્યો અને પછી તેણે માશૂકને કહ્યું: 'આજ તું દિલથી ગાણું
સંભળાવ'

ચતુર નાયકણને શક પડ્યો. કળે કરીને બધી વાત કઢાવી પછી
તે બોલી, 'અરે લાલાજી, મારી સાથેની તમારી મોહબ્બત આવી
હલકી હશે તેનો મને ખ્યાલ નહિ. મને બહુ દુઃખ થાય છે'

ઝવેરીએ તેને વળતું પૂછ્યું: 'કેમ, મારી અને તારી મોહબ્બતનો
શ્ન ક્યાંથી અત્યારે આવ્યો?'

પેલીએ જવાબ આપ્યો: 'લાલાજી, લાખ-દોઢ લાખ માટે તમે
જીવ તજવા તૈયાર થયા? તમે જાણતા નથી કે તમારા પોતાના
દોઢ-બે લાખથી વધારે પૈસા મારી પાસે ઘરેણાં અને રોકડમાં પડ્યા
છે! તમે મને છોડીને આટલા પૈસા માટે જાઓ છો ત્યારે તેનાથી
વધારે મારી પાસે પડેલા છે! તમારા વિના મારે પૈસા શા કામના?'

ઝવેરીએ ઘણી આનાકાની કરી–પેલીને સમજાવી પણ તે એકની
થઈ નહિ. 'ભલે ત્યારે પાછા આપજો ને. તે વખતે હું નહિ લઉં
! મને લાત મારજો.' આવા શબ્દોથી ઝવેરી કબૂલ થયો.

થોડા જ સમયમાં પાછો તર થઈ ગયો.

★

મારા એક સ્નેહી છે—પરમ સ્નેહી છે એમને વિશે હું વિચાર કરું છું ત્યારે મને 'લે મિઝરાબ્લ'માંના મોં. જેવર્ટનું પાત્ર યાદ આવે છે. જો કે એ પાત્ર અને આ મિત્રમાં ફેર ઘણો છે. જેવર્ટ પોતે તો અસત્ય આચરતો નહિ એટલું જ નહિ પણ બીજાને તેમ કરવા પણ દેતો નહિ ઝર્વાલઝ્યા જેવાં પ્રાયશ્ચિત્ત કરીકરી પાવન થઈ ગયેલા આત્માને પણ એ પોલિસ ઇન્સ્પેક્ટર ચોર સિવાય બીજી રીતે ઓળખવા તૈયાર ન હતો. મારા મિત્ર પોતાની ક્ષતિ જુએ—પોતાની ક્ષતિ જુએ તો આડ થઈ જાય પણ સામા માણસોમાં એ જુએ તો 'આખરે તો બિચારો માનવ જ છે ને' કહીને એમની ક્ષતિઓ પ્રત્યે ક્રૂર કદાપિ નહિ થાય. એમના જીવનમાં તો કાંઈ કાંઈ દાખલા પડેલા છે પણ અત્રે આ સમયે તો હું એક જ દૃષ્ટાંત ટાંકું છું.

બહારગામ રહેનાર એક ગૃહસ્થે આવીને એમને પોતાની હકીકત કહી. પોતાની પુત્રી કુંવારી હતી અને ગર્ભ રહી ગયેલો. ક્યાંક જઈને ગર્ભપાત કરવાને બદલે સુવાવડ કરાવી પણ બાળક મૃત્યુ પામ્યું હતું. આ વાતને થોડા વર્ષ વીતી પણ ગયાં હતાં. એક સારો મુરતિયો તેમને મળ્યો. પોતાની પુત્રી માટે પેલાએ માગું કર્યું.

આ ગૃહસ્થે મારા સ્નેહીનો મત માગ્યો : પુત્રીના કલંકની વાત આ મુરતિયાને કરવી કે નહિ. સ્નેહીએ તરત જ કહ્યું કે એ વાત કહેવી જ જોઈએ. ઢાંકપીછોડો કરવાથી ભવિષ્યમાં વધારે નુકસાન થવા સંભવ છે. ગૃહસ્થની હિંમત એ વાત મુરતિયાને કહેવાની થઈ નહિ એટલે એમણે મારા સ્નેહીને એ કામ સોંપ્યું. સ્નેહીએ આખી વાત જરા પણ છુપાવ્યા વગર મુરતિયાને કહી અને સાથે સલાહ આપી કે જો, આમ તને છોકરી પસંદ હોય તો પેલું કલંક ભૂલી જા અને પરણી જા.'

સુરતિયાએ સ્નેહીની સલાહ માની. એ લગ્ન આજે સુખી રહ્યાં છે.

આ જ પ્રકારની એક નવલિકા જાણીતા લેખક ડબલ્યુ ડબલ્યુ. કિન્ઝે લખી છે. એ આલમમશહૂર હાસ્યકારે આવી કેટલીક અન્ય ની અને ઉત્કૃષ્ટ નવલિકાઓ પણ લખી છે. મેં તેનો અનુવાદ લો અને તે 'ફુરસદના ફટાકા' નામના મારા સંગ્રહમાં 'સત્યપાલન' નામે છે.

. એમાં એક અંધ કપ્તાન, પત્ની, પુત્રી અને એક સુરતિયો ટલા પાત્રો. પુત્રી બહુ નાની હતી તે વખતે એ લંડન ગયેલી— કરીની શોધમાં. ત્યાં ગર્ભ રહ્યો. પાછી આવી. પત્ની અને પુત્રીને મ થયું કે અંધ કપ્તાનને આ વાત જણાવવાથી શો ફાયદો? વાવડ થઈ પણ ખરી અને બાળક મૃત્યુ પણ પામ્યું. થોડાંક વર્ષો ી જાય છે. એક જુવાન ત્યાં આવે છે,-આ કુટુંબમાં થોડો સમય રહે અને પછી કુદરતી રીતે જ એ જુવાન અને પેલી યુવતી વચ્ચે મ થાય છે, કપ્તાન આગળ રજા લેવા પેલો જુવાન આવવાનો છે મ જાણ્યાથી પત્ની પતિને કહે છે કે એને સંમતિ આપશો ને?

અંધ કહે છે: 'જરૂર, પણ પેલી વાત હું બધી જાણું છું એટલે વાત તેને કહેવી પડશે.'

પત્ની: 'હાય હાય, તો તો એ ચાલ્યો જ જાય ને! અને ાપણી પુત્રી આપઘાત કરે.'

અંધ કપ્તાન: કોઈ પણ માણસ મારા ઘરમાં અસત્યના વાતા- ણમાં પ્રવેશ નહિ કરે.'

કપ્તાન પેલાને વાત કહે છે. સાંભળીને દિગ્મૂઢ બની સુરતિયો ફરો જાય છે. રાતના પિતા બારી પાસે શૂન્યમનસ્ક બેઠો હતો. ાઈપ સળગાવ્યા વગરની હાથમાં પડી રહી હતી

પુત્રી શાંતિથી તેની પાસે આવે છે અને કહે છે: 'ગૂડ ના પિતાજી, તમે જે પણ બધું મારે માટે કર્યું છે તે બદલ હું આ માનું છુ.'

પિતા કહે છે: 'મારી લાડકી, આપણે તો પહેલાં હતાં તે થઈ ને રહીશું.'

પુત્રી ડુસકું ખાઈ સમુદ્ર ભણી ચાલી અને ત્યાંની નાની હોડી પાણીમ ઉડસેલીને તેમા ચડી બેઠી. અંધકારને ઓથે પેલો યુવક ઊભો હ તે પાછળ પાછળ ગયો. પણ જરા મોડો પહોંચ્યો. હોડી પાણીમ આગળ સરતી ચાલી.

યુવકે પાણીમાં પડતું મૂક્યું.

'જા, મેરિક, પાછો જા' યુવતીએ દયામણે અવાજે ચીસ મારી

'હું હવે પાછો જઈ શકું એમ નથી, હું થાકી ગયો છું.' યુવા જવાબ આપ્યો.

બહુ જ વખતસર યુવતીએ પાણીમાંથી યુવકને હોડીમાં ખેંચી લીધે

એકાદ ક્ષણ પછી યુવક બોલવા જેવી સ્થિતિમાં આવ્યો ત્યાં એણે કહ્યું: 'મરવું જ હોય તો આપણે સાથે જ મરશું. બાકી જીવીએ કે મરીએ પણ તને એકલીને હું મારી કનેથી દૂર નહિ જવા દઉં.'

આ કલ્પનાએ ઘડેલું વસ્તુ. પેલો કિસ્સો વિધિએ આલેખેલો.



ઘણાં વર્ષો પહેલાંની વાત છે. સૌરાષ્ટ્રના વિખ્યાત ધારાશાસ્ત્ર અને મશહૂર રાજદ્વારી પુરુષ સ્વ. શ્રી કલ્યાણરાય બક્ષીની ભત્રીજીના લગ્ન સાંજે ઘરમાંથી બધા લગનમાં ભાગ લેવા જાય છે. પોતે સહેજ પાછળથી જવાના હતા એટલે ઘરમાં એકલા બેઠા હતા. તારવાળો આવે છે સહી કરી કલ્યાણરાયજી પાકીટ ફોડે છે અને તાર વાંચે છે.

પોતાની પુત્રી પરગામ મૃત્યુ પામી છે એવા સમાચાર તારમાં
વા અને ક્ષણભર કુશલ મુત્સદ્દી, બાહોશ ધારાશાસ્ત્રી અને સર
ાળશાહ મહેતા પણ જેમને માનથી જોતા હતા - તે કલ્યાણરાયજી
ારમાં પડી જાય છે. પેલું તે ક્ષણભર જ. તાર ગડી વાળી ગજ-
ં મૂકે છે અને હાથમાં લાકડી લઈ પોતે ભત્રીજીના લગ્નમાં
ંચી જાય છે.

બીજે દિવસે વહેલી સવારે કલ્યાણરાયજી ઘરનાં બધાંને દુઃખદ
ચાર આપે છે અને કહે છે :

' બીજું શું થાય ? શું થઈ શકે ? પુત્રી તો બિચારી ગઈ પણ
ં લઈ ને આપણી ભત્રીજીના લગ્નની ઘડી બગાડવાથી શો ફાયદો ? '



એ જ કલ્યાણરાયજીના ભત્રીજા શ્રી રામપ્રસાદ બક્ષીનો એક કિસ્સો.
રતના ગ્રૅજ્યુએટ થઈ એલ્ફીન્સ્ટન હાઈસ્કૂલમાં માસિક રૂપિયા સાઠમાં
રી લે છે. તે વખતે ઘર સહેલાઈથી મળતાં એટલે એમણે પોતાના
ા શ્રી. હિંમતલાલ અંજારિયાને ઘર વિશે કહ્યું મામાએ ઘર શોધ્યું
ખરું અને ભાડું પણ માસિક પચીસ રૂપિયા; પણ ઘરધણીને
ભાણેજોનો ખરાબ અનુભવ થયલો અથી ઘરધણીએ બાર
નું ભાડું રૂપિયા ત્રણસો અગાઉથી માગ્યું મામાએ ભાણેજને
કરી અને ભાણેજે ઘરધણીનું નામ માગ્યું. ઘરધ ણી સ્વ. ૯ સરાજ
ાદર દોપરાજી મુંબઈના જ્યાં રહેતા હતા ત્યાંનું ઠેકાણું લઈ
શેજ પોતાના તે વખતના વરણાગિયા વેશમાં — ધોળો સાફો,
ો સેટિન કકતો લાંબો ડગલો અને પાટલૂન અને નીચે નવા
રખાં-શેઠને ત્યાં પહોંચી ગયા.

શેઠે ' આવો ' કહી સન્માન કરી આવવાનું કારણ એમને પૂછ્યું
શેજે જવાબ આપ્યો : ' આપ જુઓ છો તેવો હું છું. મારો આપની

પાસે એક જ સવાલ છે અને તે એ કે આપ મને ત્રણસો રૂપિયા આપો.'

શેઠે કહ્યું: 'પણ હું તો તમને જરા પણ ઓળખતો નથી. તે કેવી રીતે આપું?'

બક્ષીસાહેબ જવાબ આપે છે: 'આપ તો પેલી વાત જાણતા જ હશો: 'તેડો તો તેડો પણ મેડો હય.' એટલે ગમે તેવો હું છું પણ હું છું એ જ ઓળખાણ બસ છે.'

શેઠ આમ તો ખેલદિલ અને ઉદારદિલના હતા. તેમને આ જુવાનની વાતચીતમાં મજા પડી. એમણે પૂછ્યું: 'એ ઠીક, ભલા, પણ તમારે શા માટે ત્રણસો જ રૂપિયાની જરૂર પડી!'

જવાબ: 'શેઠસાહેબ, શું કહું? મારા મામાએ મારે માટે એક મકાન રાખ્યું જેનું ભાડું માસિક રૂપિયા પચીસ પણ શેઠને કોઈ ભણેલાએ કડવો પાઠ શિખવાડેલો કે શું તે એ તો આખા વર્ષના સામટા રૂપિયા ત્રણસો માગે છે. મારો માસિક પગાર રૂપિયા સાઠ. ફત્તેહમંદ શિક્ષક થવું હોય તો આથી ખરાબ વેશ ધારણ કરાય નહિ. તો મારે રૂપિયા ત્રણસો ક્યાંથી કાઢવા?'

'પણ એવો તે કયો શેઠ તમને મળી ગયો? અને એ ઘર ક્યાં છે?'

ઘર છે સાંતાક્રુઝમાં 'હંસરાજ વાડી'માં અને શેઠનું નામ છે હંસરાજ દામોદર રોપરાણી.'

આ સાંભળી હંસરાજ શેઠે હાસ્ય કરી ઘર ગજાવી મૂક્યું અને કહ્યું, 'અલ્યા જુવાન મહેતાજી, તે તો ભારે કરી. હું જ હંસરાજ શેઠ. તારા મામા તે હિંમતલાલ અંજારિયા, ખરું કેની?'

'હાજી.'

'તમારી વાત સાચી, ભાઈ, કોઈ બધા ભણેલા ખરાબ થોડા હોય છે! બેસો. ખુશીથી મારા ઘરમાં રહો અને સગવડ પડયે ભાડું

આપતા જજો.' પરિચય આમ થયા કેડે હંસરાજ શેઠ જીવ્યા ત્યાં સુધી રામપ્રસાદ બક્ષી સાથે ખૂબ સારો સંબંધ જાળવી રહ્યા.



હંસરાજ શેઠ આપબળે આગળ વધેલા. બિલકુલ કેળવણી લીધા વગર. આફ્રિકામાં એ સારું ધન કમાયેલા. ગરીબી પણ જોયેલી અને શ્રીમંતાઈ પણ જોઈ. પણ આગલા પરિચ્છેદમાં જણાવ્યું હતું તેમ એમને કેટલાક ભણેલાઓનો કડવો અનુભવ થયેલો એથી બધા જ ભણેલા પ્રત્યે એ શકની નજરે જોતા. પોતાની પરીક્ષામાં પાસ થાય પછી તેના પ્રત્યે સાચો સ્નેહ એ બતાવતા. જેમ રામપ્રસાદ બક્ષી માટે એમને ઠેઠ સુધી માન અને આદર રહ્યાં તેમ મારા વડીલ ભાઈ જયસુખલાલ મહેતા માટે પણ એમને માન અને આદર હતાં.

રામભાઈ બક્ષી જે લાકડાની બંગલીમાં રહેવા ગયા તે જ લાકડાની બંગલીમાં પહેલાં જયસુખલાલ અને અમે બધાં રહેતાં હતાં. તે વખતે એક વાર હંસરાજ શેઠને મોટાભાઈએ કહ્યું: 'શેઠસાહેબ, અહીં એકાદ ટેનિસકોર્ટ થાય તો ઠીક થાય.'

હંસરાજ શેઠે તરત જ કહ્યું: 'મને ટેનિસ શીખવો તો જરૂર ટેનિસકોર્ટ તૈયાર કરાવી નાખીએ.'

'અમે બધા પણ અમારી શક્તિ મુજબ એમાં ફાળો આપીશું,' જયસુખલાલે ઉમેર્યું.

'ના જયસુખભાઇ, એમ હોય તો આપણે અત્યારથી જ આ યોજના બંધ કરીએ' તરત શેઠે કહ્યું. અને પછી તેનું કારણ સમજાવતાં કહ્યું, 'તમે નોકરિયાત લોકો આપી આપીને શું આપો? મીવાંભાઈકી આધી જાર-માફ કરજો-જયસુખભાઈ, પણ એમ કરવામાં હું મારા તમામ અધિકાર ખોઈ બેસું.'

અને વાત પણ ખરી. હંસરાજ શેઠનો ટેનિસકોર્ટ એટલે એ ફર્સ્ટક્લાસ હોવો જોઈએ, બે પોરિયા સવારે હાજર રહેવા જોઈએ.

દર વર્ષે રૂપિયા અઢીસો–ત્રણસો ખરચીને કોર્ટને દુરસ્ત કરાવવો જોઈએ તે ઉપરાંત બોલ, જાળી વગેરેનો ખરચ જુદો. આપી આપીને અમે કેટલુંક તે જમાનામાં આપી શકત ?

બધો જ ખર્ચ હંસરાજ શેઠે આપી કોર્ટ તૈયાર કરાવ્યો એટલું જ નહિ પણ દર રવિવારે મુંબઈમાંથી હોશિયાર ટેનિસના ખેલાડીઓને બોલાવી એમની સાથે રમવું એવો પ્રબંધ થયો. એમની સરભરા પણ શેઠને શોભે એવી જ રીતે થતી અને તેમને માટે તે સમયમાં બહુ મોંઘાં ગણાતાં ' રેકેટ્સ ' લગભગ પાંત્રીસ–ચાળીસનાં પણ બે ત્રણ રાખી મુકેલાં !

શેઠ પોતે પણ સરસ ટેનિસ રમી શકતા અને પોતે સાંતાક્રુઝ રહ્યા ત્યાં સુધી એમણે કોર્ટને એ જ પ્રમાણે એકલે હાથે નીભાવ્યો. બેત્રણ બીજા શરિયા પણ રમવા આવતા અને તેમણે કાંઈક આપવાની ઇચ્છા પણ બતાવેલી. પણ હંસરાજ શેઠ તો એક જ વાતને વળગી રહેલા કે આવા કામમાં ભાગિયા ન શોભે !



' રેટોર્ટ '–બંદૂકમાંથી ગોળી છૂટે તેવી ત્વરાથી જડબાતોડ જવાબ આપવાની ટેવ પડી જાય છે તો આપણાથી સારા સચોટ ' રેટોર્ટ ' આપી શકાય છે એ ખરું પણ એના પરિણામે ઘણી વાર નાહક મનદુઃખ થાય છે. પહેલા પહેલાં મને એવા જવાબો આપવાની ઘણી ટેવ હતી. પછીથી મેં એ લગભગ છોડી દીધેલી. નિર્દોષ જવાબમા કશું ખોટું નથી. એ માત્ર રમૂજ જ ઉપજાવે છે.

મહાત્માજી તબિયત બરાબર કરવા જુહૂ આવીને રહેલા. એમને આનંદ આપવા સાંતાક્રુઝની યુવતીઓએ એમની આગળ ગરબા ગાવાનો કાર્યક્રમ રાખેલો. તે જમાનામાં મોટરકાર ઘણું કરીને નહોતી. ઘોડાગાડી પણ એકાદ બે શેઠિયાને ત્યાં હતી અને ભાડાની ત્રણ વિક્ટોરિયા હતી. આ બધાં વાહનો ઉપયોગમાં આવી ગયેલાં એટલે

મે અને મારી પત્નીએ બળદનું ગાડું ભાડે રાખ્યુ અને તેમાં બેસીને જુહુ જતા હતા

માર્ગમા બેત્રણ મિત્રો મળ્યા. તેમને આ દૃશ્ય જોઈ રમૂજ થઈ અને એમાથી એક મને કહ્યુ, ' કા ધણુભાઈ, રથમા બેસીને ચાલ્યા ? '

મે તરત જ જવાબ આપ્યો : ' ગાડાભાઈ, મહાત્માજીના દરશને જઈએ છીએ એટલે. બાકી તો આહીની મોટરકાર ભાડે કરી લીધી છે । '



સાતાક્રુઝમા જૂની પોલીસચોકી સામે મોદીની ચાલમાં રહું રવિવારે હુ કઠેરામા ઊભો ઊભો શૂન્યમનસ્ક ઘોડબંદર રોડ પર જતા-આવતા મનુષ્યોને જોઈ રહ્યો હતો.

હુ જેમને બહુ સારી રીતે ઓળખું એવા બે મારા કરતાં વયમા મોટા—ગૃહસ્થો ત્યાથી જતા હતા એક હતા સાદા, બધુપડતા પ્રામાણિક ગૃહસ્થ જેમને આપણે છગનલાલ કહીએ તેમની સાથે હતા એક શેઠિયા—આડાતેડા ધધામા નિષ્ણાત—જેમને આપણે શેઠ કહીએ મે બેને સલામ કરી. છગનલાલ પોતાને હાસ્યરસકાર ગણતા. મને પણ એ જ રીતે ઓળખતા. એમણે મને કહ્યુ : ' વનસુખભાઈ, તમે તો ભાર્ે ભારે મોટા વિવેચક. બીજાની ભૂલો શોધ્યા જ કરો. આ અમે બે જઈએ છીએ તેમા પણ તમે તો કાઈક ભૂલ શોધી કાઢવાના જ ખરું ને ? '

તે વખતની મારી ખાસિયાત ' રૅટૉર્ટ ' આપવાની. શેઠ તરતના જ વિલાયત જઈ આવેલા. અને ત્યાં ' સ્લીપીંગ સૂટ ' પહેરે તે જ સ્લીપીંગ સૂટ પહેરીને પગમા ચપલ ઘાલી જુહુ જતા હતા. બધાને ખબર હશે જ કે સાધારણ રીતે એ સ્લીપીંગ સૂટના કપડાને ઊભા પટ્ટાના પટા હોય છે. અલબત્ત, ઈગ્લેંડમાં આવા સ્લીપીંગ સૂટ પહેરીને શયનખ[illegible]માં પ[illegible] બ[illegible]ર '[illegible]ઉન ' પહેર્યા વગર અવાય

નહિ, પણ એવી 'એટીકેટ' ધનિકોને નડે નહિ એમ શેઠ માનતા હશે.

મારાથી બોલી જવાયું, 'માફ કરજો. છગનભાઈ, પણ શેઠનાં કપડાં પર 'એરો '( ↓ તીર )' છાપવાનાં રહી ગયાં લાગે છે.'

આ 'એરો' અને પટાનાં કપડાં ઇંગ્લેંડમાં કેદીઓને પહેરવાં પડે છે. મારા શબ્દો સાંભળીને શેઠને લાગ્યું તો ઘણું ખરાબ. પણ મુત્સદ્દી માણસ એટલે ગળી ગયા અને માત્ર એમણે છગનભાઈ ને એટલું જ કહ્યું: 'સવારના પહોરમાં મને શીદને નાહકની ગાળ ખવડાવી ?'



સાપના દંશને મંત્રથી સારા કરવાની ઘણીઘણી વાતો આપણે સાભળીએ છીએ. 'વાર્લ્ડ વર્લ્ડ મેગેઝીન'માં સત્ય કથાઓ આવતી તેમાં પણ આવી રીતે માણસોને સારા કર્યાની વાતો વાંચેલી. પણ ખરું શું ? વઢવાણમા ૧૮૯૦–૯૭ સુધીમાં અમારા ઘરના છાપરા આગળ પોપટ માળો બાધતા અને તેમાં તેમનાં બચ્ચાં ખાવા પ્રચંડ નાગ–કોબરા કયાથીય છાપરે ચઢી આવતા.

આવા એકાદ પ્રસંગે જ્યાં કોઈની નજર આ ભયંકર સાપ પર પડે કે અમારા મહન્તના મઠમાં હાહાકાર મચી રહેતો. અમારા બાપાજી હુકમ છોડે. નોકરો, પડોશીઓ દોડીને ભૂવાઓને બોલાવી લાવે. મોટી-મોટી નીસરણી મૂકી ભૂવા તેના પર ચઢે હાથમાં અડદ કે એવા કથાકના દાણા રાખી તે મંત્રી નાગ તરફ ફેંકે. પરિણામે સાપોને મેં બેભાન થઈ જતા તો જોયા છે જ.

પછી મોટા મોટા વાંસડાના ચાણુસા વતી સાપને પકડવામાં આવે અને તેમને મોટા માટીના માટલામાં ઘાલીને ઉપર દારો દઈ દઈને, એક માણસને સોંપવામાં આવે. માણુસ દૂર જંગલમાં જઈ તે માટલું આઘે ફેંકે એટલે માટલું ફૂટી જાય અને સાપ ચાલ્યો જાય. તે વખતે સાપને મારી શકાતા નહોતા કારણ કે તો મહાજન હોહા કરી મૂકે.



એક વાર અમે રાજકોટમાં. હું તે વખતે છએક વર્ષનો હોઈશ. અમારે ત્યાં વાત આવી :

ચાર ફકીર પરદેશથી આવી કબ્રસ્તાનમાં ઊતર્યા. ત્યાં પોતાનાં વસ્ત્રો ધોઈ કબરો પર સૂકાતાં મૂક્યાં. સાંજ પડી તોયે એક કબર પરની ચાદર ભીની ને ભીની રહેવા પામી આથી પેલા ફકીરોએ ખબર કઢાવી કે આ કબર કોની છે? કારણ કે અંદર માણસનો જીવ છે. ખબર કાઢતાં જણાયું કે એક મુસલમાનનો જુવાન છોકરો પોતાની પત્ની સાથે ખાટલામાં સૂતો હતો ત્યાં પત્નીના વાળ છૂટા હોઈ ખાટલા નીચે પડતા હતા તે પર થઈ એક નાગ ઉપર ચઢી જુવાનને કરડયો. તે જુવાનને મૃત્યુ પામ્યાને હજી ત્રણેક માસ થયા હતા.

ફકીરોના કહેવા પ્રમાણે સર્પદંશથી માણસ મરી ગયેલો જણાય પણ તેનો જીવ છ માસ સુધી તેના શરીરમા રહે છે જ અને સાપ ઉતારનાર તે સાપને ઉતારી પેલા માણસને સજીવન કરે છે. આ પ્રમાણે પેલા જુવાનની કબર ખોદાવી તેના શબને બહાર કાઢી, ઘેર લઈ જઈ, તેની પત્નીને પણ જેમ તે દિવસે સૂતી હતી તેમ સુવડાવી ફકીરોએ પેલા સાપને બોલાવી જુવાનને સાજો કર્યો હતો.

આ વાત તાજી જ બનેલી રાજકોટમાં અમારે કાને આવી. પણ તે સાંભળેલી વાત. બનવા કાળ તે રાજકોટનો અંગ્રેજ સ્ટેશન-માસ્તર પણ એ એકાદ બે દિવસમાં સર્પદંશથી મરણ પામ્યો. તેને દફનાવી પણ દીધો. પછી તેનાં સગાંવહાલાને આ જુવાન મુસલમાનનો કિસ્સો જાણવામાં આવ્યો. તેમણે પેલા ફકીરોને બોલાવ્યા અને પૂછ્યું કે આ સ્ટેશનમાસ્તરને તમે સજીવન કરી શકો?

ફકીરોએ હા પાડી માજિસ્ટ્રેટ તેમને ખૂબ દમ પણ માર્યો કે કફન બહાર કાઢી પેલા સ્ટેશનમાસ્તરનું શબ એમને સોંપીએ ખરા પણ પછી જો એ સારો નહિ થાય તો ફકીરોને સખત સજા કરવામાં આવશે. ફકીરોએ તે વાત કબૂલ રાખી અને માજિસ્ટ્રેટની હાજરીમાં પેલા ગોરાનું કફન ખોદી કાઢવામાં આવ્યું.

જ્યારે એ ટ્રેન બહાર કાઢવામાં આવ્યું ત્યારે હું મારા બહેચર નામના નોકર સાથે તે કબ્રસ્તાનના સળિયાને ઝાલીને ઊભો હતો.

ટ્રેનમાંથી ગોરાનું શબ બહાર કાઢવામાં આવ્યું અને જ્યાં ફકીરો તેને તપાસે છે ત્યાં જ તેમણે બૂમ મારી કે સત્યાનાશ વળી ગયું! ગોરો મૃત્યુ પામ્યો પછી ત્યાંની સિવિલ હૉસ્પિટલના ગોરા ડૉક્ટરે જ તેનું માથું કાપી મગજ – બ્રેઈન કાઢી લીધું હતું! એટલે ફકીરોએ કહ્યું કે એ ડૉક્ટરે એને મારી નાખ્યો છે અને મગજ વિનાના માણસને અમે જીવતો નહિ કરી શકીએ!

આસપાસ ઊભેલા ગોરા સ્ટેશનમાસ્તરનાં કુટુંબીજનોના કલ્પાંત મારાથી જોવાયા નહિ એટલે હું નોકરને લઈને ઘેર ગયો.



૧૮૯૭–૧૯૦૦ સુધી અમે પાલિતાણા. દીવાન ગણપતરાવ નારાયણરાવ લાડ અને નાયબ દીવાન મારા બાપાજી કૃષ્ણલાલ ગોવિંદદાસ મહેતા. ત્યાંના મહારાજા માનસિંહજી–એ સર્પના દંશને ઉતારવાના મંત્રો જાણતા હતા. આવા જાદુકાર કોઈને પણ ના નહિ કહી શકે અને તે વખતે વીજળી નહિ એટલે મહારાજાના શયનખંડથી દોરી લઈ ઠેઠ આવાસ કમ્પાઉન્ડના દરવાજા આગળ સુધી લાવેલા. શયનખંડના દોરીના છેડાએ મોટો ઘંટ. રાતના બાર વાગે પણ કોઈને સાપ કરડ્યો હોય તો તેને લઈને તેનાં સગાસંબંધીઓ પેલા મુખ્ય દરવાજે આવી દરવાનને કહી દોરીથી ઘંટ વગડાવે અને મહારાજા ઊતરીને આવે.

બાપાજીએ મહારાજાને બહુ બહુ વિનવ્યા પણ એમણે મંત્ર શીખવવાની નાની ના જ પાડી. આખરે બાપાજીએ પોતે જુદેજુદે ઠેકાણેથી એકઠા કરેલ મંત્રો એમને બતાવ્યા અને તેમનો એ વિશેનો અભિપ્રાય પૂછ્યો.

મહારાજાએ બીજા બધા મંત્રો તો નકામા છે કહી કાઢી નાખ્યા પણ એક સાચો છે એમ કહ્યું. પણ પછી ઉમેર્યું કે એ મંત્ર તમારે

કામનો નથી. એ મંત્રની સાધનામાં માણસે સ્મશાનમાં અમુક માસમાં અને ગ્રહણ વખતે જઈ ને મુડદાં પર બેસી એનો જપ કરવો પડે. તે પણ કરવા કોઈ તૈયાર થાય તો બીજી પંચાત એ હતી કે જેને સર્પ કરડયો હોય તેને એક ઝાડ સાથે બાંધવો પડે. પછી પેલો મંત્ર બોલે એટલે પેલો માણસ સારો થાય.

પણ પછી એ માણસને પૂરા ત્રણ દિવસ સુધી એ ઝાડ સાથે બાંધેલો જ રાખવો પડે. આવા માણસને એમ ઘણા દિવસ બાંધી રાખવા કયો સ્નેહી તૈયાર થાય ? અને જો વચમાં તેને છોડે તો તરત જ પેલો માણસ મંત્રથી સર્પ ઉતારનાર માણસને કરડે અને તેને બચાવનાર પછી કોઈ મળે નહિ !

આમ થવાથી બાપાજીએ એ મંત્રોની શોધ કરવી મૂકી દીધી.



સર્પનુ ઝેર ઉતારવાના મંત્રો સાથે બાપાજીએ બીજા પણ મંત્રો ભેગા કરેલા આધાશીશી ઉતારવાના, શૂળ આવે તે કાઢવાના અને કોઈ પણ ઉપરીની મહેરબાની મેળવવી હોય તો તેના.

આમા આધાશીશી ઉતારવાના અને શૂળ કાઢવાના મંત્રો તો મને બાપાજીએ શીખવેલા અને મે તેની સાધના લગભગ ૧૯૦૪–૦૫ સુધી ચાલુ રાખેલી. સુરતમા આધાશીશી અને શૂળ આધેડ સ્ત્રીઓમા સામાન્ય હતાં એટલે મને વાર વાર લોકો લઈ જતાં અને હુ તે મટાડતો પણ ખરો.

પછી ૧૯૧૦મા બાપાજી મૃત્યુ પામ્યા અને મારી પાસેથી એ મંત્રોવાળી ચોપડી હાથે લખેલી—એક મિત્ર લઈ ગયા અને તેમણે ખોઈ નાખી !



૧૮૯૯ની સાલ. મારા મોટાભાઈ જયસુખલાલ ઇન્ટર આર્ટ્સમાં નપાસ થયા તે અને અમારા મામા રણજિતરામ બને આખું વર્ષ

અંગ્રેજી કવિઓનાં કાવ્યો વાંચવામાં અને અમદાવાદની મોરલ એન્ડ લિટરરી એસોસિએશન (હાલની સાહિત્ય સભા)ને વિકસાવવામાં પડ્યા હતા એટલે બંને નપાસ થયા એમાં આશ્ચર્ય નહોતું પણ બાપાજીનો સ્વભાવ ભયંકર ક્રોધી એટલે પાલિતાણામાં પરિણામ જણાવ્યું અને પરિણામે લગભગ બે કલાક જયસુખલાલનો ભારે ઊધડો લીધો.

તે વખતે એક મહેતાજી ત્યાં બેઠા હતા તેમણે બાપાજી જરાક શાંત થયા એટલે હિંમત કરી કહ્યું, 'સાહેબ, એમાં વિદ્યાર્થીઓનો પુરુષાર્થ કામ આવતો નથી. માત્ર પ્રારબ્ધ જ જે ધારે તે થય છે' બાપાજીને આથી આશ્ચર્ય થયું અને એમણે કારણ પૂછ્યું.

ઉત્તરમા મહેતાજીએ કહ્યું: 'સાહેબ, મારો ચિરંજીવ પણ ઈન્ટરમાં આ ત્રીજી વખતે નપાસ થયો પણ કરવું શું ? પ્રારબ્ધ !'

'તમે પ્રારબ્ધને વચમા ક્યાં લાવો છો ? છોકરા વાંચે નહિ એટલે નપાસ થાય એમા પ્રારબ્ધ ક્યાં આવ્યું ?' બાપાજીએ કહ્યું.

'હું સમજાવું: મુંબઈમા રાજાબાઈ નામે એક ઊંચો મિનારો છે. તેની આસપાસ વિદ્યાર્થીઓને એકએક ટેબલ આપી બેસાડે છે પછી પરીક્ષક મિનારા પર ચડી સવાલપત્રકો ફેંકે છે. જેના ટેબલ પર તે પડે તે પાસ બાકીના નપાસ. આમાં પ્રારબ્ધ જ સાચું ને ! પુરુષાર્થ શું કરે ?'

આ સાંભળી બાપાજીનો ક્રોધ પણ પીગળી ગયો અને મહેતાજી બેઠા હતા ત્યા સુધી તો શાંત રહ્યા પણ એના ગયા પછી ખૂબ હસ્યા.



સુરતમાં ૧૯૦૪ની વાત: બી. એ.ની પરીક્ષાનું પરિણામ, મુંબઈથી તાર પર તાર સુરત આવવા લાગ્યા. અને જેને ત્યાં તાર આવે તેને ત્યાં પેંડા લઈ આવવાની ધમાલ થઈ રહે મોટાભાઈ જયસુખલાલનો તાર પણ આવી ગયો. પેંડાને માટે એક માણસ કંદોઈને ત્યાં ઊપડી ગયો. એમનો એક મિત્ર, તેના પર પણ તાર આવ્યો અને તેના બાપે પેંડા લઈ આવવા કોઈને કહ્યું.

પેલા મિત્રે એમના પિતાશ્રીને તેમ કરતાં અટકાવ્યા અને કહ્યું કે 'પેંડા વહેંચવાની શી ઉતાવળ છે. કાલે છાપામાં આવે પછી જ વહેંચજોને.'

પિતાને કારણ સમજાયું નહિ અને તે વખતના પિતાજીઓમાં ૮૦ ટકા ક્રોધી સ્વભાવના – નર્યા દુર્વાસા જ જોઈ લો — એટલે એમણે તો ધમધમારો બોલાવી. પણ પુત્ર એકનો બે થાય નહિ. આખરે ગુસ્સામાં ને ગુસ્સામાં પિતાશ્રીએ કહ્યું : 'તો ઑલ રાઈટ, કાલે છાપામાં આવે ત્યારે પણ હું પેંડા વહેંચવાનો નથી. તું બી. એ. થાય તેમાં તને ઉલટ નથી તો મારે નાહકના પૈસા ખરચવા શા માટે?'

ઘરમાં શોકનું વાતાવરણ છવાઈ ગયું. બીજે દિવસે છાપામાં પણ આ મિત્રનું મુબારક નામ આવ્યું. પિતાજીથી રહેવાયું નહિ એટલે એમણે કહ્યું, 'કેમ દીકરા? હવે પેંડા વહેંચાય કે? મુહૂર્ત બરાબર છે?'

પુત્રે હા પાડી, પેંડા વહેંચાયા પછી પિતાજીને ખાનગીમાં પુત્રે ખુલાસો કર્યો કે 'બાપાજી, હું કઈ રીતે માનું? મેં એક વિષયમાં પેપર સાવ કોરો આપેલો! મારે બદલે કોઈ નિર્દોષ કપાઈ ગયો લાગે છે!'



૧૯૨૦-૩૦ સુધીના દાયકામાં અમારે ત્યાં કૃષ્ણકુટિર, સાંતાક્રુઝમાં કાંઈ કાંઈ વ્યક્તિઓ આવી ગઈ હતી. આમાં એમ. આર. જયકર પણ હતા.

અત્યારની પેઢીના માણસોએ આ વ્યક્તિને ભાષણ કરતાં નહિ જ સાંભળ્યા હોય. એમનો અવાજ જાણે રૂપેરી ઘંટડી. એમની વાગ્ધારા જાણે મધની ધારા. અને અંગ્રેજી પર એમનો કાબૂ! ઓહોહો!

એક વાર અમારે ઓટલે બેસીને એ વાત પર ચડેલા. ચિત્તરંજનદાસને અને એમને બહુ સારું. ચિત્તરંજનની એક વખત માસિક

પચાસ હજાર રૂપિયાની પ્રેક્ટિસ ગણાતી. જયકરે આ વાત કહેલી :

દાસ પોતાનો નવો મહેલ બંધાવતા હતા. ચરસ ચીજો જુએ એટલે નવા મકાનમાં મૂકવા માટે એ ખરીદી લેતા હતા. એક વાર દાસ અને એમનાં પત્ની એક 'ક્યુરિઓઝ'વાળાની દુકાન આગળથી જતાં હતાં. આગળ જ એક પ્રચંડ, કાળા આરસનું બુદ્ધનું પૂતળું તેમણે દીઠું. તરત દાસ અને એમનાં પત્ની તે દુકાને ગયાં. દાસે દુકાનના માલિકને કહ્યું : 'મારે આ પૂતળું જોઈએ છે. આગલા દાદરના રમણા ઉપરના ગોખમાં એ ખૂબ શોભશે.'

'ના જી, એ વેચવાનું નથી.' દુકાનદારે વિનયથી કહ્યું.

'પણ કેમ ? તો એ અહીં રાખ્યું છે શા માટે ?'

'મારે એને ગોડાઉનમા જ ખસેડવું હતું પણ બીજાં રોકાણમાં એ કામ રહી ગયું' દુકાનદારે કહ્યું.

'ગોડાઉનમાં મૂકવું છે અને મને આપવું નથી ? તમે જાણો છો કે હું મોમાગ્યા પૈસા આપીશ.' દાસે કહ્યું.

જવાબમા બહુ નમ્રતાથી દુકાનવાળો બોલ્યો, 'નામદાર, આ પૂતળું અત્યંત અપશુકનિયાળ છે. અત્યાર સુધીમાં જેટજેટલાએ એને રાખ્યું છે તેટતેટલાનાં ધનોતપનોત નીકળી ગયાં છે. માટે હવે મારે એ કોઈ ને જ વેચવું નથી.'

'કાંઈ ગાંડાબાડો થયો છે ! હું સટ્ટો નથી ખેલતો, જુગાર નથી રમતો, ઘોડા પાછળ પૈસા મૂકતો નથી. હું તો બૅરિસ્ટર છું અને બેજાંના પૈસા કમાઉં છું. મને એ પૂતળું કઈ રીતે નડવાનું છે ?' દાસે પૈસાદાર માણસની હઠ પકડી. એમનાં પત્નીએ પણ એમને સમજાવ્યા. દુકાનદારે ઘણી આજીજી કરી. પણ દાસબાબુ એકના બે નહિ થયા. અને એ પૂતળું ઉપડાવી ગયા.

૭ માસમાં દાસબાબુ ગાંધીજીની સેનામાં જોડાયા. તેમના મૃત્યુ અગાઉ ત્રણચાર વર્ષ, તેમને મુંબઈના જહાંગીર પીટીટ માસિક ત્રણસો રૂપિયા મોકલતા હતા એમાં એમનું ગુજરાન ચાલતું હતું!

વાત પૂરી કરતી વખતે જયકર ગળગળા થઈ ગયેલા.



આમ તો મેં જયકરને અનેક વેળા સાંભળેલા. પણ પછી તો તેઓ તદ્દન નિવૃત્ત થઈ પૂણે રહેવા ચાલ્યા ગયા. થોડાં વર્ષો પછી મંદરાબાઈ હોલમાં એક જાહેર મેળાવડામાં જયકર પ્રમુખસ્થાને હતા એવું સાંભળ્યું એટલે ઘણે વર્ષે એમને પાછા એક વાર સાંભળું એમ કરીને હું ત્યાં ભીડી ગયો.

જયકર બહુ વૃદ્ધ જણાતા હતા. અસલના,' ટિપટોપ ' ડ્રેસને બદલે બહુ સાદો પોશાક એમણે પહેર્યો હતો. એ બોલવા ઊઠ્યા :—

" પહેલાં તો હું દોઢ-બે કલાક સહેલાઈથી બોલતો. હવે તેમ નથી કરી શકતો આજે એટલે હું માત્ર પચીસ મિનિટ બોલીશ.' આમ કહી એમણે બોલવા માંડ્યું. એનો એ જ અંગ્રેજીનો અસ્ખલિત પ્રવાહ – એનું એ જ ઠરેલ માધુર્ય થોડી વાર રહીને તેમણે પોતાની ઘડિયાળ જોઈ. પોતે હસીને કહ્યું : ' બાવીસ મિનિટ થઈ છે. હવે હું ત્રણ મિનિટમાં મારું વક્તવ્ય પૂરું કરીશ ! અને તેમણે તેમ જ કર્યું .

હમણાંના ઘણાય જાહેર નેતાઓ કલાક દોઢ કલાકનાં પીંજણ કરે છે, છતાં બોલતા ધરાતા નથી અને બોલવાનું તેમની પાસે કશું હોતું પણ નથી.

એ જમાનો ગયો — એ બોલનાર ગયા. અને મારા જેવા એમના પ્રશંસક સાંભળનારા થોડાઘણા રહ્યા હશે તે જતાં સાંભળનારા પણ જશે.



ઇંગ્લેંડના એક વિખ્યાત પત્રકાર હેન્રી નેવિન્સને સર સુરેન્દ્રનાથ બેનરજીને પહેલી વાર સાંભળ્યા તે પરથી એમણે પોતાના એક પુસ્તકમાં લખેલું —

'મે દુનિયાના સૌથી વિખ્યાત વક્તાઓને સાંભળ્યા છે તેમાં અત્યાર સુધી હું બે જણને સૌથી મોટા વક્તા ગણતો આવ્યો હતો ગ્લેડસ્ટન અને જેનિંગ્ઝ બ્રાયન. સુરેન્દ્રનાથને સાંભળ્યા પછી હું ખાતરીથી કહી શકું છું કે, બ્રાયન આની સામે ઊભો રહી શકે નહિ પણ ગ્લેડસ્ટન – at his best – આની સરખામણીમાં ઊતરી શકે ખરો!'

આ સર સુરેન્દ્રનાથને મે પહેલવહેલા ૧૯૦૨માં અમદાવાદ ખાતે કોંગ્રેસના એક અધિવેશનમાં પ્રમુખ તરીકે ભાષણ કરતા સાંભળેલા

તે વખતે માઈક અને લાઉડસ્પીકર નહિ છતાં વિશાળ માનવમેદનીમાં ખૂણેખૂણામાં સંભળાય એવો સર સુરેન્દ્રનાથનો – Sir Surrend-r not-નો અવાજ મે તેમને કોઈ પણ જાતની હાયમાં નોંધ રાખ્યા સિવાય પૂરા ત્રણ કલાક સાંભળ્યા મારી પાસે છાપેલું ભાષણ હતું. તેમાં એક હરફનો પણ ફેરફાર નહિ!

એવા જ પ્રકારના પણ રૂપેરી ઘંટડી જેવા અવાજવાળા સરોજિની-દેવીને પણ મે તે જ વખતે સાંભળેલા



વર્ષો પહેલાની વાત ઇંગ્લેન્ડમાંથી એક ઉમરાવ હિન્દુસ્તાનના એક ઈલાકાના ગવર્નર તરીકે આવે તેના માનમાં ત્યાં એક ઠેકાણે ડિનર ગોઠવાયેલું

જમી રહ્યા પછી ભાષણો થયા કે વાતોના ગપાટા શરૂ થયા કેટલાકોના મગજમાં એવો જ ખ્યાલ હતો કે, હિન્દુસ્તાનના લોકો અર્ધનગ્ન સ્થિતિમાં ફરે છે અને સાપ અને માંકડાના ખેલ કરી જાણે છે! આ દેશના એક અંગ્રેજ હિતૈષી ત્યાં હાજર; એણે કહ્યું કે હિન્દી લોકો કેવું અંગ્રેજી બોલે છે તે સાંભળ્યું છે? બધા તો બહુ ગેલમાં

અમારા એક મુસ્લિમ મિત્ર હતા. છોકરાં પાની ઉપાધિ નહિ. આર્થિક સ્થિતિ સારી. પૂરા ફક્કડ, સુરતી સહેલાણી, મશ્કરા પણ તેવા. રાજસ્થાનના અનેક રાજામહારાજાઓના માનીતા. યુરોપ પણ પાંચછ વાર તે જમાનામાં જઈ આવેલા. પોતે ગોરા અંગ્રેજ જેવા. પહેલા વિશ્વયુદ્ધમા પોતે ઈંગ્લૅન્ડમાં. એટલે એમને ત્રણેક વાર આંગ્લ યુવતીઓએ ધોળા પીછા આપેલાં.

અમારા મિત્ર ગંભીરતાથી એ પીછું લેતા અને પછી એના અર્પણનો અર્થ પૂછતા. યુવતીઓ વધારે ગુસ્સે થઈને કહે, 'તમે લશ્કરમા ભરતી નથી કરાવી તેથી તમે કાયર છો, બીરુ છો, દેશદ્રોહી છો, તેથી આ કાયરતાનું પ્રતીક અમે આપીએ છીએ.'

બહુ જ ગભીરતાથી અમારા મિત્ર કહે: 'પણ હું તો તૈયાર છું. લશ્કરવાળા મને લે એમ નથી, કારણ કે હું હિન્દી છું!'

આ સાંભળી યુવતીઓ ખિસિયાણી પડી જાય અને તેમની માફી માગી લે!

એક વાર અમારી જ્ઞાતિમાં એક પ્રશ્ન પર બે પક્ષ પડી ગયેલા. રણજિતરામ એમ કહેતા હતા કે, કાયસ્થો શૂદ્ર અને ક્ષત્રિયોનાથી ઉત્પન્ન થયેલા છે. સામે પક્ષ ગુસ્સે થઈને કહેતો કે નહ આપણે તો બ્રાહ્મણ અને ક્ષત્રિયાનાથી થયેલા છીએ.

એક વાર ન્યાત જમે સામા પક્ષનો નેતા બહુ જ ગોરો અમારા મિત્ર પણ બહુ જ ગોરા. મિત્રે પેલાનો હાથ પકડી કહ્યું: 'અલ્યા, તારા પ્રશ્નનો ઉત્તર બહુ સહેલો છે. પેલાએ એમ જાણ્યું કે પોતાના પક્ષમાં આ મિત્ર છે એટલે એણે ખુશ થઈને તે ઉત્તર જાણવા માગ્યો. મિત્રે કહ્યું: 'જો, હું અને તું એમ બંનેને બાદ કરીને આસપાસ જોઈ લે. તને ઉત્તર મળી રહેશે.'

★

અમારે ત્યાં કૃષ્ણકુટિરમાં આવી ગયેલ વ્યક્તિઓમાંની એકે અમારા મન પર ઊંડી અસર જમાવી હતી. વિનાયક સાવરકરના મોટા ભાઈ એન. સાવરકર ખારમાં અમુક વર્ષો રહેલા. તે વખતે એ અવારનવાર અમારે ત્યાં આવતા હતા.

વાતોમાં આન્દામાનમાં એમણે સહન કરેલ યાતનાઓનાં વર્ણન પણ હતાં. આ જ દેશમાં એક વખત એમને 'સોલિટરી' કેદખાનુ મળેલું ત્યારે અભિમન્યુના સાત કોઠા માફક ત્રણ-ત્રણ ચાર-ચાર દીવાલ વચ્ચે એમને રહેવાનું હતું. ગમે તે બહાનું કાઢી એમને બીજી સજા પણ કરવામાં આવતી. એક વાર આ અભિમન્યુના કોઠા વીંધી એક ચકલી ત્યાં આવી ચડી. સાવરકરે તેને પોતાના કાંકરીવાળા ચોખામાંથી થોડા દાણા ખવડાવ્યા અને ચકલી હળી ગઈ.

રોજ ચકલી આવે અને સાવરકર દાણા ખવડાવે આ વાતની સત્તાવાળાઓને ખબર પડી અને તેમણે પેલા અનાજ લઈ જનાર માણસોને તો સજા કરી તો'કરી પણ પેલી ચકલીને મારી નખાવી અને સાવરકરને ઊભા રહેવાની — અમુક કલાક રોજના ત્રણેક દિવસની સજા ફરમાવી તે વખતે સાવરકરને ૧૦૨-૧૦૩° તાવ આવતો હતો છતાં એમને એમ ઊભા રહેવું પડેલું. વચમાં બેભાન થઈ ને એ પડી પણ જતા.



'રિટોર્ટ' વિશે મેં આગળ પણ લખ્યું છે. યૂરોપ-અમેરિકામાં સારા સારા 'રિટોર્ટ'- જડબાંતોડ જવાબ યાદ રાખી લેવાય છે— સંગ્રહ કરાય છે. ઇંગ્લૅન્ડ પાર્લામેન્ટમાં સૌથી પ્રથમ સ્ત્રીસભ્ય તરીકે લેડી એસ્ટર ચૂંટાઈ આવેલી. તેના 'જવાબો' ઘણા તાતા હતા. એમાંથી એકબે વાનગી અહીં રજૂ કરવાનું મન થઈ જાય છે.

લેડી એસ્ટર પોતાના વિભાગના શ્રોતાઓ સમક્ષ ભાષણ કરતી હતી ત્યાં કોઈ એ એની મશ્કરી કરવા પૂછ્યું : 'સન્નારી! કુક્કરના પગને આંગળાં કેટલાં હોય છે?'

અમારે ત્યાં કૃષ્ણકુટિરમાં આવી ગયેલ વ્યક્તિઓમાંની એક અમારા મન પર ઊંડી અસર જમાવી હતી. વિનાયક સાવરકરના મોટા ભાઈ એન. સાવરકર ખારમાં અમુક વર્ષો રહેલા. તે વખતે એ અવારનવાર અમારે ત્યાં આવતા હતા.

વાતોમાં આન્દામાનમાં એમણે સહન કરેલ યાતનાઓનાં વર્ણન પણ હતાં. આ જ દેશમાં એક વખત એમને 'સોલિટરી' કેદખાનું મળેલું ત્યારે અભિમન્યુના સાત કોઠા માફક ત્રણ-ત્રણ ચાર-ચાર દીવાલ વચ્ચે એમને રહેવાનું હતું. ગમે તે બહાનું કાઢી એમને બીજી સજા પણ કરવામાં આવતી. એક વાર આ અભિમન્યુના કોઠા વીંધી એક ચકલી ત્યાં આવી ચડી. સાવરકરે તેને પોતાના કાંકરીવાળા ચોખામાંથી થોડા દાણા ખવડાવ્યા અને ચકલી ઊડી ગઈ.

રોજ ચકલી આવે અને સાવરકર દાણા ખવડાવે. આ વાતની સત્તાવાળાઓને ખબર પડી અને તેમણે પેલા અનાજ લઈ જનાર માણસોને તો સજા કરી તો કરી પણ પેલી ચકલીને મારી નખાવી અને સાવરકરને ઊભા રહેવાની — અમુક કલાક રોજના ત્રણેક દિવસની સજા ફરમાવી તે વખતે સાવરકરને ૧૦૨-૧૦૩° તાવ આવતો હતો. છતાં એમને એમ ઊભા રહેવું પડેલું. વચમાં બેભાન થઈ ને એ પડી પણ જતા.



'રિટોર્ટ' વિશે મેં આગળ પણ લખ્યું છે. યૂરોપ-અમેરિકામાં સારા સારા 'રિટોર્ટ'- જડબાંતોડ જવાબ યાદ રાખી લેવાય છે— નોંધ કરાય છે. ઇંગ્લીશ પાર્લામેન્ટમાં સૌથી પ્રથમ સ્ત્રીસભ્ય તરીકે લેડી એસ્ટર ચૂંટાઈ આવેલી. તેના 'જવાબો' ઘણા તાતા હતા. એમાંથી એકબે વાનગી અહીં રજૂ કરવાનું મન થઈ જાય છે.

લેડી એસ્ટર પોતાના વિભાગના શ્રોતાઓ સમક્ષ ભાષણ કરતી હતી ત્યાં કોઈ એ એવી મશ્કરી કરવા પૂછ્યું : 'સન્નારી! કુકડાના પગને આંગળાં કેટલાં હોય છે?'

તરત લેડી એસ્ટરે જવાબ વાળ્યો : 'ભાઈ, એમાં મને શીદ પૂછે છે? બૂટ કાઢીને ગણી લે.'

એસ્ટર પાર્લામેન્ટમાં બેસવા લાગી ત્યારે કર્યાંય સુધી વિન્સ્ટન ચર્ચીલ તેની સાથે અસભ્ય વર્તન જ બતાવતો હતો. આથી એક વાર લેડી એસ્ટરે તેને આમ કરવાનું કારણ પૂછ્યું. ચર્ચીલે જવાબ વાળ્યો : 'તમને આ સ્થળે જોઉં છું અને મને એમ જ થઈ આવે છે કે જાણે હું મારા બાથરૂમના ટબમાં નવસ્ત્રો બેઠો છું.'

તરત ઉત્તર મળ્યો : 'ભલા, તમારી આકૃતિ એવી છે કે તમારે કોઈ પણ પ્રકારનો ભય રાખવો જ નકામો છે.'

પણ સામો ચર્ચિલ પણ ગાંજ્યો જાય એમ નહોતું. એક વાર લેડી એસ્ટરે ચર્ચીલને કહ્યું : 'તમને મારા જેવી બૈરી મળી હોત તો કોફીમાં ઝેર જ ભેળવીને આપત.'

ચર્ચીલે જવાબમાં કહ્યું : 'જો મને તમારા જેવી બૈરી મળી હોત તો હું તે કોફીનો પ્યાલો જરૂર પી જાત!'

★

સર ફિરોઝશાહ મહેતા મુંબઈના સિંહ કહેવાતા હતા તે તેમની પ્રતિભાશાળી આકૃતિ જોતાં બરાબર જ હતું. એમની શેહ ભલભલાને પડતી. એક વાર તિલક મહારાજને છ વર્ષની સજા સરકારે કરી તે સમયે 'ગુજરાતી'ના અંગ્રેજી કટાર લખનાર એમ. વી. ગોખલેએ સરકારને લગભગ અભિનન્દન આપતો લેખ અંગ્રેજીમાં લખ્યો.

સર ફિરોઝશાહે તે વાંચ્યો અને પોતાના ચેમ્બરમાં જ્યાં સાંજના બધા ડોયરો જામતો ત્યાં ગોખલેસાહેબની ધૂળ ઝાપટી કાઢી. 'તમે હિન્દી થઈને એક મહાન હિન્દીને સરકાર સજા કરે તે વખતે સરકારને અભિનન્દનનો લેખ લખો! આપણે 'મોડરેટ' અને તિલક અને બીજા બધા 'રેડીકલ' છીએ એ વાત ખરી છે પણ આખરે તો એઓ પણ દેશને માટે જ કાર્ય કરે છે ને! અને જેવાં પગલાં આપણે નથી લેતા—કદાચ તેમ કરવાની આપણી હિંમત પણ નથી

હોતી તે પગલાં તેઓ બેધડક લે છે ત્યારે આપણે સરકારનો પક્ષ કદાપિ નહિ લઈ શકીએ.'

એક બીજો પ્રસંગ :

સુરતમાં પ્રોવિન્શીઅલ પોલીટિકલ કૉનફરન્સ હતું અને સર ફિરોઝશાહ પ્રમુખસ્થાને. આ વાત બનેલી ૧૯૦૨થી ૧૯૦૫ સુધીમાં. તિલક મહારાજે જુદાજુદા ઠરાવ પર સુધારા સૂચવેલા અને તે સમયે તમતમતાં ભાષણ કરવાનો મનસૂબો કરેલો. ઠરાવ રજૂ થયા. પ્રમુખ-સ્થાનેથી સહેજ મૂકયા. તિલક કશું બોલ્યા જ નહિ. ઠરાવ પસાર થયા. સભા પૂરી થયા કેડે ફિરોઝશાહે હસીને તિલકને એનું કારણ પૂછ્યું. તિલક મહારાજે હસતાં હસતાં જ જવાબ આપ્યો કે ' આપની પ્રતિભા આગળ મારાથી બોલાયું જ નહિ.'

ફિરોઝશાહ ખૂબ હસીને બોલ્યા : ' મારી પ્રતિભાને તો હું કઈ રીતે ઘેર મૂકીને આવું ! '



એમ તે વખતે તો મનાતું કે સર ફિરોઝશાહના કપડા સીવાતાં પણ પેરિસમાં અને ધોવાવા જતાં પણ પેરિસમાં. ખરુંખોટું કોણ જાણે ? એમ તો મોતીલાલજીને માટે પણ એમ કહેવાતું અને તે જવાહરલાલે ખોટું ઠેરવેલું.

બાકી તેમને તૈયાર થતાં તો ઘણો લાંબો સમય જોઈતો હતો. વાળને કલપ લગાડવાનો અને મોઢે પણ લાલી લગાડવાનું તેઓ કરતા એમ તો એમને કોઈ પણ જુએ તે કહી શકતા.

આવું રવીન્દ્રનાથ માટે પણ કહેવાતું પણ એમનાં શિષ્યો અને નિકટના સંબંધીઓ ના પાડે છે !

સર સાહેબ મુંબઈમાં પણ માથેરાનના એક ઝરાનું જ પાણી પીતા એ તો સાચી વાત લાગે છે.

'એ જમાનાના લોકોની એક તાસીર હતી કે તેઓ કદમાં બહુ ઊંચા ન હતા છતાં તેમની પ્રતિભાને લઈ ને અને વ્યક્તિત્વને લઈ ને

તે નીચાપણું સાલતું નહિ ઘણાને તો એ નીચાપણાનો ખયાલ પણ નહોતો આવતો. સર ફિરોઝશાહ પણ સર દીનશાહ વાચ્છાની, પેઠે—એમના જેટલા તો નહિ જ—નીચા જ હતા. ઊંચા તો નહોતા જ.



મને હૃદયરોગ થયા પછી જ્યાંજ્યાં હું જાઉં ત્યાં ત્યાંના એકાદ બે ડૉક્ટરો જોડે ઓળખાણ કરી લઉં અને પછી પાંચસાત દિવસે હું એમને ત્યાં બ્લડ-પ્રેશર મપાવા જાઉં. એક ગામમાં હું ગયો અને ચાર–પાંચ દિવસ પછી એક મિત્ર સાથે તેમના ઓળખીતા એક વૃદ્ધ ડૉક્ટરને ત્યાં બ્લડ પ્રેશર મપાવા ગયો. ડૉક્ટર પ્રેશર માપી રહ્યા અને મિત્ર સાથે ગપ્પાં મારવા બેઠા. અચાનક મિત્રે પૂછ્યું : 'કેમ ડૉક્ટરસાહેબ, વિધુર છો એટલે વૃદ્ધાવસ્થામાં અડચણ તો પડતી નથી ને ?'

વૃદ્ધ ડૉક્ટર થોડી વાર મિત્ર સામે જોઈ રહ્યા પછી બોલ્યા કે 'ભાઈ, એની ચિંતા કરશો મા. પાણી માગું છું તો મારી પુત્રવધૂઓ અને પુત્રીઓ દૂધ હાજર કરે છે !' પછી થોડી વારે તેમણે કહ્યું : 'આ ડોસો એક માસ વધારે જીવે તો એમની મિલકતમાં વ્યાજથી ચાર હજાર રૂપિયાનો વધારો થાય છે, સમજ્યા ?'

વાત પણ સાચી. સોનાનાં ઈંડાં મૂકનાર મરઘીને તો મૂર્ખ જ મારી નાખે !



ડૉક્ટરની વાત નીકળી એટલે એક ડૉક્ટરે મને કહેલ કિસ્સો યાદ આવે છે :

ડૉક્ટરનો એક દર્દી ડબલ ન્યુમોનિયાથી પિડાય. રોજ તેને ત્યાં વિઝિટ તો ખરી જ. એક વાર રાબેતા મુજબ ગયા ને સ્ટેથોસ્કોપ છાતી પર મૂક્યું તો ધબકારા જ નહિ મળે !

દર્દીની હાલત ગંભીર તો હતી જ પણ આટલી ગંભીર થઈ જશે એવું ડૉક્ટરે ધારેલું નહિ. સ્ટેથોસ્કોપ આમથી તેમ ગયું, તેમથી

એમ મૂકે પણ જરા પણ ધમકારા સંભળાય નહિ. દર્દી થાકેલો અર્ધ-ઊંઘમાં સૂઈ રહેલો તે બોલાવ્યો બોલે પણ નહિ. નાડ જોઈ તો નાડ તો ચાલે—અલબત્ત, બરાબર નહિ.

ડૉક્ટરે તો એકાદ ઇન્જેક્શન મૂક્યું. થોડી વાર રહીને ફરીથી સ્ટેથોસ્કોપ મૂક્યું. પાછું એ જ પરિણામ. ડૉક્ટર ઊઠીને દવાખાને ગયા પણ એને ચેન પડે નહિ. દવાખાને જઈ ને કાંઈક વિચાર આવ્યો. એમણે પોતાના કમ્પાઉન્ડરને બોલાવીને તેની છાતીએ સ્ટેથોસ્કોપ મૂકી જોયું તો ત્યાં પણ એ તો મૂગું જ રહ્યું. ત્યારે ડૉક્ટરને વહેમ પડ્યો અને ખોલીને જોયું તો નળીમાં ચણા ભરાઈ ગયેલા! શુક્રવાર હતો ને કોઈએ ચણા આપ્યા તે ગજવામાં સ્ટેથોસ્કોપ ભેગા રાખેલા તેમાંથી બેત્રણ ચણા તેમાં ભરાઈ ગયા.

ડૉક્ટર પાછા પેલા દર્દીને ત્યાં ગયા. તેને તપાસ્યો. એની તબિયત સુધરતી જતી હતી, તેવી ખાતરી કરીને ઘેર ગયા.



હું આશરે છએક વર્ષનો હોઈશ ત્યારે વઢવાણમાં સમાચાર મળ્યા કે, લોકમાન્ય તિલકને સજા થઈ છે સમાચાર જાણવાનું અમારું એક પૂરું સાધન તે 'ગુજરાતી' સાપ્તાહિક.

૭ વર્ષનો અને વઢવાણમાં રહેલ છોકરો વધારે તે શું સમજે? પણ હિન્દી પંચમાં તિલકને રસ્તા પર હાથમાં બેડી સાથે રસ્તા પર પથ્થર ભાગતાં ચીતરેલા તે જોઈ મારી આંખમાં આંસુ આવેલાં અને મને ખૂબ ક્રોધ ચડેલો. લોકમાન્ય તિલકની આ પહેલી ઓળખાણ.

પછી તો પેલી ૭ વર્ષની દેશનિકાલની સજા — તિલકને સેકન્ડ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાં ક્યાંક લઈ જવામાં આવતા હતા. તે વખતે તિલક જેવા મહાપુરુષને પણ ફર્સ્ટ ક્લાસ નહોતો મળતો! તિલક મહારાજ એક બર્થ પર, સામેના બર્થ પર બે લશ્કરી અમલદાર.

રાતના સાડા નવેક થયા એટલે તિલકે પાઘડી, બેશ ઉતારી સૂવાની તૈયારી કરી અને પાંચ મિનિટમાં ઘસઘસાટ ઊંઘી ગયા. સવારે સાડા

પાંચે ઊઠ્યા ત્યારે પેલા એ અમલદારે આશ્ચર્યચકિત થઈ પૂછ્યું ' તમને ક્યાં લઈ જવામાં આવે છે તેની પણ તમને ખબર ન હતી. ત્યા તમને કેવી સજા થશે, તેનો પણ તમને ખ્યાલ નહોતો; છતાં તમે આટલી ભરનિદ્રા કેની રીતે લઈ શકયા ? '

તિલક મહારાજે જરા હસીને જવાબ આપ્યો : ' એ બધું જાણવાની મારે શી જરૂર ? અને પરિણામ જાણીને જ આ ક્ષેત્રમા હું પડ્યો હતો ને. એટલે મને નવાઈ પણ શી લાગે ? એમ ચિંતા કરવાની ટેવ હોત તો આ ક્ષેત્રમા હું પડ્યો શા માટે હોત ? કોણ મારે સા ચોખા મૂકવા આવ્યુ હતું ? '



જ્યારે તિલક મહારાજને આ સજા થઈ ત્યારે મુંબઈના ગવર્નર તરીકે સર જ્યોર્જ સિડનહામ કલાર્ક ( પાછળથી લૉર્ડ ) હતા. તેમને સંતાનમા માત્ર વીસ-એકવીસ વર્ષની પુત્રી. ફિલસૂફી લઈ ને તે લંડનમા બી. એ. થયેલી. સન્જોગવશાત્ મારા ભાઈ જયસુખલાલ ફિલસૂફી લઈ ને એમ. એ. થયેલા અને તેમણે હર્બર્ટ સ્પેન્સરની ફિલસૂફી વિશે એક નાની પુસ્તિકા છપાવેલી તે વખતે જયસુખલાલ હિન્દી વેપારી ચેમ્બરના મ ત્રી હતા. આ પુસ્તિકા વાચવામાં આવતાં તે આગ્લ યુવતી ચેમ્બરમા કોઈ કોઈ વાર મળવા આવી જતી.

લોકમાન્યને સજા થઈ તે વિશે તેણે આવીને જયસુખલાલ સાથે વાત કરેલી અને પરિણામે તે ઊર્મિલ યુવતી ત્યા રડી પડેલી. ઘેર આવીને તેણે પિતા પાસે હઠ લીધી કે, આવા પ્રખર વિદ્વાનને કાળા પાણીની સજા ન જ થવી જોઈએ. પિતાએ તેને બહુ સમજાવી પણ પેલી એકની બે નહિ થઈ. નાજુક તબિયતની પુત્રીનું મન સચવાય અને લોકમાન્ય છ વર્ષ દેશવટો તો ભોગવે જ એવો માર્ગ ચતુર પિતાએ શોધી કાઢ્યો અને તે રંગૂનમા તેમને રાખવાનો !

લોકમાન્યની તો આન્દામાન જવાની પણ તૈયારી હતી જ પણ વિદ્યાની ભક્ત અને વિદ્વાનોની પ્રશંસક પુત્રીએ ગવર્નર પાસે સજામાં

ફેરફાર કરાવ્યો અને પરિણામે તિલક મહારાજે એ ૭ વર્ષમાં 'ગીતા-રહસ્ય' લખ્યું.

પણ નાજુક પુત્રીને ક્ષય લાગુ પડ્યો અને તે ગુજરી ગઈ.



તિલકદાદાનો એક લાક્ષણિક દાખલો:

ઘરમાં એક સમર્થ રાજ્યદ્વારી નેતા ચર્ચા કરવા માટે આવ્યા હતા. વાત ચાલતી હતી તેવામાં એક નાનો લગભગ નગ્ન બાળક દાદા પાસે દાખલા શીખવા આવ્યો. દાદાએ પેલા નેતાને થોડી વાર બેસાડી પેલા બાળકને દાખલા શીખવ્યા.

થોડી વારે એક કૉલેજિયન યુવક આવ્યો: 'દાદા, આ એક દાખલો શીખવશો?'

'તમે પરાંજપે જેવા ગણિતશાસ્ત્રી પાસે શીખો છો ને એમને જ કેમ પૂછતા નથી?' લોકમાન્યે પ્રશ્ન કર્યો

'પણ આ દાખલો તો એમનાથી પણ ચારપાંચ દિવસ થયાં બેસતો નથી'

'સમજ્યો, એટલો વખત પોતે ફાજલ પાડી નહિ શકતા હોય, બાકી એમનાથી ન બેસે તે હું માનતો નથી. પણ હરકત નહિ, લાવો હું બેસાડી આપું.' આટલું કહી તિલકદાદાએ દાખલો ગણી આપ્યો.

બીજે દિવસે વર્ગમાં વિદ્યાર્થીએ તે દાખલો બૉર્ડ ઉપર કરી બતાવ્યો. સર રઘુનાથ પરાંજપેએ હસતાં હસતાં કહ્યું: 'અલ્યા, તિલકદાદા પાસે પહોંચ્યો લાગે છે! પરાંજપે જે દાખલો ન કરી શકે તે તિલકદાદા સિવાય બીજો કોઈ માનવી કરી શકે નહિ!'



જયસુખલાલની તબિયત બગડી ગઈ હતી. એટલે ડૉક્ટરની સલાહથી અમે જુહુ છ માસ માટે રહેવા ગયાં હતાં. ત્યાં એક દિવસ સવારે બારેક વાગ્યે પાંચસાત સ્ત્રી-પુરુષો ઉશ્કેરાયેલી હાલતમાં આવે.

વચમાં ધીમી ગતિએ ચાલતો એક યુવાન. આ યુવાનને અમે તરત ઓળખ્યો. એ ત્યાંનો કસરતબાજ ગણાય, હોશિયાર તરવૈયો ગણાય અને નૈસર્ગિક ઉપચારો પણ કરે. તેની આસપાસનાં માણસો કોઈ યુવતીને શાલ પાથરી ઓઢાડે !

'આવી છોકરીઓ ક્યાંથી ફૂટી નીકળી છે કોણ જાણે ? નાહક કોઈ માણસની જિંદગી જોખમમાં હાવી મૂકે છે!' વગેરે વગેરે.

તપાસ કરતાં જણાયું કે એક યુવતી અથાક તરનાર કોઈ કોઈ દિવસ જુહુ આવી ચઢે અને દૂરદૂર સુધી તરતી જાય. એ એવી રીતે દૂર ગઈ હશે અને ત્યાં આનંદથી અને તન્દુરસ્તીથી પાણીમાં બે હાથ ઊંચા કરીને જુદીજુદી તર કરતી હતી. આ દૃશ્ય પેલા યુવાનના જોવામાં આવ્યું અને એક યુવતીને બચાવવાનો મોકો પોતાને મળી ગયો છે માની એણે દરિયામા ઝંપલાવ્યું. પણ એ યુવતી હતી ત્યાં સુધી જતાંજતામા તો પોતે જ થાકી ગયો અને પોતે ડૂબી જશે એવા ડરથી પોતે જ બૂમો મારી. પેલી યુવતીએ આવીને એને બચાવ્યો અને કિનારે તેને લઈ આવી !

યુવતીનો ગુનો ગણો તો ગુનો અને કસૂર ગણો તો કસૂર ! પેલા યુવાનના ઓળખીતાંપાળખીતાંઓએ વાતને જરા જુદો પલટો આપ્યો અને કહ્યું કે, યુવતી ભયમાં હતી. તેને આ યુવકે જાનના જોખમે બચાવી ત્યારે કિનારે આવીને એ સતી થાય છે કે, એ કદાપિ ભયમાં હતી જ નહિ !

વર્ષો પહેલાં બનેલો પ્રસંગ છે પણ અજબ જેવો અને ગમે તેને વિચાર કરતા કરી મૂકે તેવો છે. વળી આ પ્રસંગની સચ્ચાઈ સોએસો ટકા પુરવાર કરી શકાય તેમ છે કારણ કે એ પ્રસંગ જેમને ત્યાં બનેલો તેમણે જ મને વાત કરેલી-અને આમાં ગૂંથાયેલ પાત્રને પણ હું સારી રીતે ઓળખતો હતો.

સ્થળ : સર લલ્લુભાઈ શામળદાસનો અંધેરીના મુખ્ય માર્ગ પર આવેલ ભાડાનો બંગલો. લલ્લુકાકાને ત્યાં એક વૃદ્ધ ગૃહસ્થ વર્ષો સુધી

રહે. ઘણું કરીને એમનું નામ બહેચરદાસ. લલ્લુકાકાના એ બાળ-ગોઠિયા હતા. છોકરાંઓને ભણાવતા પણ ખરા અને એકલા જ હતા એટલે લલ્લુકાકાને ત્યાં જ રહેલા.

બહેચરદાસને જૂની ચોપડીઓ શોધવાનો અને ખરીદવાનો ઠીક ઠીક શોખ. એક વાર મુંબઈમાં એક જૂની ચોપડીઓ વેચનારને ત્યાં જઈ ચઢયા અને ત્યાંથી અતિ પ્રાચીન બૌદ્ધ ધર્મનું પુસ્તક લઈ આવ્યા. એમણે આ વિશે લલ્લુકાકાના વચલા પુત્ર જ્યોતીન્દ્રભાઈને કહેલું પણ ખરું.

ચારેક દિવસમાં એમના ઉપર મદ્રાસથી એક અંગ્રેજ બુદ્ધ સાધુનો પત્ર આવ્યો તેમાં જણાવવામાં આવ્યું હતું કે, 'આ પુસ્તક વર્ષોથી હું શોધતો હતો અને તે મળ્યા વિના મારું જીવન પૂર્ણ થઈ શકે નહિ હવે હું જાણું છું કે, એ પુસ્તક તમારા હાથમાં આવ્યું છે. આ પુસ્તક પર મારો જ હક્ક છે. માટે મને તાબડતોબ મારે સરનામે મોકલી આપજો. જે પૈસા તમે ખરચ્યા હોય તે હું તમને મોકલી આપીશ.'

બહેચરદાસે આ પત્ર વિશે પણ જ્યોતીન્દ્રભાઈને—ખંડુભાઈને વાત કરેલી પણ પોતે એ આપવા તૈયાર નથી એમ એમણે તે સાધુને લખી જણાવ્યું.

એ સાધુનો તરત જવાબ આવ્યો : 'તમે ભારે ભૂલ કરો છો. હું કહું છું કે, એ પુસ્તક મને મળવું જ જોઈએ, નહિ તો મારું જીવનકાર્ય અધૂરું રહી જાય છે. અને વિધિએ નિર્માણ કર્યું છે કે, એ પુસ્તક મને મળશે જ. માટે તાબડતોબ એ મોકલી આપો. જો નહિ મોકલશો તો તમે પાંચ-સાત દિવસમાં ભારે ઉપાધિમાં આવી પડશો અને કદાચ તમારા પ્રાણ પણ જાય !'

છતાં બહેચરદાસે પુસ્તક ન મોકલાવ્યું. પાંચ-સાત દિવસમાં, બહેચરદાસ બહાર સવારે ફરવા ગયા હતા ત્યાં માર્ગમાં એમનું હૃદય અટકી ગયું અને તેઓ મૃત્યુ પામ્યા.

ખંડુભાઈએ તે પછી તરત જ પેલું પુસ્તક પેલા સાધુને મોકલી આપ્યું હતું.

એ સાધુ તે પહેલાં મુંબઈમાં પણ સારો જેવો સમય રહી ગયેલ અને ચર્ચગેટ આગળનાં પૂતળાંઓ પાસેના બાંકડા પર બેસી રહેતો તેને અમે પણ જોયેલો.



બાપાજી કાઠિયાવાડની એક વાત અમને કહેતા. એવી રીતે કહેતા કે એ સત્યકથા જ હોય. પોતે એ સત્યકથા હતી એમ માનતા જ હતા.

એક કાઠી દરબારને ત્યાં એક મદારી જઈ ચઢયો. મદારીએ—વાદીએ પોતાનો જુદાજુદા સાપ પરનો કાબૂ જોવા દરબારને વિનતી કરી. કમ્પાઉન્ડમા ગલીચા પથરાયા. દરબાર બેઠા, આસપાસ દીવાન અને તેમના ખાસ હજૂરિયા ગોઠવાયા. વાદીએ એક પછી એક ભયંકર નાગને સૂંડલામાંથી બહાર કાઢવા માંડ્યા. આમાં એક પીળચટો નાગ નીકળ્યો. તેણે ફૂંફાડા મારવા માંડ્યા અને ફેણ કાઢી ફૂટ દોઢ ફૂટ ઊછળવા લાગ્યો. તરત જ દરબારની પાછળ બેઠેલ હજૂરિયાએ કહ્યું :

'હજૂર, મને ઘેર જવાની રજા આપો. મને ઠીક નથી.'

દરબાર : 'અલ્યા, અત્યાર સુધી કાંઈ નહોતું અને ઓચિંતું શું થઈ આવ્યું ?'

હજૂરિયો : 'બાપુ, સાચું કહું ? આ પેલો પીળચટો નાગ મારી સામે જ નજર માંડી રહ્યો છે. તે મને મારો કાળ લાગે છે. માટે મને જવા દો.'

આ બધી વાતનું કારણ વાદીએ જાણવા માગ્યું. તેને વાત કરવામાં આવી તેણે કહ્યું : 'આ નાગ પેલા માણસને હું બેઠો છું ને કરડે ! એ વાતમાં શો માલ છે ! અને એક વાર ધારો કે કરડે તો હું છું ને. એના કરતાં ભયાનક નાગોનાં વિષ મેં ઉતાર્યાં છે. આ નાગના ભાર શા કે હું કહું ને નહિ ઊતરે !'

રાજહઠે હવે પોત પ્રકાશ્યું. દરબારે હજૂરિયાને બેસાડયો અને આસપાસ પોતે અને બીજા કુંડાળું વળી બેઠા. પછી બાપુએ વાદીને કહ્યું: ' જો અલ્યા, તેં કહ્યું તો છે પણ જો આ સાપ આને કરડે અને તું એનું ઝેર ઉતારી નહિ શકે તો તારી ખેર નથી. તારું માથું ઉતારી લઈશ.'

વાદીએ પડકાર ઝીલ્યો અને નાગોની રમત શરૂ થઈ. થોડી વાર થાય ને પેલો નાગ ફૂંફાડો મારી પેલા હજૂરિયા સામે આંખનું ત્રાટક રચે. પેલો વાદી એના માથા પર હાથની ટાપલી મારી તેને કાબૂમાં રાખે.

પણ થોડી વાર થઈ. વાદીનું ધ્યાન ચૂકાવી પેલો નાગ સરકયો. વીજળીની ઝડપે જતોકને પેલા હજૂરિયાના પગ પર દંશ મારી કમ્પાઉન્ડમાં એક બખોલ હતી તેમાં ભરાઈ ગયો.

મંડળીમાં હાહાકાર થઈ ગયો બેપાંચ ક્ષણમાં તો હજૂરિયાના ડોળા ડગમગી ગયા અને પછી થોડી વારમાં તે લગભગ બેભાન થઈ ગયો. દરબારે ત્રાડ પાડી, ' અલ્યા, જોયું ? હવે આ હજૂરિયાનું ઝેર તું નહિ ઉતારે અને તેને બેઠો નહિ કરે તો એના ભેગો તને પણ સુવાડી દઈશ.'

' બાપુ ! જરા રાહ તો જુઓ. સાતમા પાતાળમાં પેઠો હશે તોયે હું તેનો પીછો લઈશ. એને આણીને ઝેર ઉતાર્યે જ છૂટકો.' એમ કહી વાદીએ અડદના દાણા લઈ મંત્ર ભણવા માંડયા. થોડી જ વારમાં પેલા હજૂરિયાએ પેલા પીળચટા નાગની વતી બોલવા માંડયું, ' શીદ ફોગટનાં ફાંફાં મારે છે, અલ્યા ? હું નહિ ઊતરું.'

વાદી: ' ભલો થઈ ઊતરી જા. નહિ તો જેમ ચીંથરું ફાડું તેમ તને ચીરી નાખીશ.'

' એમ તો એમ ! પણ મારે પણ આ નાગયોનિમાં રહી મજા થોડી કરવી છે ! મારે હું નહિ ઊતરું.'

વાદી : 'પણ એનું તે તારું એણે શું બગાડયું કે આમ હઠીલાઈ પર ચઢયો છે ?'

'તો પછી મારી હકીકત સાંભળો — અને પછી તમે જ કહેશો કે હું નહિ ઊતરું એ જ વાજબી છે.'

આમ કહી પેલા હજૂરિયાએ વાત માંડી : 'હું અને મારી જુવાન બૈરી નાનાં ગરીબ ખેડુ — માંડમાંડ પોષણ કરતાં પણ છતાં એઈને ને આનંદના હિલોળા કરતાં. ત્યાં આ હજૂરિયો અમારી જિંદગીમાં કાળ જેવો આવ્યો અને મારી બૈરીને ફસાવી.

'એક વાર એ બે સાથે હતાં ને હું ત્યાં જઈ ચઢયો. મેં મારી બૈરીને તો કોદાળીના એક જ ઝાટકે પૂરી કરી પણ આ હરામખોર, પાપી કૂતરો નાસી છૂટયો. મેં મારે હાથે ફાંસો ખાધો ને એના પર વેર વાળવાને, મનસૂબો કરીને જીવ છોડયો.

'હું નાગ થયો અને આ ગામની આસપાસ ફર્યા કરતો. એમાં આ વાદીએ આવીને મને પકડયો અને મારે વેર વાળવાની ઘડી આવી ગઈ હશે કે વાદી આ દરબારને ત્યાં જ આવ્યો. સૂંડલામાંથી નીકળતાં જ મે આને ઓળખ્યો અને એણે પણ મને ઓળખી લીધો હશે જ.

'આમ બન્યું હતું. હવે તમે જ મારો ન્યાય કરો કે હું શા માટે ઊતરું ? નહિ જ ઊતરું. નથી જ ઊતરવાનો. તારાથી થાય તે કરી લે'

થોડી વાર ટોળામાં ગણગણાટ થયો અને ઘણા માણસોએ કહ્યું કે વાત સાવ સાચી છે. આથી વાદીએ કહ્યું : 'બાપુ હું શું જાણું કે વાત આમની આમ હશે ! અને હજી પણ હું મારો ચમત્કાર આપને કરી બતાવું. પછી પણ આપને ઠીક નહિ લાગે તો મારું માથું ઉતારી દેજો.'

આટલું બોલી વળી પાછો વાદી મંત્ર ભણવા મંડયો. પછી તેણે હાથમાં એક લાંબું ચીથરું લીધું અને મંત્ર ભણતો જાય ને ચીથરું

બરાબર સીધું ચીરતો જાય. ચીથરાનાં બે લાંબા ચીરા થઈ ગયા એટલે વાદીએ કહ્યું : 'હવે જુઓ !' આમ કહી કોદાળીપાવડાથી પેલી બખોલ ખોદી નાખી. અંદરથી પેલા પીળચટા નાગના બે ચીર પડ્યા હતા તે કાઢ્યા !



હવે પાછા હળવી બાજુએ વળીએ : હું મારો જ એક દાખલો કહું ? એ પણ અપૂર્વ તો છે જ.

હું ને શામળદાસભાઈ ગાંધી બન્ને પડોશી બેત્રણ વર્ષ એમ રહ્યા હોઈશું. બહુ જ ગાઢ સંબંધ બંધાઈ ગયેલો. 'જન્મભૂમિ'માંથી તરતના છૂટા થયેલા. 'વંદેમાતરમ્' હજી નીકળવાને વાર હતી. તેમણે 'કર્મભૂમિ' નામનું સરસ અઠવાડિક કાઢેલું. તેમાં અવારનવાર કાંઈ કાંઈ વિષય પર મારી પાસે લેખ લખાવી જતા.

મારે ત્યાં આવવાનો તેમનો સમય રાતના સાડા નવ પછી. એક વાર એ આવ્યા અને બોલ્યા : 'ધનુભાઈ, ગાંધીજી રાઉન્ડ ટેબલમાંથી ખાલી હાથે આવે છે અને યુદ્ધનાં મંડાણ પાછાં મંડાશે. 'જન્મભૂમિ'માં એક ખાસ વધારો આવવાનો છે અને તેમાં ઝવેરચન્દ મેઘાણી કાવ્ય લખવાના છે.'

'બહુ સરસ. મેઘાણીના કાવ્યમાં પૂછવાનું શું ? ગ્રેન્ડ જ હશે.'

'લો બોલ્યા, ગ્રેન્ડ જ હશે ?' શામળદાસે ટકોર કરી. હું મૂંઝાયો. આમાં મેં ખોટું શું કહ્યું તે હું સમજ્યો નહિ. મેં કહ્યું : 'કેમ, આમાં તમને ક્યાં વસમું લાગ્યું ?'

'અરે ભલા ભાઈ, 'જન્મભૂમિ'માં કાવ્ય આવે એટલું જ કાવ્ય 'કર્મભૂમિ'માં પણ આવવું જોઈએ ને !'

'હા, એ ખરું, તો પછી ઝુકાવો. કોઈ ને કહો.' હું બોલ્યો.

'કોને કહું ? મેઘાણીની ગર્જના સામે એવી જ ગર્જના થવી જોઈએ ને ? હું કોને કહું ?'

'તે તો હું જાણતો નથી'

'એમ છૂટી નહિ પડાય, સમજ્યા ધનુભાઈ, તમારે પડોશી ધર્મ બજાવવો જ રહ્યો.' શામળદાસભાઈ બોલ્યા અને પછી તેમણે ધીમેથી ઉમેર્યું : 'તમે જ લખી નાખોને.'

હું તણ ફૂટ પાણીમાં જહૂ પર તરનાર. મને કોઈ કહે કે 'અલ્યા, તારે ઈંગ્લેન્ડ અને ફ્રાંસની વચ્ચે આવેલ ચેનલ તરી જવાનું છે' તો હું જેટલો આશ્ચર્યચકિત નહિ થાઉં તેટલો હું મને મેઘાણીની સામે કાવ્ય રચવા માટે શામળદાસે કહ્યું એનાથી આશ્ચર્યચકિત થયો. પહેલા તો હું ઉગી જ પડયો. એમ માનીને કે શામળદાસ જરા 'Pulling my leg' કરતા હશે. પણ એ તો ગંભીર હતા એટલે હું ચિડાયો, અકળાયો અને મેં તો ધાંધાટ કરી મૂકયો. જે માણસ એક લીટી કાવ્યની લખી શકે નહિ, અરે, જોડકણાની ચાર લીટી પણ જોડી શકે નહિ તે કાવ્ય લખે અને તે પણ મેઘાણી સામે!

થાકીને મેં મારું વક્તવ્ય બંધ કર્યું. શામળદાસે ઉત્તરમાં કહ્યું : 'ઠીક ત્યારે. કાલે સવારે વહેલો જઈને મસ્તફકીરને પકડું તે લખી આપશે.'

મારા ગુસ્સાનો પાર રહ્યો નહિ. મને બદલીને મસ્તફકીરને મૂકવા આ ભાઈ તૈયાર થયા! પણ પેલા એકના બે નહિ થયા. સાડા દસેક થયા. મેં કોણ જાણે શાથી કહ્યું :

'અચ્છા! કાલ સવાર સુધીમાં હું નહિ આપું તો તમે ખુશીથી કોઈ પણ માર્ગે જતા માણસને પણ આ કાવ્ય બનાવવાનું કહેજો પછી છે કાંઈ ?'

'રંગ, ધનુભાઈ, રંગ! ચાલો હું જાઉં છું. સવારે મારી તો ખાતરી જ છે કે એક સુંદર કાવ્ય મને તમારા તરફથી મળશે.' આટલું બોલી એ ચાલ્યા ગયા.

પાસેના ઓરડામાં પત્ની નિદ્રાવશ થઈ ગઈ. ચાર રૂમના ફ્લેટમાં – જૂની પોલીસચોકીની સામે – મેં મારા ટેબલ પરના ઘાસલેટના દીવાની વાટ મંડારી. કાગળોનો બ્લૉક કાઢયો અને વૉટરમેન ફાઉન્ટન

ન — તે વખતમાં ખૂબ ફેશનમાં – ટેબલ પર મૂકી સરસ્વતી-
વીનું આહ્વાન કરતાં સિગરેટ સળગાવીને મૂકવા માંડી. સિગરેટ
પૂરી થઈ અને મેં પેન હાથમાં રાખી નીચેની થોડી લીટીઓ લખી
નાખી :

ઊઠજે માડી!
છૈયો આવે!
ત્રાસ કોટી દીવડા જેવાં, છૈયાં તારાં,
તેમાં દીપે સૂરજ સરખો, નમણો, નાનો,
સાચે ઘેલો, અહિંસાના પાઠે પૂરો
ગરીબડાંનો બેલી સાચો,
તારાં દુઃખે હૈયે દાઝ્યો,
માનવીઓનાં પાપે દાઝ્યો,
નહિ બળવંતો,
પણ કંપવતો આત્મમમતાપે, ચારિત્ર્યબળથી,
સ્વજયતપથી,
પાપ ભરેલી દુનિયા સારી,
નિજ માતાની યશની ગાથા, સંતની કહાણી
જગને આપી,
માડી તારો, આવે આજે,
ફકીર બેટો!

સિગરેટો ફૂંકાતી ગઈ અને લીટીઓ પછી લખાતી ગઈ. ત્રણ-
ચાર કલાકે છેવટની લીટીઓ લખાઈ ગઈ :

ઊઠજે માડી !
ઊઠજો ભાંડુ !
ગગન ગજવશું, ધૂમ મચાવશું,
જગત જગવશું;
આજ આપણો જોગી આવે !
સાધુનો એ સાધુ આવે !
સત્ય તણો પયગંબર આવે !

કાવ્ય તૈયાર થઈ ગયું. સાફ નકલ પણ કરાઈ ગઈ. સવારે સાડા પાંચે ઊઠીને મેં શામળદાસસાહેબને બૂમ મારી. તરત એ આવ્યા.– મેં કાવ્ય આપ્યું. તેમણે બુલંદ અવાજે ગાયું. ગાઈ ને મને ભેટી પડયા !'

ત્યાં સુધી તો સમજ્યા જાણે. શાથી મારાથી આવું કાવ્ય લખાયું તે હજી હું સમજ્યો નથી પણ પરાકાષ્ઠા તો ત્યારે આવી જ્યારે તે કાવ્ય વાંચી 'ફૂલછાબ'માં તંત્રીની નોંધ આવી કે 'કટાવ છંદની તાકાત હજી સુધી કોઈ સમજ્યું નહોતું. આજે ધનસુખભાઈએ તે સમજી તેને બરાબર બહાર આણી છે'

આ વાંચ્યું ત્યારે મને સમજણ પડી કે, સેવક આ કાવ્ય 'કટાવ છંદ'માં લખ્યું હતું ! અલબત્ત, ત્યાર પછી મેં તો એ કટાવની તાકાત ફરીથી બહાર આણી નથી પણ બીજા કોઈ સાચા કવિએ પણ આણી હોય એવું હું જાણતો નથી.



જવાહરલાલજીને અને એમનાં પત્નીને મેં એક વાર બહુ જ પાસેથી ૭ ઇંચને છેટેથી જોયેલાં અને હું ભૂલતો નહિ હોઉં તો જવાહરે મને જો બહેરો – મૂગો નહિ ધાર્યો હોય તો બડો – મૂરખ આદમી તો ધાર્યો જ હશે !

બન્યું એમ કે હું સિંધિયા કંપનીના મકાનમાં બીજે માળે લિફ્ટની વાટ જોતો ઊભો રહેલો. ત્યાં લિફ્ટ ઉપર આવ્યું અને મેં જેને સ્વપ્ને પણ જોવા ધારેલાં નહિ તેવાં પતિ-પત્ની — જવાહર અને કમલા લિફ્ટમાંથી ઊતરીને મારી પાસે ઊભાં રહ્યાં.

જવાહરે મને અંગ્રેજીમાં પૂછ્યું : 'શાંતિકુમારનો ચેમ્બર ક્યાં ?'

આ બે તે વખતે સિલોનની ટ્રિપ પરથી પાછાં આવેલાં અને શાંતિકુમારને મળવા આવેલાં. હું આ પતિ પત્નીને જોઈને એટલો ડઘાઈ ગયો કે, જવાબ જ આપી નહિ શક્યો. જવાહરે ધાર્યું હશે કે, આ માણસ અંગ્રેજી નહિ જાણતો હોય. આમ ધારીને એમણે મને હિંદીમાં પૂછ્યું : 'શાંતિકુમાર કા કમરા કિધર હય ?'

પણ મારી તે વખતની સ્થિતિ જ એવી થઈ ગઈ હતી કે તેનો ઉત્તર પણ હું ન જ દઈ શક્યો. માત્ર કોઈ ભક્ત અચાનક પોતાનાં દેવદેવીને જોઈને અવાક્ થઈ જાય — પોતાનું ભાન છેક જ ભૂલી જાય તેમ હું બાઘા જેવો ઊભો રહી ગયો. મારે સુભાગ્યે શાંતિકુમાર તરત આવી પહોંચ્યા અને આ પતિ-પત્નીને લઈને પોતાના ચેમ્બર તરફ ઊપડી ગયા.

પાછળથી શાંતિકુમાર શેઠે પોતે મોડા આવ્યા પણ તે દરમિયાન મેં એમનું સ્વાગત કર્યું તેથી મારો આભાર માન્યો!

પછીથી મેં કમળા નેહરુને તો ન જ જોયાં — જવાહરલાલને ઘણી વાર જોયા પણ તે દૂરથી — ભાષણ કરતાં કે પછી દોડી જતી કારમાં.



મહાત્માજીને તો પાસેથી તેમ જ દૂરથી અનેક વેળા જોયેલા પણ ખાસ એમની જોડે બોલેલો તો એક જ વાર અને તે પણ...!

ઑપરેશન પછી મહાત્માજી જુહુ પર રહેલા — શાન્તિકુમાર શેઠના બંગલામાં — અઠવાડિયામાં બે દિવસ એમણે જયસુખલાલને 'ખદ્દર ઇકૉનૉમિક્સ' વિશે વાત કરવા બોલાવેલા અને એ પ્રમાણે એ ત્યાં જતા પણ હતા. મહાત્માજીની તહેનાતમાં રહેનાર રસાલામાં એમના પુત્ર દેવદાસ અને રેવાશંકર ઝવેરીના મોટા પુત્ર મણિભાઈ પણ હતા. એ બેની સાથે મારે તે વખતે બહુ સારું. અને જયસુખલાલ મહાત્માને મળી રહે પછી જમવાનું પણ ત્યાં જ હતું. પછી બારોબાર ઑફિસ જવાનું.

કાર્યક્રમ આવો હતો એટલે હું પણ અવારનવાર મોટાભાઈ જોડે જતો અને બહાર મંડળી જામી હોય ત્યાં જામી પડતો. એક વાર મને શું સૂઝ્યું તે મેં ગાંધીજીને પાસે જઈને પ્રણામ કરવાની ઇચ્છા

બતાવી. મને દેવદાસ અને મણિભાઈએ એમ ન કરવાની સલાહ આપી અને કહ્યું કે, 'નાહકના સરપાવ લઈને આવશો એના કરતાં અહીં જ બેસોને.'

પણ મેં માન્યું નહિ. હું ગાંધીજી પાસે ગયો. જયસુખલાલભાઈએ એમને કહ્યું કે આ મારો નાનો ભાઈ ધનસુખલાલ. મેં પ્રણામ કર્યાં અને તેમણે મને ધ્યાનથી જોયા પછી મેં ખાદીની કફની તો પહેરેલી પણ ધોતિયું મિલનું પહેરેલું તે વિશે સારા, સખત શબ્દોમાં મારી ઝાટકણી કાઢી. એ બોલતા બંધ થયા. મેં પાછા પ્રણામ કર્યાં અને હું બહાર પેલી મંડળીમાં ગયો.

ત્યાં મેં મને મળેલ આવકાર વિશે કહ્યું અને દેવદાસ અને મણિભાઈને ખૂબ આનંદ થયો. એમણે મને કહ્યું : 'કેમ, ધનુભાઈ, અમે તમને નહોતું કહ્યું ? આવા ઊંડા પાણીમાં ઊતરવાની ઇચ્છા જ નહિ કરવી.'



સરોજિની દેવીને — 'બુલબુલે હિન્દને' — મેં પહેલવહેલાં જોયેલાં અને બોલતાં સાંભળેલાં અમદાવાદમાં ૧૯૦૨ની સાલમાં. તે વખતે એમના રૂપેરી ઘંટડી જેવા અવાજને અનુકૂળ જ એમની પાતળી, સુકુમાર દેહલતા હતી.

પાછળથી તો મેં એમનાં ભાષણો ઘણી વાર સાંભળેલાં. પણ એક વાર જ્યારે તે બેત્રણ વાર તો જેલમાં પણ જઈ આવેલાં ત્યારે એક વખત એ તાજમહાલ હોટેલમાં ઊતરેલાં.

સિંધિયા કંપની તરફથી મારે પાંચ મિનિટનું કામ હતું તેથી હું તાજમહાલમાં સરોજિની દેવીને મળવા ગયો. બહાર એક યુવાન બેઠો હતો તેણે મને કહ્યું કે, અંદર ત્રણચાર મુલાકાતીઓ છે ને સરોજિની બહુ કામમાં છે. મેં એને સમજાવ્યું કે, મારે તો પાંચ જ મિનિટનું કામ છે અને આ મારું નામ. પેલો યુવાન અંદર નામ

લઈને ગયો. સરોજિની તો તરત બહાર આવ્યાં અને બોલવા મંડી પડ્યાં: 'મિ. મહેતા, તમારે વળી આમ નામ મોકલવાનું હોય! તમારે તો અંદર ધસી જ આવવાનું.'

આટલું બોલ્યા પછી તેમણે મારી સામે બરાબર જોયું અને પાછું ચલાવ્યું: 'અરે! મિ. મહેતા! તમે કાયાકલ્પ કર્યો છે કે શું? આટલા જુવાન અને નાના?'

જવાહર વખતે હું ડઘાઈ ગયેલો, કારણ કે મેં એમને જોવાની આશા જ નહિ રાખેલી. આ તો હું તૈયાર હતો એટલે મેં વિનયથી કહ્યું કે, આમાં આપની કાંઈક ભૂલ થાય છે.

તેમણે પૂછ્યું, 'તો તમે કોણ? જયસુખલાલ મહેતા નહિ?'

મેં એમને કહ્યું કે નહિ જ. હું એમનો નાનો ભાઈ ધનસુખલાલ.

સરોજિની ખૂબ હસ્યાં અને પછી બોલ્યાં, 'કાંઈ નહિ, પણ હવે જયસુખલાલના ભાઈને પણ મારે માન આપવું જોઈએ.' આમ કહીને મારા ખભા પર હાથ મૂકીને મને અંદર લઈ ગયાં. પાંચ મિનિટમાં કામ પત્યું અને હું બહાર નીકળવા જતો હતો તેવામાં સરોજિનીએ પોતે કેવી કચુમ્બર કરેલી તે વિશે હાજર રહેલાંઓને કહ્યું: હાજર રહેલાઓમાં મૌલાના શૌકતઅલી પણ હતા. એ બધા પણ હસ્યા ને મેં ત્યાંથી રુખસદ લીધી.



આવી ભુલભુલામણી ઘણી વાર થાય છે અને થતી રહેવાની. ઇંગ્લૅન્ડમાં એક વાર બે જોડિયા ભાઈ હતા. બંને બહુ જ સરખા. પણ બેમાંથી એક બૅટિંગમાં હોશિયાર અને બીજો બૉલિંગમાં. આથી કોઈ કોઈ વાર, મેચ નાની હોય ત્યારે મજાકમાં મોટાભાઈ જે બૅટિંગમાં કુશળ હતો તે પહેલી વાર બૅટિંગમાં જાય – તેમાં આઉટ થાય પછી ચારપાંચ માણસને જવા દઈને, વેશમાં જરાક ફેરબદલી કરીને પાછો બૅટિંગમાં આવતો.

સામા માણુસો એટલું તો જાણુતા હોય કે આ ટીમમાં બે જોડ ભાઈઓ છે એટલે એ લોઢો વાંધો લેતા નહિ.

પણુ એથી ઊલટું પણુ એક વાર બનેલું. મોટો ભાઈ બેટિંગ કરીને આઉટ થઈ ગયો. ત્રણુચાર માણુસો પછી નાનો ભાઈ દાવ લેવા આવ્યો કે તરત જ સામી ટીમના કેપ્ટને વાંધો ઉઠાવ્યો કે, આ માણુસ આઉટ થઈ ગયો છે. એ દાવ લઈ શકે નહિ. બંને ભાઈને સાથે ઊભા રાખીને કૅપ્ટને પેલા કૅપ્ટનને સમજણુ પાડી ત્યારે માંડમાંડ તે સમજ્યો!



હું બાવીસત્રેવીસ વર્ષનો. હાસ્યરસકાર તરીકે મેં ઠીક ઠીક ખ્યાતિ સંપાદન કરેલી પણુ મને તે વિચાર આવેલો જ નહિ. મને લખવામાં એક જાતની ચળ ઊપડતી અને હું લખતો. આથી જ્યારે કોઈ કોઈ વાર બીજા માણુસો મને મોટો ગણીને મારી સાથે વાર્તાલાપ કરતા ત્યારે મારાથી કચુમ્બર થઈ જતી.

એક વાર રવિવારનો દહાડો. કમ્પાઉન્ડમાં ટેનીસના બોલે ક્રિકેટ મેચ જામી પડેલી અને હું દાવમાં. એટલામાં ઓટલા પરથી મારા એક મિત્રે ઘાંટો પાડીને કહ્યું : 'ધનસુખલાલ, આમ આવો. મારા એક દોસ્ત તમારા દર્શનાર્થે આવ્યા છે.'

મારા દર્શનાર્થે કોઈ આવે એ ખ્યાલ પણુ મને આવેલો નહિ એથી મેં એમ માની લીધું કે, મારા મિત્ર અમસ્થા મને બનાવે છે. આમ ધારીને મેં રમતાં રમતાં જ જવાબ આપ્યો : 'એમ ઠાકોરજી નવરા નથી કે ભક્તો કહે ત્યારે દર્શન આપે. હું મારો દાવ લઈને આવું છું.' મારા મિત્ર સારી પેઠે કચવાયા પણુ કરે શું ? એ બંને ઓટલે બેઠા અને હું મારો દાવ લઈ ત્યાં ગયો. મારો વેશ પણુ જોવા જેવો હતો. ધોતિયાનો ઊંચો કચ્છો મારેલો અને ઉપર ગંજી-ફરાક. રમત છોડવી પડેલી એટલે હું ચિડવાયેલો પણુ ખરો.

હું આટલે ગયો એટલે મારા મિત્ર સાથે આવેલ ભાઈએ ઊઠીને મને પ્રણામ કર્યા. હું કાંઈક વસ્તુસ્થિતિ સમજું તે પહેલાં તો તેમણે મને પ્રશ્ન કર્યો: 'આપ નરસિંહરાવ વિશે શું ધારો છો?'

મારાથી બોલાઈ જવાયું: 'એમાં ધારવા જેવું શું છે? સ્વભાવે દુર્વાસા છે — અને કલાયુક્ત પહેરવેશ પહેરતાં એમને આવડતો જ નથી!'

બસ, ખલાસ, પેલા ભાઈથી હવે વધારે સહન થઈ શક્યું નહિ. એમણે મારા મિત્રને કહ્યું: 'આપણે હજી બીજે જવું છે માટે ચાલો. અને આમને તો આપણી વાતચીત કરતાં નાનાં છોકરાઓ જોડે ક્રિકેટ રમવામાં વધારે રસ છે!'

બંને ચાલ્યા ગયા. પાછળથી મિત્ર મળ્યા ત્યારે એ પણ મારા પર સારા જેવા ગરમ થઈ ગયા. એમના દોસ્તે તો ઠેઠ સુધી માનવાની જ ના પાડી કે, 'વસન્ત' અને 'જ્ઞાનસુધા'માં લખનાર ધનસુખલાલ મહેતા તે આ પોતિયાનો કચ્છો અને ગંજીફરાક પહેરી નાનાં છોકરાં જોડે ક્રિકેટ રમનાર પોતે જ!

આવા થોડા પ્રસંગો પછી હું કાંઈક મારા દર્શને આવનાર ભક્તો જોડે ગંભીરાઈથી વાત કરતાં શીખ્યો છું ખરો. જો કે હજી પણ હું એવે પ્રસંગે સંપૂર્ણ સ્વસ્થ તો રહી શકતો નથી.



ટ્રેનમાં લાંબી મુસાફરીમાં જેમ કેટલાક અવનવા અનુભવ થાય છે તેમ અસલની સ્ટીમ લોકલ ટ્રેનોમાં પણ ઘણા પ્રસંગો અત્યંત રસપ્રદ નીવડતા. એ વખતે થર્ડ ક્લાસમાં પણ ગીરદી ઓછી, તો સેકન્ડ ક્લાસમાં ભીડની વાત જ ક્યાંથી હોય? અને ફર્સ્ટ ક્લાસમાં તો માંડ બેત્રણ ઉતારુઓ એક ડબામાં હોય. લોકલ સ્ટેશનના સ્ટેશન માસ્તરો એમને ડબાનું બારણું પણ ઉઘાડી આપતા.

થર્ડ ક્લાસમાં પણ કેવી નિરાંત હતી તે બતાવવા હું એક દાખલો આપું.

અમારા એક મિત્ર તેમ જ સગા નાના પગારની નોકરીમાં હતા અને શરૂઆતમાં પોતાની બહેનને ત્યાં મલાડમાં રહેતા. રવિવારે સવારે જમવાનું પતી જાય કે તરત સ્ટેશને એ પહોંચી જતા અને જે પણ લોકલ મુંબઈ જતી આવે તેમાં થર્ડ-ક્લાસમાં બારીએ ગોઠવાઈ જતા. તેમની મુખ્ય 'હોબી'—પ્રિય વિનોદ વાંચનનો—ગુજરાતીનો. હાથમાં એક નવલકથા હોય. લોકલ કોલાબા પહોંચે. ત્યાંથી ફરીને પાછી મલાડ આવે કે તરત પોતે ઊતરી જાય અને વળી પાછી કોલાબા જતી લોકલમાં બેસી જાય. એમ કરતાં અંધારું થવા આવે કે મલાડ ઊતરીને પોતાની બહેનને ત્યાં પહોંચી જાય!

બહેનને ત્યાં રવિવારે આવનજાવન ઘણી રહે એના કરતાં આવું એકાંત શું ખોટું? આમ એ અમને કહેતા.

હવે તો થર્ડ તો શું પણ પહેલા વર્ગમાં પણ ઊભા રહેવાનાં ફાંફાં, તો બેસીને વાંચવાની વાત જ ક્યાં કરવાની!



પણ આ તો મને તે સમયની ત્રીજા વર્ગના ડબ્બામાંની પણ મોકળાશ અને સગવડ યાદ આવી ગઈ એટલે આ કિસ્સો કહ્યા વગર રહેવાયું નહિ. બાકી મારે તો એક બીજો કિસ્સો કહેવો હતો:

હું તે વખતે ત્રીજા વર્ગનો મુસાફર હતો. હમેશાં મારા હાથમાં એક કોથળી હોય અને કોથળીમાં પુસ્તકો હોય. ઉમરના પ્રમાણમાં ઘણા નાના દેખાવની મારી પ્રકૃતિ—આથી હું સિગરેટ પીતો હોઉં ત્યારે ઘણા માણસો મારા પર ગુસ્સે થતા અને વિદ્યાર્થીઓએ બીડી નહિ પીવી જોઈએ તેવી વણમાગી સલાહ મને આપતા.

એ જ પ્રમાણે હું ઑફિસ જતો જતો. લોકલ ટ્રેનના ત્રીજા વર્ગના ડબ્બામાં સિગરેટ પીતો હતો. તે વખતે મને ઉધરસ પણ હતી એટલે સિગરેટ પીતાં પીતાં ઉધરસ પણ ખાતો હતો.

એ જમાનો એટલે ખાદીધારી દેશભક્તોનું એક ચક્રવે રાજ! ગમે તે માણસને ગમે તેવા અવિનયથી એ લોકો ખાદી પહેરવાનું કહે; બીડી, ચાહ, પાન વગેરે ભયંકર પાપકર્મો નહિ કરવાનું કહે. જો કે મેં પણ તે વખતે સંપૂર્ણ ખાદી પહેરી હતી છતાં એક ખાદીધારી મહાત્માનો મિજાજ ગયો અને મને જુવાન વિદ્યાર્થી ધારી એમણે મને સણસણતું ભાષણ આપવા માંડયું.

જવાબમાં હું મીઠું, પણ સામા માણસ ક્રોધથી બળી જાય એવું હસ્યો અને બોલ્યો : 'ભાઈ, સિગરેટના કે ઉધરસ મટાડવા માટેના દવાદારૂના પૈસા તમે તો મને આપતા નથી ને! તો પછી શા માટે તમારાં ફેફસાં બગાડો છો ?'

આથી તો એ ભાઈનું ટપાલ વધારે ગરમ થયું અને તેમણે વધુ ઉગ્ર ભાષા વાપરવા માંડી. આ સાંભળી એક બુઝર્ગ બોજા ગૃહસ્થે અંદર ડૂકાવ્યું અને મારો પક્ષ લઈ પેલા ભાઈને ધમધમાવ્યા. એ ભાઈ ગુસ્સે થઈ બીજા ડબામાં ચાલ્યા ગયા.

પછી પેલા વૃદ્ધ ગૃહસ્થે મને પૂછ્યું : 'તમે મને ઓળખો છો ?'

મેં ના પાડી એટલે એમણે કહ્યું : 'હાસ્તો, હું ઓળખાવા જેવો રહ્યો પણ નથી ને. હું ક્રેડિટ બેન્કનો મેનેજિંગ ડિરેક્ટર બહેર જુસબ.'

મેં પણ કહ્યું : 'હા જી, હવે બરાબર ઓળખ્યા. મારી આખી દોલત — પોણીબસો રૂપિયા આપની બેન્કમાં હતી તે ઊપડી ગયેલી. આ તો હું અમસ્થું કહું છું પણ આપે શા માટે મારો પક્ષ લીધો!'

તે જ હું તમને કહેવા માંગતો હતો. હું રોજની છથી સાત મોટી સિગાર પીનારો. મને દમનો વ્યાધિ. તેમાં એક વખત હું જરા વધારે માંદો પડયો. મોટા ડૉક્ટર આવ્યા. એમણે મારું હાર્ટ તપાસ્યું અને મને કહી દીધું કે હવેથી તમારે એક પણ સિગાર પીવી નહિ. મેં એમને ઘણું સમજાવ્યા, આજીજી કરી છતાં એ માન્યા નહિ.

ઘરમાં બનાં જ મારી સામાં અને ડૉક્ટરની તરફેણમાં થઈ ગયાં. તે દિવસથી — એટલે કે બપોરે બાર વાગ્યાથી સિગાર બંધ.

બીજે દિવસે સવારે મારી તબિયત ઘણી ગંભીર થઈ ગઈ. પાછા ડૉક્ટર આવ્યા. ઘડીકમાં નાડ તપાસે અને ઘડીકમાં હાર્ટ તપાસે. આખરે મેં ધીમે અવાજે કહ્યું: 'ડૉક્ટર, હવે તો મને સાચું કહો. મારી તબિયત ઘણી ગંભીર છે, ખરું કે નહિ?'

ડૉક્ટરે માથું ધૂણાવી હા પાડી, એટલે મેં તરત કહ્યું: 'તો પછી મરતાં પહેલાં એક સિગાર તો પીવા દો.'

ડૉક્ટર ના પાડી નહિ શક્યા. પોતે ઊઠીને સિગાર ટેબલ પરથી લઈ આવ્યા. ચપ્પુથી પાછળથી કાપી, મારા મોંમાં મૂકી સળગાવી આપી.

'જુઓ, હું અહીં બેઠો છું: બેચાર લઈને પછી બંધ કરજો. તે દરમિયાન હું તમને જોતો રહું છું.'

મેં સિગારના દમ લેવા માણ્યા. ડૉક્ટર મને તપાસવા બેઠા. પા કલાક થયો. અને ડૉક્ટરે ઊભા થઈને મારી નાડ તપાસી અને પછી હાર્ટ તપાસ્યું. તેમણે ધીમેથી કહ્યું: 'માફ કરજો, પણ હું તમને સિગાર પીતા અટકાવત તો તમે મૃત્યુ પામત. આટલી પીધી એટલામાં તમારી નાડ અને હાર્ટ બરાબર થઈ ગયાં છે. તમારામાં મેથેબેલિઝમ થયેલું છે — લાંબા વખતથી નિકોટીન લેવાથી, એટલે હવે જો તમે નહિ લો તો તમારું હાર્ટ જરૂર અટકી જાય!'

આટલું કહી એ એક વખતના લખપતિએ સિગાર સળગાવી અને મને કહ્યું કે આવા ખાદીધારી જડસાઓનું તમે માનતા નહિ.



ખાદીધારીઓની વાત નીકળી છે એટલે એક પ્રસંગ મારાથી કહ્યા વગર રહેવાતો નથી. બાકી એટલું પણ જાણી લેવાની

જરૂર છે કે, મોટાભાઈ તે વખતે ખાદીધારીઓના એક અગ્રણી, એથી આ સેવકે પણ દસ વર્ષ ખાદીની સુરવાળ, ખાદીની શેરવાની અને ખાદીની ધોળી ટોપી પહેરેલાં.

તે વખતે સાન્તાક્રુઝમાં છાશવારે સભા મળે. મોટા મોટા અગ્રણી ભાષણ કરવા આવે અને મારે બીજો ધંધો નહોતો એટલે હું પણ આવી સભામાં અચૂક હાજરી આપું.

દરેક સભામાં બે વકીલો – વચમાં તો ખરા જ – બોલવા ઊઠે અને 'ત્યાગના મહિમા'નાં વખાણ કરે. એમાં પછી ભાર મૂકે, ત્રણ વસ્તુનો બહિષ્કાર કરવા ઉપર : બીડી, ચાહ અને પાન. બેચાર સભામાં તો મેં આ સહન કરી લીધું. પણ પછી એક જરા વધારે મોટી સભા હતી. મૌલાના અબુલ કલામ આઝાદે ભવ્ય, જુસ્સાદાર ભાષણ કરી લોકોને પોતાનાં માથાં હોમી દેવા તૈયાર રહેવાની હાકલ કરી.

એટલામાં 'બેથોસ' આવ્યો પેલા બે ગૃહસ્થો બોલવા ઊભા થયા અને ચાહ, સિગરેટ અને પાનના ત્યાગ વગર સ્વરાજ નહિ મળે એવી ગર્જના કરી. આ 'બેથોસ'થી મારું ખસ્યું. મેં આંગળી ઊંચી કરી બોલવાની રજા માગી હું ઊભો થયો એટલે જ શ્રોતાઓમાંથી મોટા ભાગે આનંદ વ્યક્ત કર્યો. કારણ કે તેમણે જાણી લીધું કે હવે કાંઈક નવુંજૂનું થવાનું. મેં પણ મારી કાયરતા જતાવી – માથાં ઉતારી આપ્યા વગર સ્વરાજ નથી એ કબૂલ કર્યા પછી પણ મારી તૈયારી નથી, એવો હું કાયર છું એમ મેં સ્પષ્ટ કહ્યું. તે પછી ઉમેર્યું : 'પણ આ બે ગૃહસ્થો માથાંથી પણ બીજા મોટા ત્યાગમાં માને છે કારણ કે માથાં ઉતારી આપવા એઓ તૈયાર નથી પણ એથી મોટા ત્યાગ એઓ કરી ચૂક્યા લાગે છે – અને એ ચાહ, સિગરેટ અને પાન એમણે છોડી દીધાં છે.'

હવે શ્રોતાઓમાં ખરો ઉત્સાહ આવ્યો, કારણ કે એમાંના ઘણાખરા પણ આ 'માથાં' કરતાં ભવ્યતર ત્યાગના રટણથી કંટાળ્યા

હતા. મેં આગળ ચલાવ્યું : 'હું આ ક્ષણથી આ ત્રણે વસ્તુ જેનું સેવન નિયમિત કરું છું, તેનો ત્યાગ કરવા તૈયાર છું.' આ સાંભળીને પેલા બે ગૃહસ્થોએ 'શાબાશ'ની બૂમ મારી.

મેં વળી આગળ ચલાવ્યું : 'જો આ બે મહા ત્યાગી પુરુષો રોજના ત્રણ ત્રણ ચાર ચાર શેર દૂધ ઝાપટચે રાખે છે તે છોડી દે તો !'

પેલા બે ગૃહસ્થોનો ગુસ્સો અને શ્રોતાઓની હાસ્યગર્જના. પ્રમુખશ્રીથી પણ હસવું રોકાયું નહિ, છતાં ગંભીર થઈને એમણે કહ્યું : 'ધનસુખલાલ, આથી વધારે તમારે કહેવું નથી ને !' થોડીક વારે અટકીને પછી તે બોલ્યા, 'તો બેસી જાઓ.'

પણ એ બોલ્યા પહેલાં જ હું બેસી ગયો હતો. પછીની ત્રણચાર સભામાં હું ગયેલો છતાં પેલા બેમાથી એક પણ ગૃહસ્થે આ અત્યંત ભીષણ ત્યાગની વાત કરી નહિ.



તે વખતે ચર્ચગેટથી ૭-૪૫ની લોકલ નીકળી એકદમ વાંદરા આવતી અને પછી સાન્તાક્રુઝ. આ ટ્રેનમાં હું રોજનો આવવાવાળો. તે જ ટ્રેનમાં બાળાસાહેબ ખેર — પછીથી મુંબઈ સરકારના મુખ્ય પ્રધાન — પણ આવતા. તે જમાનામાં ખેરસાહેબ પૂરા અંગ્રેજી વેશમાં અને હાથમાં મોટો ચિરુટ. જસ્ટિસ બીમનના સેક્રેટરી તરીકે પણ કામ કરતા.

ધીમેધીમે મારી અને એમની ઓળખાણ થઈ અને પરિચય વધ્યો, તે એટલે સુધી કે હું જો વહેલો ચર્ચગેટ સ્ટેશને આવું તો હું ૭-૪૫ની રાહ જોતો ઊભો રહું. ખેરસાહેબ આવે તો તે પણ ઊભા રહે. ટ્રેનમાં ખેરસાહેબ ચિરુટના ધુમાડા કાઢે, હું સિગરેટના.

બીમનસાહેબની સાથે પોતે અમેરિકા ગયેલા તેની અત્યંત રસપ્રદ વાત ખેરસાહેબ કહેતા અને 'મેનહેટન આઈલેન્ડ'માં

કેવી રીતે લોકો 'વીક એન્ડ'— શનિ રવિ — ગાળવા જતા અને ત્યાં આનન્દનું સ્વર્ગ રચતા તે વિશે ખૂબ રસ પડે તેવી રીતે મને વાતો કહેતા.

પછી તો ખેરસાહેબ જેલજાત્રા કરવામાં પડયા અને બહુ આગળ વધી ગયા. થોડા સમય બાદ ખેરસાહેબ કોંગ્રેસ પક્ષના નેતા બન્યા અને નેતા થાય એટલે સ્વાભાવિક રીતે જ પ્રધાનમંડળ રચવામાં મુખ્ય પ્રધાન થાય. એ પ્રમાણે ખેરસાહેબ મુખ્ય પ્રધાન થયા પણ ખરા. પણ એ નેતા થયા કે, તરત સરસ્વતી રોડ પર અમે સાંતાક્રુઝમાં રહેતા હતા ત્યાં એક દિવસ સાંજે ખેરસાહેબ જયસુખલાલને મળવા આવ્યા, કારણ કે, એ જયસુખલાલને પોતાના રાજ્યદ્વારી ક્ષેત્રના ગુરુ કહેતા.

ખેરસાહેબ અને જયસુખલાલ વાતો કરતા હતા ત્યાંજ હું બહારથી જઈ પહોંચ્યો અને તરત જ મોટાભાઈએ ખેરસાહેબને કહ્યું : 'આ મારો નાનો ભાઈ — ધનસુખલાલ — મોટા લેખક છે.'

જવાબમાં ખેરસાહેબ હસી પડયા અને બોલ્યા, 'જયસુખલાલ, આ વ્યક્તિને હું તમને ઓળખતો થયો તે પહેલાં તો ઓળખું છું — અમારે પેલી મશહૂર ૭–૪૫ની ટ્રેનની દોસ્તી હતી.'

પણ સ્વભાવે હું શરમાળ અને કાંઈક ઉદાસીન વૃત્તિવાળો પણ ખરો એટલે ધીમે ધીમે એ દોસ્તી ભૂંસાઈ ગઈ.



જાણીતા તત્ત્વજ્ઞાનની સ્વ. નર્મદાશંકર મહેતા પણ એક વખત મારા લોકલ ટ્રેનના મિત્ર. તેમને હું જુદાજુદા ધર્મ વિશે વારંવાર પૂછતો અને એ તસદી લઈને મને સમજાવતા.

એક વખત મેં એમને પૂછ્યું : 'એ મહાત્માજી એમ કહે છે કે, ગીતા અહિંસાનો ધર્મ શીખવે છે એ ખરું છે?'

થોડી વાર એ મારા સામે જોઈ રહ્યા અને પછી હસીને બોલ્યા: 'અત્યારે મહાત્માજીના પોકાર પડે છે. એ જે કહે તે લાખો લોકો વેદવાક્ય તરીકે ગણે છે. આવે વખતે આ પ્રશ્ન પૂછવા જેવો ખરો? દેશને સ્વતંત્રતા અપાવવાના એમના પ્રયાસો હિમાલય જેવડા મોટા છે. પણ એથી એ ગીતા વિશે કહે એનો કશો અર્થ નથી. પણ મેં કહ્યું તેમ તમારે જે માનવું હોય તે માનો પણ આવી રીતે કદાપિ આવી ચર્ચામાં ના પડતા.'

આ જ પ્રમાણે હું પારસી – જરથોસ્તના ધર્મ વિશે સ્વ. બહેરામગોર અંકલેશ્વરિયાને પૂછતો અને એ પણ બહુ રસપૂર્વક મને સમજાવતા. એ પણ મારા ટ્રેન સોબતીમાંના એક.

જાણીતા પારસી ક્રિકેટર અને પાછળથી કેપ્ટન ડૉ. હોમી કાંગા પણ એમાંના જ એક. ક્રિકેટની તો અનેક વાતો એ કરતા પણ એક વખત એમણે કહેલું એ મને હજી યાદ છે:

'તમારા ગુજરાતી હિન્દુ લોકો નાનપણમાં પરણે છે તે એક રીતે બહુ સારું કરે છે. પોતે નિવૃત્ત થવાની અણી પર હોય ત્યારે મોટા છોકરાઓ રળતાકમાતા થઈ જાય. અમારે ત્યાં અમારામાંના ઘણા ચાળીસેક વર્ષે પરણે. બુઢ્ઢા થાય ત્યારે મોટું છોકરું દસ – અગિયાર વર્ષનું હોય. આવક ઘટે ત્યારે છોકરાંઓને કેળવણી આપવાનો ખર્ચ વધે.'

એક વાર હું રાતની ટ્રેનમાં અમદાવાદ જતો. પહેલા વર્ગમાં એક બર્થ પર હું અને બીજી બર્થ પર એક બીજા જુવાન.

ટ્રેન ચાલવા માંડી અને એમણે પોતાની વાત શરૂ કરી: 'ફલાણાએ રૂવો રૂનો ખેલો માંડ્યો છે, ઢીંકણાએ તાતા ડીફર્ડના આટલા શૅર ખંડી લીધા છે, અને હજી લીધા જ કરે છે, પેલાએ સોનાના ભાવ આસમાનને ચડાવ્યા છે, ઓલાએ શીંગદાણામાં અને નથુભાઈએ અળસીમાં કાંઈ કેટલાને ધોળે દિવસે આસમાનના તારા બતાવી દીધા છે.'

આ દરેક માણસે કેટલો ચોખ્ખો નફો કર્યો તે પણ એ કહેતા જાય. જ્યારે નફાનો આંકડો પાંચ – સાત કરોડ પર પહોંચ્યો ત્યારે મેં એમને વિનયથી કહ્યું : 'ભાઈ, હવે ખમા કરો. હવે વાત અબજો પર જશે તો આજ રાત મને ઊંઘ નહિ આવે. ગુડ નાઈટ.'

આમ કહી મેં દીવો હોલવ્યો. 'તમે પણ ભાઈસાબ, જબરા મશ્કરા જણાઓ છો.' કહી પેલો જુવાન પણ સૂઈ ગયો.



અમેરિકાના પીરપૉંટ મૉરગન રૉકફેલર વગેરે અને ઇંગ્લૅન્ડના ઑસ્ટિન કારના માલેક જેવા અબજોપતિની કરોડોની સખાવતો આપણને દિગ્મૂઢ કરી નાખે છે એ વાત સાચી છે; પણ જ્યારે સહસા આપણે એક સાધારણ માનવી પોતાના સાગર જેવા વિશાળ હૈયાનો પરિચય કરાવે છે ત્યારે આપણાં મસ્તક નમી પડે છે.

ઘણીખરી વાર એમની આસપાસના સ્નેહીઓ પણ આ અદ્ભુત માનવતાની કિંમત કરી શકતાં નથી. પણ એની આ આર્થિક દૃષ્ટિએ સામાન્ય પણ માનવતાની નજરે અસામાન્ય માનવીઓને થોડી જ દરકાર હોય છે!

અહીં એવા અસાધારણ આત્માઓમાંથી બે-એકનો આછો પરિચય આપું :

એક મુંબઈના પ્રસિદ્ધ પણ શાંત સરળ હૃદયી સૉલિસિટર. તેમને તેમના જેવાં જ સરળહૃદયી અને લગભગ અશિક્ષિત પત્ની. સંતાનોમાં બે પુત્રી. પણ સૉલિસિટરને એક નાનો ભાઈ જે પણ સૉલિસિટર. તેને એક પુત્ર. પોતાના દિયરના આ પુત્ર અને પોતાની બે પુત્રી વચ્ચે સારાય જીવનમાં આ સન્નારીએ — એમને બધાં અમ્મા કહેતા — કદાપિ ભેદભાવ જાણ્યો નથી. હા, કાંઈક પણ પક્ષપાત જોઈ શકાય તો તે અમ્માનો પક્ષપાત પેલા પુત્ર પ્રત્યે!

અમ્માને લોહીનું કૅન્સર થયું. મૃત્યુશય્યાએ પોતે સૂતાં છે એનું ભાન થતાં એમણે પોતાના પતિ, પેલો ભત્રીજો, બે પુત્રીઓ વગેરેને બોલાવ્યાં અને ધીમે સ્વરે કહ્યું, 'મારે હવે થોડીક વાત કહેવી છે તે ધ્યાનથી સાંભળી લેજો. ભૂલી જવાય નહિ એટલા માટે લખી લો તોપણ સારું.'

બધાંને એમ લાગ્યું કે બે પુત્રીઓ અને ભત્રીજાની સોંપણી અમ્મા કરતાં હશે. પોતાની ખાનગી ને થોડીઘણી મિલકત હશે તેને આ ત્રણ જણ વચ્ચે વહેંચી નાખવા માગતાં હશે પણ નીકળ્યું તદ્દન જુદું. એમણે આ ત્રણ જણ અને પતિ પર તો ઊલટી અમુક જવાબદારી સોંપી.

પોતે કહેતાં જાય. પેલી એક અનાથ ગરીબ બાઈ આવે છે તેને હું વરસનાં ચારપાંચ લૂગડાં આપતી. ઓલી સ્ત્રી આવે છે તેનો એકનો એક છોકરો ભણે છે. તેના ફી અને ચોપડાંના પૈસા હું આપું છું, ફલાણા બ્રાહ્મણને હું વરસના આટલા ઘઉં અને ચોખા આપતી હતી. આપણો જૂનો નોકર ખરો ને તેને મેં અઢીસો રૂપિયા આપેલા છે તે પાછા લેવાના નથી.

આમ ને આમ એ કહેતાં જાય અને પેલાં કાગળ પર એ ટપકાવતા જાય. વચમાં વચમાં થાક લાગે એટલે અમ્મા અટકે. વળી પાછી એની એ જ યાદી લંબાતી જાય. આખરે એક પુત્રીથી રહેવાયું નહિ. તેણે કહ્યું, 'અમ્મા, બધાનાં નામ તમે ગણાવો છો તેમાં અમારું જ નામ નહિ!'

જવાબમાં અમ્મા મીઠું હસ્યાં અને બોલ્યાં: 'દીકરી, હું જે નામ ગણાવું છું તેમને ભગવાન પણ ભૂલી ગયેલો લાગે છે. તમને શાની ખોટ છે કે તમારાં નામ ગણાવું!'

અમ્મા મૃત્યુ પામ્યાં ત્યારે એ યાદી કરતાં પણ કાંઈ કેટલાં વધારે માણસો આવીને અમ્માએ પોતાને કેવી કેવી મદદ કરી છે તે રુદન કરતા કરતાં કહી ગયાં!

★

આવાં જ એક બીજાં સન્નારી તે સ્વ. મૂળવંતભાઈ અને શ્રી. રામભાઈ બક્ષીનાં મા — નાની બહેન. કલ્યાણરાય બક્ષી જેવા સમર્થ પુરુષો એ બક્ષી કુટુંબમાં થઈ ગયા પણ એ બધા પણ નાની બહેનને લગભગ પોતાનાં ગુરુ માને !

રામપ્રસાદ બક્ષીના ઘણાખરા ગુણ એમને એમની મા પાસેથી મળ્યા લાગે છે. આ નાની બહેનની ઉંમર થઈ. મૃત્યુના ભણકારા વાગવા માંડચા ત્યારે એમણે પોતાના બે પુત્રો સ્વ. મૂળવંતભાઈ અને રામભાઈ ને પોતાની પાસે બોલાવ્યા અને તેમને કહ્યું : ' દીકરા, હું તમને એમ કહું કે મારી જે અલ્પ મૂડી છે તેમાંથી તમને જરાય ભાગ નહિ આપું તો તમને માઠું લાગે ? સાચું કહેજો '

બંને ભાઈ ઓ માને ઓળખતા હતા એટલે એમને આશ્ચર્ય થયું નહિ અને બંનેએ કહ્યું : ' મા અમે આ સાંભળી, ખરેખર, ખુશ થયા છીએ. હવે તમે એ તમારી મૂડીનું શું કરવું છે તે કહો.'

માએ કહ્યું, ' તમે બંને સારી સ્થિતિમાં છો, તમને મારા થોડા રૂપિયા શા કામ આવવાના ? મારે ફલાણાં ફલાણાં – ઢીંકણાં આપણાં સગાંઓ છે જે અત્યંત ગરીબ છે છતાં જે હાથ ધરે એવાં નથી એમને આ વહેચી દેજો.'

બંને ભાઈ ઓ બોલ્યા : ' બહુ સારું નાની બહેન પણ એટલું અમે કહીએ કે જો રૂપિયા ઓછા પડશે તો અમે એમાં ઉમેરી દઈશું.'

નાની બહેન જામનગર પોતાના પૌત્ર ડૉ. સુરેશ બક્ષીને ત્યાં રહે. તબિયત એવી થઈ ગઈ કે એમનાથી ટ્રેનમાં કે પ્લેઈનમાં બેસી બહારગામ જઈ શકાય નહિ. એમની એકની એક પુત્રી ઇચ્છા તે સિંધિયા કંપનીના એક મોટા અફસર મહાસુખરાય બૂચની ગા. તે એવાં નબળાં કે તેમનાથી પણ ટ્રેઈનમાં કે પ્લેઈનમાં બેસીને બહાર જવાય નહિ. તે રહે પુત્રની સાથે મુંબઈમાં.

નાની બહેને લખી નાખ્યું કે ' દીકરી, હવે આપણે મળશું બીજી દુનિયામાં, જો મળાતું હોય તો. નહિ તો રામરામ. એનો જરા પણ

ઉચાટ કે શોક કરજે મા. તું તારા પુત્રને ત્યાં સુખી છે. હું મારા પૌત્રને ત્યાં સુખી છું. ભગવાનનું ભજન કર્યા કરજે અને જ્યારે તેડું આવે ત્યારે સર્વને આશિષ આપી ચાલી જજે.'



મુંબઈમાં લિફ્ટ બહુ સામાન્ય વસ્તુ બની ગયું છે. છતાં એને લઈને પણ વિચિત્ર પ્રસંગો બને છે ખરા. એક વાર દિલ્હીની એક હોટેલમાં પ્રોફ. દાંતવાળા, જ્યોતીન્દ્ર દવે અને હું લિફ્ટ અધવચ અટકી ગયું એમાં ફસાઈ ગયા હતા. પ્રોફેસર તે હોટેલમાં બહુ સુપ્રસિદ્ધ વ્યક્તિ એટલે દોડાદોડ થઈ ગયેલી અને પોણાએક કલાક પછી અમે એ કેદખાનામાંથી છૂટા થયેલા.

પણ મારે તો લિફ્ટના સંબંધમાં જુદી વાત કહેવી છે.

મુંબઈના એક મોટા શેઠિયા કારમાંથી ઊતરીને લિફ્ટમાં બેસવા આવે. લિફ્ટમેને એ લિફ્ટમાં એક કલાર્ક – કોઈ બીજી કંપનીનો – દાખલ થયો હતો તેને ચેતવ્યો કે 'શેઠસાહેબ આવે છે, ઊતરી જાઓ.' પેલો કલાર્ક નહિ ઊતર્યો. પેલા શેઠને એ કલાર્કની સોબતમાં ત્રણ માળ ચઢવા પડ્યા. ઉપર જઈને શેઠે પેલા કલાર્કનું નામ-ઠામ શોધાવ્યું – જે કંપનીમાં હતો તેના શેઠને જણાવ્યું અને કહેવાય છે કે એ કલાર્કને ત્યાંથી પાણીચું મળ્યું.

પણ શેઠિયા શેઠિયા વચ્ચે તફાવત તો હોય જ ને. કાંઈ બધા શેઠિયા આવા થોડા હોય છે! હું સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીને ત્યાં નવોસવો રહેવા ગયો. મને પહેલાં ત્યાંના આસપાસના માણસોએ પાઠ શિખવાડ્યો કે એ કે સર સાહેબ–એ હુલામણા નામે સર વિઠ્ઠલદાસ ઓળખાતા – જ્યારે લિફ્ટ પાસે આવે ત્યારે આપણે ત્યાંથી ખસી જવું અને સર સાહેબ જ્યારે સાંજે પોતાની કારમાં બેસવા જાય ત્યારે પાસે ઊભા નહિ રહેવું.

મેં એનું કારણ પૂછ્યું ત્યારે મને કહેવામાં આવ્યું કે સરની સાથે ગમે તેવા મોટા માણસો હોય છતાં આપણે ઊભા હોઈએ તો એ અચૂક આપણો – હાથ પકડી આપણને પહેલાં લિફ્ટમાં બેસાડી દેવાના. તે જ પ્રમાણે સાંજે આપણે એમની કાર પાસે હોઈએ તો અવશ્ય પૂછવાના કે 'તમારે ક્યાં જવું છે, ભાઈ?'

અને એમની સાથે બીજા ગમે તેવા પરોણા હોય છતાં આપણને બેસાડીને પહેલાં આપણે ઘેર મૂકી જાય પછી જ પોતે જવાના.

મને પોતાને વળી એક જુદો જ અનુભવ થયો હતો. હું સિંધિયામાં હતો. એ જૂના મકાનમાં મોરારજી મિલ્સની ઑફિસ પણ ખરી એટલે સર દીનશાહ એદલજી વાચ્છા પણ ત્યાં મૅનેજર હતા એટલે આવે.

એક વાર હું લિફ્ટમાં ચડ્યો ત્યાં લિફ્ટમેને કહ્યું: 'મહેતાશેઠ, વાચ્છાસાહેબ આવે છે.'

મેં જોયું. વાચ્છા શેઠની એક ઘોડાની બ્રોહામ આવેલી અને તેમાથી વાચ્છાસાહેબ ઊતરીને લિફ્ટ તરફ આવતા હતા. હું લિફ્ટમાંથી પાછો ઊતરી ગયો ત્યાં તો વાચ્છાસાહેબનો હાથ મારા ખભા પર પડ્યો. 'અલ્યા જુવાન! તને અંગ્રેજી વાચતાં આવડે છે?'

'હા જી.' મેં જવાબ દીધો.

'તો પછી આ લિફ્ટમાં ચોડેલ તખ્તી લખે છે કે "આ લિફ્ટમાં ચાર માણસે જવું. ખરું કેની?'

'હા જી.'

'તો એક લિફ્ટમેન અને હું બીજા ત્રણ માણસ ગણાઉં? તું પહેલો આવ્યો હતો માટે પહેલાં લિફ્ટમાં ચડી જા.' આમ કહીને

મને પહેલાં લિફ્ટમાં બેસાડી પછી પોતે ચડ્યા. આવા હતા એ સુજ્ઞ સર દીનશાહ એદલજી વાચ્છા!



સર વિઠ્ઠલદાસની વાત નીકળી છે ત્યારે એમને વિશે બેએક વાત લખ્યા વગર રહેવાતું નથી.

પૂનામાં એમની 'પર્ણકુટી' બંધાતી હતી તે ત્યાં મને એમણે ત્રણચાર વાર સાથે પૂને 'વીક એન્ડ'માં લીધેલો. પહેલી વખત હું ત્યાં ગયો. મને મારો રૂમ બતાવવામાં આવ્યો. રાતના અગિયારેક વાગ્યે સર વિઠ્ઠલદાસ મારા રૂમમાં આવ્યા. હું સફાળો બેઠો થઈ ગયો. તે જોઈને એ બોલ્યા : 'તમને આ રીતે હેરાન કર્યા તે બદલ હું દિલગીર છું. પણ હું તો માત્ર જોવા જ આવ્યો હતો કે તમને માણસોએ મચ્છરદાની આપી છે કે નહિ! અહીં મચ્છર ઓછા છે પણ મલેરિયા છે એટલે સાવચેતી રાખવાની જરૂર છે!'

એક વાર પોતે સિમલે જવાના — લેજિસ્લેટિવ કાઉન્સિલના કામ માટે. ત્યાં પોતે બંગલો રાખેલો. પોતે જવાના તે પહેલાં તેમણે મહેતાજી, મહારાજ અને ઘાટી એ ત્રણેને ત્રણેક દિવસ અગાઉ મોકલવા માગેલ. તે પ્રમાણે તેમણે મહેતાજીને ત્રણ ટિકિટ સિમલાની લાવવા કહ્યું. તેમને ત્યાં રિવાજ એવો કે જે કામ પણ સોંપાય તે કામ પોતે કર્યું છે તેમ શેઠસાહેબને પેલા માણસે કહી જવું.

એ પ્રમાણે મહેતાજી ત્રણ ટિકિટ લઈને સર સાહેબ પાસે ગયો અને બોલ્યો : 'સાહેબ, ત્રણ ટિકિટ હું લઈ આવ્યો છું.'

તેની સામે જોતાં સરની નજર એ ત્રણ ટિકિટના સરખા રંગ પર પડી એટલે તરત તેમણે કહ્યું, 'મહેતાજી, તમે ત્રણે ટિકિટ થર્ડ ક્લાસની જ લઈ આવ્યા?'

'હા જી.'

'શું હા જી ! એ તો ઠીક થયું કે મારી નજર પડી. બાકી તમે હેરાન થઈ જાત ને. મહારાજ અને ઘાટી જાણે થર્ડમાં બેસે તે સમજ્યા; પણ તમે પણ ! પછી માંદા પડો તો ચાકરી મારે તમારી કરવી ! જાઓ, આ તમારી ટિકિટ બદલાવીને સેકન્ડની લઈ આવો. અને હાં, સિમલા ક્યાં આવ્યું અને ત્યાં કેટલી ઠંડી પડે છે તે તમે જાણો છો ?'

'ના જી.'

'સમજ્યો. તો જુઓ : કેશિયર પાસેથી પૈસા લઈ તમારે ત્રણેને માટે ગરમ બંડી લઈ લો. અને તમારે માટે વધારેમાં એક ગરમ તૈયાર હાફ કોટ લઈ લો. અને પછી પાછા મને બતાવી જાઓ. સમજ્યા ? જાઓ !'

નાનાલાલની ભાષામાં કહીએ તો મુંબઈ આવા શેઠિયાસૂની થતી જાય છે.



સૂરતમાં, અસલમાં અમારા ઘરની બરાબર પાછળ વોરાઓનાં ઘર. હવે તો એ બધાં ઘર જૈનોએ લઈ લીધાં છે. પણ તે વખતે એ વોરાકુટુંબોમાં લગ્ન કે પુત્રજન્મ કે એવો કોઈ પણ શુભ પ્રસંગ આવે ત્યારે એમના હિન્દુ સ્નેહીઓ અને પડોશીઓ માટેનું જમણ અમારા કમ્પાઉન્ડમાં થતું હિન્દુ રસોઈયાને હાથે. પોતે આઘા ઊભા રહી બધું બરાબર છે કે નહિ તે અવારનવાર જોઈ જાય.

એક વાર હું એમને ત્યાં ગયેલો. એ ગૃહસ્થને કહ્યું : 'કાકા, મને એક વાર તમારી વાનગી ચખાડો ને.'

બસ, થઈ રહ્યું. કાકા – વોરા કાકા અતિશય ગુસ્સે થઈ ગયા અને બોલી ઊઠ્યા : 'તું શું બોલે છે એનું તને ભાન છે ? તારે ધર્મવટાળો કરવો છે ? અને તે પણ મારે હાથે કરાવવો છે ? આવા ઉમદા બાપાને ત્યાં તારા જેવો છોકરો ! જા, ફરીથી આવું બોલતો નહિ !'

ધીમે ધીમે એ વોરાકુટુંબ પસાર્ઈ ગયું અને ખાવાના પણ સાંસા પડવા માંડયા. એક વાર કોઈ કામસર એ બુઢ્ઢા મુંબઈ આવ્યા. તે ફ્લોરા ફાઉન્ટન પાસેથી ધીમે ધીમે ચાલતા જતા હતા. પાસે થઈને પહેલા જમશેદજી નસરવાનજી તાતાની મોટી મોટરકાર જાય. જમશેદજીની નજર આ વોરા બુઝર્ગ ગૃહસ્થ ઉપર પડી. તેમણે તરત કાર ઊભી રખાવી અને પોતે ઊતરીને પેલા ગૃહસ્થને હાથ પકડી પોતાની કારમાં બેસાડી દીધા.

પેલા વૃદ્ધને તો આની કાંઈ ખબર નહિ પડી. પછી જમશેદજીએ એમને કહ્યું : 'યાદ આવે છે? આપને તો ક્યાંથી યાદ આવે! હું આપની પેઢીમાં વરસો પહેલાં પચીસ રૂપિયાના માસિક પગારે ક્લાર્ક હતો. આપ, ખરે બપોરે આમ ચાલતા?'

વોરા ગૃહસ્થ લાગણીથી લગભગ રડી પડયા અને પોતાની કથની એમણે કહી. જમશેદજીએ કહ્યું : 'અરેરે! મને ખબર પણ નહિ આપી? પણ હા, હાલના જમશેદજીને આપ ક્યાંથી ઓળખો!' આમ વાત કરીને એમની આર્થિક સ્થિતિ તાતાએ જાણી લીધી. એ બુઢ્ઢા ગૃહસ્થ, તેમનાં ધણિયાણી અને એક પુત્ર એટલાં જ એમના સૂરતના ઘરમાં રહેતા હતાં. અને તે વખતની સોંઘવારી એટલે વૃદ્ધે કહ્યું કે માસિક સો રૂપિયા હોય તો ખુશીથી રહી શકાય. તાતાએ એમને માસિક દોઢસો રૂપિયાનું સાલિયાણું બાંધી આપ્યું. એ બુઢ્ઢા નાના સરખા બળદના એક્કામાં પછી સૂરતમાં ફરતા હતા.



અમારા વખતમાં વસ્તુસ્થિતિ એવી હતી કે લેખકો થોડા અને તે પણ પ્રમાણમાં લખે ઓછું. નાનાલાલ નરસિંહરાવ સાથે ઝઘડે, નરસિંહરાવ બળવંતરાય જોડે મારામારીમાં ઊતરે, બ. ક. ઠા. વળી કોઈ બીજાને ઝપાટામાં લે. એ બધું ખરું પણ સાથે સાથે એ પણ ખરું કે એક વર્ષમાં એક સાહિત્યવિષયક ચર્ચાપત્ર લખે તે પણ લેખક

ક્ષર. વળી વખત આવે નરસિંહરાવ નાનાલાલનાં વખાણ કરે તો નાલાલ નરસિંહરાવને બિરદાવે.

હવે લેખક પાર વગરના. ખુલ્લા દિલથી કોઈ કોઈ સાથે ઝઘડ-ની હિંમત કોઈક કોઈક વાર કરે. પણ ખાનગીમાં કપાતું હોય તો પવા તૈયાર! અસલના વખતમાં માનચાંદની લ્હાણી નહિ. અને તો એવું એવું ઘણું એટલે ધીમે ધીમે વગવસીલાએ પણ પગ-સારો કર્યો. પણ અહીં જ એવું થાય છે એવું પણ કાંઈ ઓછું ! પશ્ચિમના દેશમા પણ ઘણી વાર આવું બની જાય છે.

એક દૃષ્ટાંત યાદ આવી જાય છે. ચાર્લ્સ ગારવિસ નામે નવલ-થાકાર. આખી જિંદગીમાં તેણે દોઢસોએક નવલો લખી નાખી. દરેક વલની લાખથી માંડી ત્રણચાર લાખ નકલો ખપે. એ મૃત્યુ પામ્યો યારે એક 'ઉજ્જતભ્રૂ' વિવેચકે લખી નાખ્યું કે ગારવિસને લેખક ચાહિત્યકાર કહી શકાય નહિ!

આ વંચાયું કે તરત જ વીસ – એકવીસ નામાંકિત લેખકો – સાક્ષરો – કવિઓ ગેલ્સવર્ધી, કૉનરેડ, હાર્ડી વગેરેએ એક સંયુક્ત નિવેદન બહાર પાડીને જણાવ્યું કે ચાર્લ્સ ગારવિસ જેણે દોઢસો નવલો લખી અને જેની લાખો નકલ ખપી, તે જો લેખક નહિ કહેવાય – નવલકથાકાર નહિ કહેવાય – તો કોણ કહેવાય? અમે એના મૃત્યુ પ્રસંગે એની આગળ અમારાં મસ્તક નમાવીએ છીએ અને જરૂર ઇચ્છીએ છીએ કે એના જેટલી નહિ તો થોડી પણ લોક-પ્રિયતા અમને વરે!

અત્યારના લેખકોના મબલખ પાકના દિવસોમાં વિચાર કરીએ છીએ ત્યારે કોઈ કોઈ એવા દાખલા નજર સામે આવી જાય છે કે આપણું મન મૂંઝાઈ જાય છે.

ઘણી વાર એવું પણ બને છે કે કોઈ સદા જાગ્રત વિવેચક એક લીટીની હિંમત આપે ત્યારે જ બીજા તેનું મૂલ્ય સમજે. એવા વિવે-ચકની સાહિત્યના ક્ષેત્રમાં તેમ જ લલિત કલાનાં અન્ય ક્ષેત્રોમાં બહુ

જરૂર છે. લૉર્ડ બાયરનના 'ચાઈલ્ડ હેરોલ્ડ'નું મૂલ્ય જ્યારે પ્રસિદ્ધ વિવેચક ટેઈને કર્યું ત્યારે જ બીજાઓના લક્ષમાં એ આવ્યું. જો ટેઈને એમ નહિ કર્યું હોત તો કદાચ આજે પણ લૉર્ડ બાયરનનું એ મશહૂર કાવ્ય અંધારામાં જ રહ્યું હોત.

આપણે ત્યાં એવા વિવેચક શોધ્યા જડતા નથી. પરિણામે વરને ઘણી વાર વરની માએ જ વખાણવાનો રહે છે. અને કાંઈ કેટલી કૃતિઓ અંધકારમાં રહી વિલીન થઈ જાય છે.

એક દાખલો લઈએ; ભારતી સારાભાઈએ ૧૯૫૬ની સાલમાં બે નાટકો પ્રસિદ્ધ કર્યાં: પોતે જ લખેલ અંગ્રેજી નાટક 'Two Women'નો પોતે જ કરેલ અનુવાદ 'બે નારી' અને બીજું 'ઘર-લખોટી.'

આ બંને નાટકો જાણે ભવિષ્યનાં આપણી નવી ગુજરાતી રંગભૂમિનાં નવાં મૌલિક 'ઈન્ટેલેક્ચ્યુઅલ' નાટકો કેવા પ્રકારનાં હશે એની આગાહી સચોટપણે કરતાં હોય એવાં છે. આમાંનું એક 'ઘર-લખોટી' અમદાવાદમાં તા. ૧૫-૧-૧૯૫૫ને દિને પ્રેમાભાઈ હૉલમાં જયશંકર અને જશવંત ઠાકર એ બે દિગ્દર્શકોએ ભજવ્યું પણ ખરું. પણ આ નાટક ચાલુ ચીલાને બદલે તદ્દન નવા માર્ગે પ્રયાણ કરનાર હતું એટલે શ્રોતાઓ પચાવી શક્યા નહિ.

અહીં કાંઈક અસંબંધ છે છતાં લખું છું કે આવાં નાટકો જ્યારે ભજવવામાં આવે ત્યારે તો સરકારી મદદ મળે તો જ શ્રોતાઓને નવતરાં નાટકો જોવાની ટેવ પડે અને અન્ય લેખકો પણ એથી ઉત્સાહિત થઈ એના નવનવા માર્ગે પોતાનાં સર્જન કરે. બાકી હમણાં તો એવાં નાટકો પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં હોય તો પુસ્તકનાં બે કવર વચ્ચે દટાયેલાં પડી રહે છે અને ધીમે ધીમે ભુલાતાં જાય છે. આજે નાટકો વિશે બોલનાર કે લખનારમાંથી કેટલા આવાં નાટકોનો ઉલ્લેખ કરે છે? અરે, કોઈ વિવેચક એ વાંચે છે પણ

ખરો ? વચમાં 'ઘરઘોખાટી'ને ગુજરાત સરકાર તરફથી બસોએક રૂપિયાનું ઇનામ મળ્યું હતું એવું યાદ છે!

સદા જાગ્રત વિવેચક હોય, ભજવનાર મંડળો પર એના કથનની અસર થતી હોય, અને આર્થિક દૃષ્ટિએ નબળાં એવાં આવાં ઉચ્ચ પ્રતિનાં નાટકોને સરકારી મદદ મળતી હોય તો જ ગુજરાતી રંગભૂમિ ધીમે ધીમે વિકસતી જાય. એવી વસ્તુસ્થિતિ તો સરજાય ત્યારે ખરી.



આથી કાંઈક જુદા પ્રકારની વસ્તુસ્થિતિ પ્રવર્તે છે: અમુક લેખકો માટે અને તેમની કૃતિઓ માટે.

'અધૂરું જીવન,' 'અધૂરી વાત,' 'અધૂરું સ્વપ્ન' અને 'અધૂરા આદર્શ' એ ચાર અત્યંત તાકાતવાળી નવલચતુષ્ટયના લેખક સ્વ. બચુભાઈ શુકલનું નામ મેં હજી સુધી કોઈ પણ સુપ્રસિદ્ધ નવલકથાકારની યાદીમાં કોઈને મોઢે સાંભળ્યું નથી કે કોઈના લેખમાં વાંચ્યું નથી! બચુભાઈએ માત્ર આ ચાર નવલ જ લખી એવું પણ નથી. આ ઉપરાંત એમણે કેટલાંક નાટકોનું સર્જન કર્યું છે અને બસોએક જેટલાં ગીતો પણ રચી નાખ્યાં છે. આ ગીતોનો બંધ જ તદ્દન જુદો જ અને કાંઈક બંગાળી રવીન્દ્રસંગીતને મળતો છે છતાં મૌલિક છે. આટલું છતાંય સાહિત્યની દુનિયામાં એમને પાસપોર્ટ મળ્યો નથી અત્યાર સુધી મળ્યો નથી તો હવે મળશે એવી આશા પણ કેમ રખાય?

આવી વિચિત્ર વલણ સંબંધે કેટલાક એવું પણ કહેનાર નીકળે છે કે બચુભાઈનો સ્વભાવ આને માટે જવાબદાર છે! આ તો દાઝ્યા પર ડહામ! સ્વભાવની વિચિત્રતાને લઈને અમુક લેખકનાં સર્જનોનું મૂલ્ય ઘટે, એમને છેક જ વિસારી મેલવા જેવું થાય એ આખી વાત જ શરમજનક કહેવાય. પણ એક ક્ષણભર આપણે તે કબૂલી લઈએ.

પણ તો પછી આશરે દોઢ ડઝન નવલો લખનાર ને ડઝનેક નવલિકાઓના સંગ્રહ છપાવનાર મોહનલાલ મહેતા સોપાનનું નામ નવલકથાકારો અને નવલિકાકારોની યાદીમાં કોણે વાંચ્યું છે ? વિવેચકોએ એમની આ સર્વ કૃતિઓને પરીક્ષાની કસોટીએ ચડાવીને નપાસ કરી હોય તો જાણે સમજ્યા ! પણ આ તો કોઈ વિવેચકે એવું કહ્યું જ નથી અને આ એમની દરેકેદરેક નવલ અને નવલિકાસંગ્રહ લોકપ્રિય જરૂર થયાં છે તો પછી એમના નામનો આ પ્રમાણે જાણે ઇરાદાપૂર્વક કરવામાં આવ્યો હોય તેમ બહિષ્કાર શા માટે ?

માત્ર ભલો ભગવાન જ જાણે ! કે પછી આપણી ગુજરાતી સાહિત્યની દુનિયાના ઢંગરંગ ભલો ભગવાન પણ કદાચ નહિ જાણતો હોય!



વળી થોડુંક સુકાન બદલીએ.

કેટલીક કૃતિઓ આરંભમાં અંધારામાં અટવાતી જોવામાં આવે છે. પછી કોઈ રસિયો જીવ શોધીને એનું ઉચ્ચ મૂલ્ય પારખે છે અને જાહેરમાં એ બિના જણાવે છે. ત્યારે પછી એ કૃતિની વાહવાહ બોલાઈ જાય છે. 'ધ બેલ્સ' નાટક મૂળ ફ્રેન્ચમાંથી અંગ્રેજીમાં અનુવાદિત થયેલું. ત્રણચાર અયોગ્ય મંડળીઓએ એ ભજવ્યું અને થોડા થોડા પ્રમાણમાં પથારો કરી ગયું.

આલમ મશહૂર હેન્રી ઈરવિંગ એક મંડળીમાં કામ કરતો હતો. તે મંડળી ફડચામાં જવાની તૈયારી કરતી હતી. તેવામાં ઈરવિંગે આ નાટકમાં રહેલી પ્રચંડ શક્યતાઓ જોઈ અને મંડળીના માલિકને તેણે કહ્યું કે હજી બચવાનો એક માર્ગ છે. આ નાટક ભજવીએ.

મંડળીનો માલિક કચવાઈ ને હસ્યો અને બોલ્યો : 'કંઈ કેટલી કંપનીઓએ આ નાટક ભજવ્યું અને બંધ કર્યું. હવે આપણે ભજવીને ખોટમાં ઉમેરો કરીએ.'

ઈરવિંગે કહ્યું : 'બીજાઓને ભજવતાં ન આવડયું. તમે ભજવવા નહિ માગતા હો તો હું સ્વતંત્ર રીતે ભજવીશ. ભજવ્યા વગર રહીશ નહિ. એથી હું તમને કહું છુ.'

મંડળીએ એ ભજવ્યું. ઈરવિંગ નાયક થયો અને તે નાટક સાડી સાતસો વાર તેણે ભજવ્યું.



જેરોમ કે. જેરોમે ઘડીભર હાસ્યરસને અળગો કરી એક ગંભીર નાટક 'The Passing of The Third Floor Back' નામે લખ્યું. જેટલી ત્વરાથી તે નાટકમંડળીના માલિકને એ સ્ક્રિપ્ટ મોકલતો તેટલી જ ત્વરાથી તે સ્ક્રિપ્ટ પાછી આવતી. એણે લગભગ એને વિશેની આશા છોડી દીધી. તેવામાં ખ્યાતનામ અભિનેતા — દિગ્દર્શક સર ફોર્બ્સ રૉબર્ટસનને એક એવું નાટક જોઈતું હતું જે લાંબા સમય સુધી ચાલે અને પછી તેના મળતરમાંથી પોતે નિવૃત્ત થઈ જઈ શકે.

જેરોમના આ નાટકની સ્ક્રિપ્ટ એના હાથમાં આવી. તેણે સંકલ્પ કરી લીધો અને તે સ્ક્રિપ્ટ લઈ લીધી. નાટકનું પાત્ર પોતે પોતાની અનોખી રીતે ભજવ્યુ. નાટક લાંબો સમય ચાલ્યું. પરિણામે રૉબર્ટસન અને જેરોમ બંને નિવૃત્ત થઈ શક્યા।



કેટલીક વાર એવું પણ આપણે ત્યાં બને છે કે પશ્ચિમનું સર્ટિફિકેટ મળે પછી જ આપણે આપણા સર્જકને વખાણવા માંડીએ. આનો મોટામાં મોટો દાખલો છે રવીન્દ્રનાથના 'ગીતાંજલિ'નો. કવિવરે આ કાવ્ય રચ્યાં હતાં તો લાંબા સમય પહેલાં. પણ પછી જ્યારે એમણે એમનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું અને તેનાં યીટ્સે ખૂબ વખાણ કર્યાં, ત્યારે આપણે બધા જાગી ઊઠયા અને દરેકને મોંએ ગીતાંજલિ ચડી ગયું.

મૅટ્રિકમાં ત્રણ ત્રણ વાર નાપાસ થયા કેડે સરકારી એક ઘણી નાની નોકરી કરતો રામાનુજમ્ એમનો એમ એ જ નોકરીમાં શરીર ઘસી મરી જાત, પણ એનું ગણિતશાસ્ત્રમાં અગાધ જ્ઞાન કેમ્બ્રિજના પ્રાધ્યાપકે પારખ્યું અને તેને ઇંગ્લંડ બોલાવવા પ્રબંધ કર્યો. આ બિચારાને શોધતાં નામદાર હિન્દી સરકારને પાંચ છ માસ લાગ્યા. કેમ્બ્રિજમાં એની વાહવાહ થયા કેડે આપણે પણ એ વિષયનું જરા પણ જ્ઞાન નહિ છતાં 'રામાનુજમ્ — રામાનુજમ્'ના નામની માળા રટવા લાગી ગયા.

આ તો જાણે સમજ્યા. પણ જ્યારે સ્વ. વાલચંદ હીરાચંદ બહુ નાના કૉન્ટ્રેક્ટર હતા તે વખતે એમની આ બાબતની ઊંચા પ્રકારની શક્તિ પારખનાર અમેરિકાના મેસર્સ પેરિન અને માર્શલ નામના ત્યાંના એન્જિનિયરો. તેમણે તાતાઓને આ વિશે કહ્યું અને વાલચંદ શેઠની કદર થઈ.



પેલો કિસ્સો તો બધાંને ખબર હશે કે ન્યૂટનનું એક મહામૂલું મેન્યુસ્ક્રિપ્ટ તેના કૂતરાએ ફાડી નાખ્યું ત્યારે તેણે માત્ર એટલું જ કહ્યું કે 'અલ્યા, તને ખબર નથી કે તેં મારી પાંચ વર્ષની મહેનત પર પાણી ફેરવી વાળ્યું છે ?'

આથી વધારે તે કશું જ બોલ્યો નહિ અને પોતાના મગજને ઉશ્કેરાવા દીધું નહિ. આવા શાંત સ્વભાવ ઘણા ઓછા માણસોના હોય છે. પણ તેમાં વાલચંદ શેઠને ગણાવવા જોઈએ.

વાલચંદ શેઠ પૂણે હતા. તેમણે મારા મોટાભાઈ જયસુખલાલને પોતાને ત્યાં નિમંત્ર્યા હતા. બંને સાંજે કારમાં ફરવા ગયા. અમુક વખત ગયા પછી કાર અચાનક ઊભી રહી. વાલચંદ શેઠે પૂછ્યું, 'કેમ ? શું થયું ?'

ડ્રાઈવરે ગભરાઈને જવાબ આપ્યો : 'શેઠસાહેબ, પેટ્રોલ નથી.'

'ઓતારાંની ! તમે પણ કમાલ કરી !' આટલું કહી વાલચંદ શેઠ હસ્યા અને જયસુખલાલ તરફ જોઈને બોલ્યા, 'ચાલો, જયસુખલાલ ઊતરી જાઓ. ચાલતાં જવું પડશે.'

નીચે ઊતરીને જયસુખલાલે પૂછ્યું, 'ઘર કેટલુંક દૂર હશે ?'

'આઠ-દસ માઈલ.'

'મારાથી એટલું નહિ ચલાય.' જયસુખલાલ બોલ્યા, વાલચંદ શેઠ પાછા હસ્યા અને બોલ્યા, 'કાંઈ નહિ, માર્ગમાં કોઈ પણ વાહન મળી જશે. પણ ભલા, તમારાથી આટલું ચલાય નહિ ? તમે તો મારા કરતાં નાના.'

પછી મોટાભાઈએ પાછું કહ્યું, 'વાલચંદ શેઠ, હું પણ શાંત સ્વભાવનો છું. પણ આ તો હદ થઈ, છતાં તમે તો જરા પણ ઉગ્ર થયા નહિ.'

વાલચંદ શેઠે સમજાવ્યું, 'ઉગ્ર થઈને શો ફાયદો ? ડ્રાઈવરને નોકરી તો છોડવી નહોતી ને ! એટલે જાણીને એ આવી ભૂલ કરે જ નહિ. અને એ ભૂલ તો કોણ નથી કરતું. મારા જેવા ભૂલ કરે તો હજારોનું નુકસાન થાય. આના જેવા ભૂલ કરે ત્યારે એની નોકરી જાય. બિચારો !'

એમનો એક બીજો દાખલો : એક વાર વાલચંદ શેઠ સાંજે પોતાના ચેમ્બરમાં બેઠા હતા. એવામાં એક પટાવાળો તેમની રૂમમાં ધસી આવ્યો અને ઉશ્કેરાઈને ગમે તેમ બોલવા લાગ્યો. પૈસાદાર માણસો ગરીબો મરી જાય તોપણ દરકાર કરતા નથી વગેરે વાક્યો એણે મરાઠીમાં કાઢ્યાં. વાલચંદ શેઠની માતૃભાષા પણ મરાઠી ખરી જ, એટલે એમણે ધીમેથી સહેજ હસીને કહ્યું, 'અલ્યા, બાજીરાવ ! જરા મને સમજાવ તો ખરો કે આ ભાષણનું કારણ શું ? અમસ્થી ગાળો દીધે રાખે છે એમાં શો ફાયદો ?'

પટાવાળો શાંત પડ્યો અને તેણે સમજાવ્યું કે છેલ્લાં ત્રણ વરસ થયાં અમને અને કલાર્કોને પ્રોમોશન મળ્યું નથી. તરત શેઠે સેક્રેટરીને બોલાવીને પૂછ્યું. સેક્રેટરીએ એ વાતની હા પાડી. પાછા શેઠે પટાવાળાને કહ્યું, 'તો અરજી કેમ નહિ કરી ?'

જવાબમાં પટાવાળાએ કહ્યું : 'શેઠ સાહેબ, કેટલીક અરજી કરવી ? ત્રણચાર તો કરી.'

આ વાત પણ ખરી હતી. સેક્રેટરીએ તે દબાવી રાખેલી. વાલચંદ શેઠે પટાવાળાને કહ્યું કે હવે આટલી ધીરજ ધરી તો બેત્રણ દિવસ વધારે. પછી સેક્રેટરીને કહ્યું કે ભાઈ, તમને વરસે વરસે પચાસ-પચાસ રૂપિયાનું પ્રોમોશન જોઈએ અને આ ગરીબોની અરજી તમે આ પ્રમાણે દબાવી રાખો ! જાઓ, અત્યારે ને અત્યારે છેલ્લાં ત્રણ વરસમાં કેટલા પટાવાળા અને કેટલા કલાર્કને પ્રોમોશન નથી મળ્યું એની યાદી તૈયાર કરો. મારે કાલે અગિયાર વાગે તે જોઈએ.'

તે પ્રમાણે બધા કલાર્કોને અને પટાવાળાને પ્રોમોશન મળી ગયું.



વયોવૃદ્ધ અને લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર
શ્રી ધનસુખલાલ મહેતા આ લેખમાળાદ્વારા
ભૂતકાળના સ્મૃતિભંડારો ખોલે છે અને
એમના જાગૃત જીવન પર અસર
કરી ગયેલા પ્રસંગો આલેખે છે.

• • •

## ▣▣▣▣▣ અતીત ઉલેચું છું. ▣▣▣▣▣

મૃત્યુ પછી શું? આ કોયડાનો ઉકેલ લાવવા અનેકાનેક ફિલસૂફો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, જ્યોતિષીઓ વગેરે આજ હજારો વર્ષથી પ્રયત્ન કરી રહ્યા છે. પ્રેતવિદ્યામાં માનનારા પણ આ માર્ગે પ્રયાસ કરી રહ્યા છે, પણ હજી સંતોષકારક ખુલાસો મળ્યો નથી એ ચોક્કસ છે. ઘણાં સામાન્ય માનવીઓ પણ પોતાને કોઈ કોઈ વિચિત્ર અનુભવ થઈ જાય છે અથવા કોઈ મિત્ર પાસેથી આ વિશે સાંભળે છે ત્યારે વિચારમાં તો પડી જાય છે.

અનેક મોંએથી ફરીને આવતી અને માર્ગમાં કાંઈ કાંઈ પલટા લઈ ચૂકેલી વાતો પર વિશ્વાસ નહિ મૂકી શકાય, પણ જ્યારે આપણને કોઈ પોતાને બનેલી જ વાત કહે ત્યારે તો, ખરેખર આપણે તાજુબ થઈ જઈએ છીએ.

અહીં એવી એક વાત કહું છું:

મારા એક મિત્રે મને આ વાત કહી હતી. અત્યારે પોતે હયાત નથી અને ઘણાં વર્ષો પૂર્વે એમણે મને આ વાત કહેલી. એ મિત્ર પાટણમાં રહે. પોતાની પત્ની સત્તરઅઢાર વર્ષની. પાસે એક પડોશી બ્રાહ્મણકુટુંબ રહે. ત્યાં એક એટલી જ વયનો યુવાન રહે. આ મિત્ર-પત્ની અને પેલો બ્રાહ્મણ યુવાન, અકસ્માતથી, એટલા સરખા હતા કે ગામનાં લોકો એમને જોડિયાં ભાઈબહેન જ ધારતાં! એમને પછી જ ખબર પડતી કે આ બંને તો એક ન્યાતના પણ નહોતા!

દિવસો જતા ગયા. મિત્રપત્ની માંદી પડી અને માંદગી વધતી ગઈ. થોડાક સમયમાં મિત્રપત્ની પથારીવશ થઈ. એક વાર મિત્રે અચાનક સાંભળ્યું કે રાતે ચાર વાગે પાસેનો યુવાન મૃત્યુ પામ્યો છે. પત્નીની માંદગી ગંભીર એટલે સ્મશાને તો એનાથી જવાય નહિ. માત્ર સ્મશાનયાત્રા નીકળી ત્યારે તે ત્યાં હાજર રહ્યો અને પછી આવી એટલે દાતણપાણી કરવા બેઠો.

પેલો યુવાન સ્મશાનમાં સહસા પાછો જીવતો થયો. બધાએ પૂછવા માંડ્યું: જવાબમાં એ યુવાને કહ્યું: 'મને લેવા ચાર સોહામણા યુવાનો આવ્યા હતા. મને લઈને અત્યંત ત્વરાથી એ લોકો જતા હતા એટલામાં એ ચારમાંથી એકે કહ્યું: 'ભાઈઓ! આપણી કાંઈ ભૂલ થાય છે. આપણને તો સ્ત્રી લાવવાનું કહ્યું હતું – અને આ તો છે પુરુષ!' બીજા ત્રણ જણ એમાં સંમત થયા અને હજી શરીર બાળ્યું નહોતું એટલે મને પાછો મારા શરીરમાં મૂકીને એ લોકો ચાલ્યા ગયા.'

તરત ડાહ્યુઓને પેલી મિત્રપત્ની અને આ યુવાનના ચહેરા અને આકૃતિના મળતાપણાની વાત યાદ આવી – અને વળી પેલા ચાર દૂત આવેલા તે સોહામણા હતા એટલે પેલી યુવતી નક્કી સ્વર્ગમાં જવાની એમ પણ પેલાઓએ માની લીધું. એમાંના ઘણા દોડતા આવ્યા પેલા મિત્રને ત્યાં. મિત્ર તો હજી ઓટલા પર હતા. એમને એમણે ગભરાઈને પૂછ્યું: 'ભાઈ, તમારી પત્નીને કેમ છે?'

જવાબમાં મિત્રે કહ્યું, 'સારું છે, પણ આમ પૂછવાનું કારણ?'

'કારણ તો પછી કહેવાય. પણ જરા જોઈ તો આવો. હમણાં કેમ છે?' આવો ઉત્તર સાંભળી મિત્ર જરા ગુસ્સે તો થયો પણ ઉપર જોવા ગયો. જઈને જુએ છે તો મિત્રપત્ની મૃત્યુ પામેલી! પેલા મિત્રે ઉપરથી જ બૂમ પાડી જણાવ્યું એટલે બધા ઉપર ગયા ને તેમણે મિત્રને બધી વાત કહી.

યુવતી સ્વર્ગમાં જવાની એટલે લગભગ ઘણા જ લોકો સ્મશાન-યાત્રામાં ગયા !

આ કિસ્સામાં આપણે શું માનવું ?



આ વાત મેં શ્રી ગંગાબહેન પટેલને કહી. તેમનાં પુત્રી ધીરુબહેન પણ હાજર હતાં એટલે એમણે બેએ એક બીજો કિસ્સો કહ્યો :

એમના સગામાં એક વૃદ્ધા મૃત્યુ પામી. ડૉકટરે પણ એને મૃત્યુ પામેલી જાહેર કરી. થોડીક મિનિટ પછી એ વૃદ્ધામાં જીવ આવ્યો અને ડોશીમા બેઠાં થયાં. એમણે પણ ઉપર જણાવેલ યુવાનના જેવી વાત કહી અને કહ્યું કે મારું મોત તો હજી બે મહિના પછી છે. હમણાં મને ભૂલમાં જ એ લોકો ઉપાડી જતા હતા !

આ વાત સાચી પડી અને બે માસ પછી એ વૃદ્ધા મરણ પામી !

આ પ્રમાણેના કિસ્સાઓ – માણસ મૃત્યુ પામે છે અને થોડા સમય પછી પાછો જીવતો થાય છે – અમેરિકામાં અને યુરોપમાં પણ અવારનવાર બને છે અને એમાં કોઈ કોઈ વાર તે થોડો સમય મરણ પામેલ માણસ પોતાનો અનુભવ કહે છે પણ ખરો. સાચું – ખોટું ભલો ભગવાન જાણે !



પણ જેમાં વિદ્વાનો પણ ફાંફા મારે છે તેમાં મારા જેવા અદનાએ વધારે માથાકૂટ શીદ કરવી ? એટલે આપણે કાંઈક હળવો વિષય લઈએ.

આપણે ત્યાં ગુજરાત અને કાઠિયાવાડ એ બે પ્રાંતોના માનવીઓની રહેણીકરણીમાં ઘણો તફાવત છે. ખાવાપીવામાં પણ સારો જેવો ફેર છે એટલે હાસ્યરસમાં પણ હોય જ એમાં આશ્ચર્ય નથી

આ વાત નીકળે ત્યારે હું હંમેશ એક વાત કહું છું :

મેં એક ફિલ્મ જોયેલી. જેરુસલેમ પર હુમલો કરવા ગયેલા રીચર્ડ – કરદલિઓ (સિંહ જેવી છાતીવાળો) અને ત્યાંનો એ મોટો સુલતાન મળે છે. ખાન રીચર્ડને પૂછે છે કે તમારી તરવારની ધાર કેવી ? જવાબમાં રીચર્ડ એક પ્રચંડ લોઢાના સળિયાના પોતાની તલવારના એક ઝાટકાથી બે કકડા કરી નાખે છે. આ જોઈ સુલતાન માત્ર હસે છે અને કહે છે : 'આમાં તરવારની ધારનું પાણી નહિ જણાયું. આમાં તો તરવાર વાપરનાર પુરુષના હાથનું અપ્રતિમ બળ બહાર આવ્યું. હવે જુઓ અમારી તરવારનું પાણી !'

આમ કહી સુલતાને એક મોટો રેશમી રૂમાલ હવામાં ઉડાડયો અને તે પાછો પડતો હતો તેવામાં શમશેરની ધારથી તે રૂમાલના બે કકડા કરી નાખ્યા !

હું એમ કહું છું કે – આવે વખતે હું જન્મે કાઠિયાવાડી છું તે યાદ રાખવું ઘટે. સુરત – ગુજરાતની મશ્કરી તે રીચર્ડની તરવારનો ઝાટકો અને કાઠિયાવાડ – સૌરાષ્ટ્રની મશ્કરી તે સુલતાનની શમશેરનું પાણી ! અત્રે મારે જણાવવું જોઈએ કે જ્યારે મારે સુરતીઓને ચડાવવા હોય છે ત્યારે હું વતની સુરત તળનો – ગોપીપુરાનો એમ ભાર મૂકી જણાવું છું. પણ જવા દો એ વાત.

મારી 'થીઅરી' સાબિત કરવામાં મને પચાની તો પડે છે જ. સુરતના હાસ્યકારોમાં નવલરામ, છોટાલાલ જાગીરદાર, મુનશીજી અને ચન્દ્રવદન મહેતાના અમુક નાટકો વગેરેમાં હાસ્યરસ સ્ફુટ પ્રકારનો જ છે. તે તો જાણે મારી 'થીઅરી' પુરવાર કરે છે, પણ સામે સૌરાષ્ટ્રના મસ્ત ફકીર, ઓલિયા જોશી વગેરે હાસ્યકારોનો હાસ્યરસ પણ સ્ફુટ જ છે ! એટલે પછી હું જરા ફેરવીને કહું છું કે હું જે હાસ્યરસની વાત કહું છું તે બહુધા બોલવામાં આવતો હાસ્યરસ – લખવામાંનો નહિ !

.તીત ઉલેચું છું.

ગમે તે હો પણ હજી અમારે સુરતમાં કોઈ કહે કે મને 'પૂરી મૂકો !' તો તરત જ કોઈક માણસ બોલી ઊઠશે કે 'ભાઈ ! કયાં પૂરી મૂકીએ ? અને શા માટે પૂરી મૂકીએ ?' આ સાંભળ્યાથી બીજાં બધાં હાજરે હોય તેમણે પેટ પકડીને હસવાનું જ. તે જ પ્રમાણે કોઈ કહેશે : 'કાઢી મૂકો !' તો તરત જ બીજો બોલશે : 'હા, ભાઈ, હા, જમી લો પછી તમને કાઢી મૂકશું !' વળી પાછા હાજર રહેનારા બધાએ અત્યંત હસવાનું.

લાંબો સમય થઈ ગયો. 'સમાલોચક'ના લેખકમંડળની એક સમૂહ – છબી નામાંકિત કલાકાર ભેદવારના સ્ટુડિયોમાં લેવાતી હતી. છબી લેનાર હતા તારાપોર. આજે એ છબીમાં બેસનારામાંથી માંડ ત્રણ–ચાર–પાંચેક જણ જીવતા હશે. મુનશીજી, માસ્તરસાહેબ, વનસુખલાલ મહેતા વગેરે.

બેસવાની ગોઠવણી તારાપોર કરતો હતો તેવામાં એક ગૃહસ્થ – પોતાને જબ્બર હાસ્યકાર સમજતા હતા તેવા ગૃહસ્થ અત્યારે તો બિચારા મરણ પામ્યા છે – બોલી ઊઠ્યા : 'અરરર ! દોસ્તો ! હું હાથ પર, ડોક પર અને કોટ પર અત્તર લગાડવાનું ભૂલી ગયો !'

આ સાંભળીને મારા અપવાદ સિવાય બીજા બધાયે પ્રચંડ અટ્ટહાસ્ય કર્યું. હું શાંત જ રહ્યો આ જોઈ બીજા એક ગૃહસ્થે મને આમ શાંત રહેવાનું કારણ પૂછ્યું. તે વખતે ધનસુખલાલમાં વૃદ્ધાવસ્થાની મુલાયમતા નહોતી, સહિષ્ણુતા ન હતી, કોઈને 'ચાટ પાડવામાં દુઃખ નહોતું થતું તેમણે કહી નાખ્યું :

'મશ્કરી તો ઘણી – ઘણી સરસ હતી તે હું કબૂલી લઉં છું. પણ સૌથી પહેલાં આ મશ્કરી એક વાર કૌરવપાંડવોનું સ્નેહસંમેલન મળ્યું હતું ત્યારે ભીમે કરેલી. આ સાંભળી બધાએ લગભગ ત્રીસ મિનિટ એકસરખા હસ્યા કરેલું. તેમાંથી દુર્યોધનને તો પેટમાં પણ દુખવા આવેલું અને તાબડતોબ રાજવૈદ્યને બોલાવવો પડ્યા !

પણ તે પછી લાખ્ખો વાર આ જ મશ્કરી થઈ ગઈ એટલે મ "
હસાયું નહિ !'

અત્યારનો ધનસુખલાલ હોત તો મોં મલકાવીને કહેત : 'શું—શું થયું ? બધા કેમ હસ્યા ? મારું ધ્યાન બીજે હતું તેથી મારાથી સંભળાયું નહિ.' પેલો કહેત એટલે હું અટ્ટહાસ્ય તો નહિ, પણ—માર્ક ઉપર કૃત્રિમ હાસ્ય ઘણા કરે છે, તેવું કૃત્રિમ—સાંભળનારને ચીડ ચડે તેવું હાસ્ય કરત !

ચાલો, એ પણ અમારા લેખકબંધુઓનો જમાનો હતો !



એ યુવાન ધનસુખલાલની કેટલીક ખરાબ ખાસિયતોમાંથી એ અહીં હું વર્ણવું તો અસ્થાને નહિ ગણાય. અલબત્ત, એનાથી મને એમ લાગતું હતું કે એ પણ એક પ્રકારનો હાસ્યરસ છે ! નાના સ્થળમાં જ્યાં માણસોની ઘણી ભીડ હોય ત્યાં જ મારી આ ટેવ ખીલી નીકળતી. તે વખતે આવા નાનાં સ્થળે પ્રકાશ – યોજના પણ બરાબર હોતી નહિ એટલે પાછળ બેસનારને અમુક પ્રકારની સગવડ મળતી. આવા મેળાવડાઓમા મનોરંજન-કાર્યક્રમ સાથેસાથે મનને દુઃખ આપે એવા કચરા જેવાં ભાષણો પણ સારા પ્રમાણમાં રહેતાં

આવા ભાષણકર્તાઓ પાછા થોડી વારમાં પોતાનાં ભાષણો સમાપ્ત નહોતા કરતા. એટલે મને અને મારા જેવાઓને તક મળી જતી. એવો એકાદ ભાષણકર્તા આવે, ચીપી ચીપીને પોતાનું ભાષણ કર્યે જ જાય એટલે મારી સરદારી નીચે 'પિટ'માંથી કૂતરાં-બિલાડાંના અવાજ, સિસોટીઓ અને વચમાં કોઈ કોઈ વાર કરુણ રુદનનો અવાજ શરૂ થઈ જાય શ્રોતાઓના મોટા ભાગના માણસોમાં આનંદ છવાઈ રહે.

ધીમે ધીમે આ હિંસાત્મક આક્રમણ કરનારાઓના નેતા તરીકે મારું નામ બોલાવા માંડ્યું. આવી સભાઓ ઘણીખરી સાહિત્ય-સંસદના આશ્રયે જ થતી હતી એટલે મુનશીજીને કાને પણ આ

ાત આવી. 'ગોળથી મરતો હોય તો ઝેરથી નહિ મારવો' એ દ્ધતિ મુનશીજીએ મુત્સદ્દી હોઈ અપનાવી. સભામાં મારું આગમન ાય ત્યારે દ્વારમાંથી જ મારું વધુ પડતું સન્માન થાય અને મને — ું ઘણી ના પાડું છતાંય — પ્લૅટફૉર્મ પર લઈ જવામાં આવે અને ત્યાં જ મને બેસાડે! અને નેતા વગરનું લશ્કર કરે પણ શું?

આવા અખતરા મેં ઍમેટર — બિનધંધાર્થી નાટકના પ્રયોગ વખતે પણ કોઈ કોઈ વાર કરેલ, પણ એમાં મૅનેજમેન્ટ કચવાય-ઘણું કચવાય તે સિવાય બીજું પરિણામ તો ક્યાંથી આવે? કાંઈ અમારા ઘોંઘાટથી પ્રયોગ બંધ થોડો જ થાય છે?

લાંબા સમયની વાત છે — હું તે વખતે દર ઉનાળામાં અમદાવાદ જતો અને મારા વડીલભાઈ જેવા ગટુલાલ ધ્રુવને ત્યાં ઊતરતો. રમણભાઈ મ્યુનિસિપાલિટીના પ્રમુખ એટલે નાટકકંપનીઓ જે ત્યાં હોય તો કુટુંબીજનોને તે કંપનીના પ્રયોગ જોવા આગ્રહભર્યું આમંત્રણ મળે.

એક વાર રમણભાઈનાં સંતાનો—જ્યોત્સ્ના, સરોજ, કંદર્પ, હું, મારો નાનો ભાઈ માધુભાઈ અને કુંજવિહારી આવા આમંત્રણને સ્વીકારી નાટક જોવા ઊપડેલાં. એક બૉક્સમાં અમને ઉતારો આપવામાં આવ્યો. અમે ત્યાંથી ખુરશીઓ ખસેડી નાખી જમીન પર જ બેઠક જમાવી અને નાટકમાં ગાયનો આવે ત્યારે અમે બધાં એ ગાયનો ગાવા લાગીએ! શ્રોતા-પ્રેક્ષકોમાંથી થોડા ચીડવાયા અને થોડા ખુશ પણ થયા.

પણ બીજે દિવસે નાટકના મૅનેજરે રમણભાઈ પાસે આવી અમારા પરાક્રમનું વાસ્તવિક બયાન આપ્યું. રમણભાઈ વકીલ હતા, બહુ ન્યાયી હતા છતાં આ વખતે અમને સાંભળ્યા વગર, અમારો વિચાર જાણ્યા વગર અમને નાટકોમાં સામટાં જવાની ના પાડી દીધી. જવું હોય તો મારે, માધુભાઈ એ, કુંજભાઈ એ અને શાંતિભાઈ અને કાંતિભાઈ એ સાથે જવું અને છોકરીઓને જુદાં જવું!

આવા અન્યાયી નિર્ણય ..ચુકાદા સામે અમે અસહકાર કર્યો—બીજુ અમે શું કરીએ ? અમે પછી નાટક જોવા જતા જ નહિ!

આજે આ વયે પણ એવા પ્રસંગો ઉપસ્થિત થાય છે ત્યારે આવી રીતે અમારી નાપસંદગી બતાવવાની ઇચ્છા તો ઘણી થઈ આવે છે પણ અમલમાં મૂકવાનું હવે લગભગ અશક્ય થઈ પડ્યું છે. એટલે આવી પરિસ્થિતિ થતાં, 'મારી છાતીમાં દુખે છે, મને ઠીક લાગતું નથી' આમ કહીને હું સભાગૃહ છોડી જાઉં છું.

અને એ પણ ખરું કે હવે એવા મનોરંજનકાર્યક્રમોના સંમેલન પણ ક્યાં થાય છે ? એ મુનશીજીના સાહિત્ય-સંસદમાં સભ્ય હેતુ 'સભ્ય સાહિત્યસંસદ' કહેવડાવવું એમાં સારાય ગુજરાતમાં ગૌરવ ગણાતું, જ્યારે એ સાહિત્યસંસદમાં બાવન પૂરા દશા જ માત્ર સભ્ય હતા ત્યારે પછી તો એ સંસ્થા પણ આમવર્ગની કરવામાં આવી બાવનને બદલે સાતસોઆઠસો સભ્ય થઈ ગયા સંસદની જાહોજલાલી, એની પ્રતિભા, એનું આકર્ષણ બધુય ગયું !

પૃથ્વીરાજનું 'પઠાણ' નાટક ઘણાએ જોયું હશે તેમાં એક યુવાનને બદલે બીજો જ યુવાન પ્રાણ અર્પણ કરે છે તે દશ્ય પણ ઘણાને યાદ હશે મેઘાણીના 'રસધાર'નાં પુસ્તકોમાં તો આવા કાંઈક કાંઈક કિસ્સા પડ્યા છે એક ચારણે ક્ષત્રીઓની યશગાથા દિલ્હીમાં શહેનશાહ આગળ ગાઈ એક વચન સારું કોઈ ક્ષત્રી પોતાના સાતે છોકરાને મરાવી નાખે પાદશાહે એવો ક્ષત્રી શોધી લાવવા અને નહિ મળે તો ચારણના પોતાના પુત્રોને મારી નાખવાનું કહ્યું એવો ક્ષત્રી રાજા મળ્યો પણ ખરો અને તેના સાતે પુત્રો પણ માથું અર્પણ કરવા તૈયાર થઈ ગયા !

એક બીજો કિસ્સો છે એક ચારણીના પતિને ભગંદર કે ઢ થયો કોયળામાં લઈને ફરે તેણે એક રાજા આગળ ધા નાખી 'તમે કે તમારો પુત્ર પોતાનું માથું ઉડાવી લોહીથી મારા ધણીને નવરાવે તો તે સારો થાય'

તરત રાજા પોતાનું માથું વાઢવા તૈયાર થયો. એનો પુત્ર પણ તૈયાર થયો. પિતાએ પુત્રનું માથું વાઢી લોહી છાંટ્યું એટલે ચારણીનો ધણી સારો થયો!

એને વિશે એક દુહો પણ છે:

'કોને તે વખાણીએ?

માથું વાઢણહાર કે માથાનો દેનાર?'

મારા જેવા અનેકાનેક આશકો આ કથાઓ વારંવાર વાંચે છે અને વાંચે છે ત્યારે ત્યારે તેમનાં હૈયાં ગદ્‌ગદિત થઈ જાય છે અને છતાં આપણને એમ લાગે છે કે એ બધા દિવસો તો વર્ષો પહેલાંના ચાલ્યા ગયા. પણ છેલ્લામાં છેલ્લો દાખલો અને તે પણ મારા મોટાભાઈ જયસુખલાલે જ જાણેલો તે તો ૧૯૧૫-૧૬ની સાલનો છે.

જયસુખલાલ સિમલા મ્યુનિશન્સ બૉર્ડમાં – એક ઉચ્ચ લશ્કરી અફસર – હિન્દી – પણ ત્યાં જ કામ કરે. એક દિવસે એ અફસરે આવીને બધાયને 'છેલ્લી સલામ' કહી. જયસુખલાલે આનું કારણ પૂછ્યું: કારણમાં તેણે જણાવ્યુ:

'અમારા પાડોશી હિન્દુ, અમે મુસલમાન – પઠાણ. એ હિંદુ કુટુંબમાંથી એક યુવતીનું બળાત્કારે હરણ કરી ગયા પાસેના કોઈ માણસો. એનુ વેર લેવા આ પઠાણ – કુટુંબમાંથી એક જણ તૈયાર થયો ને પેલાઓને ત્યાં જઈ ત્રણચારને તેણે ઠાર કર્યા પછી પોતે પણ કપાઈ મૂઓ. આ પછી દર વર્ષે આ પઠાણ – કુટુંબમાંથી એક જુવાન તૈયાર થાય અને પેલાઓને ત્યાં જઈ તેમના જેટલા મરાય તેટલા માણસોને મારી આવે! આ વખતે મારો વારો આવ્યો છે. હું જઈશ. પેલાઓમાંથી ત્રણચારેકને મારી આવીશ. કદાચ હું પણ તેમાં ખપી જઈશ.'

'પણ આ કિસ્સો મૂળ બન્યો ક્યારે?' જયસુખભાઈએ પ્રશ્ન કર્યો.

પેલો અફસર જરા મૂંઝાયો, પણ પછી બોલ્યો : 'મહેતાજી, એ કિસ્સો બની ગયાને ઘણાં વર્ષો થઈ ગયાં. આ વેર – આ Vendetta તો ત્રણ પેઢીથી ચાલ્યું આવે છે !'

એક હિન્દુ પાડોશીની પુત્રીનું હરણ થયું તેથી ત્રણ-ત્રણ પેઢીથી આ પઠાણ શૂરવીરો દરેક વર્ષે પોતાનામાંથી એકેકનું બલિદાન આપે !

આ પણ લોહી છે–તેનો મરદાનગીભર્યો તરવરાટ છે. પડોશી-ધર્મમાં કોમોનો ભેદ નથી. અત્યારે આપણને અજબ જેવું લાગે તેવી પ્રથા તેમને સામાન્ય લાગતી. પોતે માનેલી ફરજ અદા કરવામાં પ્રાણની ન્યોછાવરી તેમને મન સહજ હતી. રંગ છે એવા માનવી નરકેસરીઓને !



ઉપરના પરિચ્છેદમાં વર્ણવામેલ મહાકાય માનવીઓનો જમાનો ધીમે ધીમે જતો જાય છે ? કોણ જાણે ! પણ લગભગ ૧૯૦૯–૧૦ની સાલમાં એક પ્રસંગ અમારા ગામમા જ બની ગયો હતો જે હું કદાપિ ભૂલ્યો નથી. લગનસરા પૂરજોસમાં જામી પડી હતી એક ભાઈ મુંબઈથી પોતાના એક મિત્રને લઈને અમારા વતનમાં આવી ચડયા, લગનસરા મ્હાલવા. પેલા મિત્ર સાંજે ઓટલે ઊભા રહી જતી-આવતી યુવતીઓની નિર્લજ્જ મશ્કરી કરે. એક પતિ–પત્ની જતાં હતાં–જુવાન અને સોહામણાં. પેલા દુષ્ટે પત્નીની મશ્કરી કરી. પતિ–પત્ની નીચું જોઈ ચાલ્યા ગયાં. પતિએ પોતાના મિત્રોમાં વાત કરી. પ્રશ્ન ચર્ચવા આઠ-દસ મિત્રોની સભા એક સ્થળે મળી.

કોઈકે વકીલની નોટિસ મોકલવાનું સૂચવ્યું, તો કોઈએ બે-ત્રણ જણાએ પેલાને ઘેર જઈ એને કહેવું કે આવું વર્તન ફરીથી એ નહિ કરે ! તો વળી કોઈકે સલાહ આપી કે કજિયાનું મોં કાળું ! એ પ્રસંગ આખો ભૂલી જ જવો ! બધાય મિત્રો ગ્રૅજ્યુએટ અને

આ લોકો આ પ્રમાણે આ વિષયની છણાવટ કરતા હતા એટલામાં એક અખાડાબાજ જુવાન – આ બધાઓની જ્ઞાતિઓનો જ – ત્યાંથી નીકળ્યો. તેણે જાણ્યું કે લગ્નસરા છે અને આ બધા ભેગા મળી ગપાટા મારે છે તો જરૂર આઈસ્ક્રીમ ઊડતું હશે. તે તો અંદર આવ્યો અને આઈસ્ક્રીમની માગણી કરી. બધા ભાઈઓએ તેને સમજ પાડી કે આઈસ્ક્રીમની વાત હતી જ નહિ. મામલો પેલા અખાડાબાજે જાણી લીધો અને તેની તો આંખ જ ફાટી. 'હત્ અભાગિયાઓ! એક જુવાન છોકરીનું એક અજાણ્યો અપમાન કરે છે ત્યારે તેનો વિચાર કરવા તમે સભા ભરો છો! પોતાની બહેન-બૈરી સાચવવાની ત્રેવડ નથી તો પરણો છો શા માટે? પણ હશે. આવતી કાલથી તમને કોઈ નહિ છેડે.'

આમ કહ્યું એટલે તો આ ભાઈઓ ગભરાઈ ગયા અને પેલા અખાડાબાજને શાંત રહેવા વિનવણી કરી. પણ પેલાએ તો એ બધું સાંભળ્યું નહિ સાંભળ્યું કરીને સીધો એ તો પેલો દુષ્ટ જ્યાં મહેમાન હતો ત્યાં ગયો. મહેમાન રોજની રીતિ પ્રમાણે ઓટલે ઊભો ઊભો જતીઆવતી સુંદરીઓની મશ્કરી કરતો હતો.

જુવાનિયાએ જઈને પેલાનો પગ પકડી તેને બે ક્ષણમાં રસ્તા પર પાડ્યો અને ન્યાતના જમણમાં બંધાતી લોટની કણકને જેમ પગથી ગૂંદાય તેમ મહેમાનને ગૂંદવા માંડ્યો. જેને ત્યા એ રહેતો હતો તે વચમાં પડ્યો. ખૂબ કાલાવાલા કર્યા ત્યારે અખાડાબાજે ગૂંદણી બંધ કરી અને કહ્યું, 'જો ભાઈ, આ તારા પાપને તું આજ રાતે સાડાનવની ટ્રેનમાં મુંબઈ રવાના નહિ કરી દે તો કાલે સવારે આને જેમ મેં આને ગૂંદ્યો છે તેમ એને અને તને બંનેને ગૂંદી નાખીશ. હું સાડાનવે સ્ટેશન પર હાજર રહીશ.' આ ઉપરાંત એણે તો ઘણું ઘણું કહ્યું પણ તે હમણાંની વાસ્તવિક વાતો લખતા કોઈ એ રીતે જ કદાચ લખાય એવું હતું એટલે હું એ નથી લખતો.

અલબત, એ દિવસે રાતે પેલો અખાડાબાજ સ્ટેશને પહોંચ્યો અને મહેમાનને પેલાએ ટ્રેનમાં ચઢાવ્યો તે જોઈ એ પાછો ઘેર ગયો।



મારી એક ડઝન જેટલી નોકરીમાંથી હું એક નોકરીમાં હતો. મારે ત્યાં અવારનવાર એક અઢાર–ઓગણીસ વર્ષનો વણિક યુવાન સ્ટેશનરી વેચવા આવતો અને હું એને ઑર્ડર પણ આપતો. એક વાર હું ઑફિસમાં વહેલો ગયેલો અને મારા રૂમમાં હું એકલો જ હતો. તેવામાં પેલો વણિક યુવક આવ્યો. અત્રે મારે જણાવી દેવું જોઈએ – વાચકોએ ગભરાઈ જવાની જરૂર નથી – કે સારી જિંદગી મ દવાડમાં ગાળનાર હું વયમાં થોડા થોડા વખત નહિ જેવી પણ તંદુરસ્તી ભોગવતો હતો. તે સમયે તેવો કાળ હતો. હું પચીસેક દંડ અને પચાસેક બેઠક કરી સેન્ડોનાં ડમ્બેલ્સ તેમ જ બાપાજીના મગદળ પણ ફેરવતો હતો.

પેલો વણિક યુવાન ધોતિયું, ઘાટઘૂટમ વગરનો ડગલો અને માથે દબાવેલી ટોપી પહેરતો. એટલે મેં એને કસરત કરવાના ફાયદા વિશે એક ભાષણ સંભળાવી દીધું।

પેલાએ બહુ જ વિનયથી કહ્યું, 'મહેતાસાહેબ, આપ નાખુશ તો નહિ થાઓ ?'

મેં ના તો કહી દીધી પણ મને આશ્ચર્ય તો થયું. એટલામાં તો પેલા યુવાને પોતાનો ડગલો અને તેની નીચે પહેરેલું પહેરણ કાઢી નાખ્યાં અને ધોતિયાનો કચ્છો લગાવી દીધો. પછી 'મસલ્સ' ચઢાવીને ઊભો રહ્યો ! હું તો દિંગ જ થઈ ગયો. ગળાના, હાથના, છાતીના પેટના અને જાંગના લોઢા જેવા 'મસલ્સ' બહાર તરી આવ્યા. મેં તરત જ માફી માગી લીધી અને પેલા યુવાને મને પોતાની વાત કહેવા માંડી. એ ગીરગામના એક અખાડામાં જતો હતો અને ત્રણસો–ચારસો દંડ, આઠસો હજાર બેઠક ઉપરાંત રોજની પાંચ કુસ્તી કરતો।

અતીત ઉલેચ્યું છું.

એણે તે વખતે મને કહેલું કે, 'જ્યાં સુધી માણસ કુસ્તી ખેલે નહિ ત્યાં સુધી એ માણસના હાથ મારામારી માટે છૂટા થાય નહિ.'

પછી એણે બે દૃષ્ટાંત કહ્યાં : એક વાર એ ઠાકુરદ્વાર આગળથી જતો હતો ત્યાં બસો માણસની ઠઠ્ઠ જામી પડેલી. 'મારી નાખશે, બચારાને મારી નાખશે'ની બૂમો સંભળાય. બેએક પોલીસદાદા પણ તેટલામાં નજરે પડ્યા. આણે અંદર ઘૂસીને જોયું તો એક પાધિલો ઘાટી – આ માણસ ઠાકુરદ્વારનો દાદા ગણાતો એક ચૌદપંદર વર્ષના કોઈ ઘાટીના છોકરાને નિર્દય માર મારે ! અને બધા લોકો જોયા કરે ! આણે એક છલંગ સાથે કૂદીને પેલા ઘાટીને એક લાત મારી. ઘાટી છોકરાને છોડીને આ યુવાન સામો ધસ્યો અને છાતી પર તેણે એક ભયંકર ઝપાટો માર્યો, છાતી ફુલાવીને આ યુવાને તે ઝીલ્યો અને બીજી જ ક્ષણે તેણે પગની આંટી મારી પેલા ઘાટીને જમીનદોસ્ત કર્યો. છાતી પર ચડી બેસીને એને સારી પેઠે ધમાર્યો એટલે પોલીસદાદા એ ઘાટીને પકડી લઈ ગયા.

આ યુવાન એક વાર પોતાને ગામ પાટણમાં પોતાના ઘરમાં બેઠો હતો. બહાર ઓશરીમાં તેના વૃદ્ધ દાદા હતા. એવામાં એક પઠાણ હિંગ વગેરે વેચવા આવ્યો. દાદાએ તેની સાથે માથાઝીક ચોણ્ણ કલાક કરી અને લીધું કાંઈ નહિ એટલે પઠાણે દાદાને ગાળ દીધી. આ યુવાને તરત પડકાર કર્યો. 'એઈ ખાનસાહેબ, દાદા કો ગાલી મત દેઓ.'

જવાબમાં પઠાણે એને એક ચોડી. હજી તો દાદા પઠાણની માફી પોતાની વતી અને પોતાના પૌત્ર વતી માગી લે તે પહેલાં તો વાઘ તરાપ મારે તેમ પેલો યુવાન પઠાણ પર તૂટી પડ્યો. પઠાણ હાર્યો અને એવો શરમાઈ ગયો કે પછી એ ગામમાં એ કોઈ દિવસ ફરક્યો નહિ.

*

હવે એક નાનો પ્રસંગ અને પછી વિરામ!

હું મારા એક સગા સાથે સુરતમાં ચોકી પર ચાર રસ્તા મળે ત્યાં વાત કરતો ઊભો હતો. એ સગાના હાથમાં તે વખતમાં ઘણી મોંઘી ગણાય એવી દસ-બાર રૂપિયાની છત્રી હતી.

અચાનક અમે દૂરથી એક રબર – ટાયર્ડ ટાંગો ફર્સ્ટ ક્લાસ ઘોડા સાથે પૂરપાટ આવતો જોયો. માર્ગમાં એક બુઢ્ઢો એની અડફટમાં આવી ગયો. સુભાગ્યે એને બહુ ઇજા થઈ નહિ, પણ એ માર્ગમાં ગબડી તો પડ્યો જ, બધી તરફથી દુકાનદારો અને રાહદારીઓ પેલા ટાંગાના હાંકનારને 'ખડી રખો, ખડે રખો'ની બૂમો મારવા મંડયા. પણ પેલો ઊભો શાનો રાખે! એણે તો ઘોડાને એક ચાબુક ફટકારી. ઘોડો ઓછામાં ઓછો હજાર રૂપિયાનો હશે. અત્યંત ત્વરિત ગતિથી દોડ્યો. ટાંગામાં ત્રણચાર માણસો હતા – ટાંગાના માલિકો હતા. મારા સગાએ તો આ દૃશ્ય જોયા જ કર્યું. અર્ધક્ષણમાં ટાંગો અમારી પાસે થઈને ચાલ્યો જાત હું તો ખસી ગયો હતો પણ પેલો મારો સગો તો જાણે કોઈ સરકસનો ખેલ કરતો હોય તેમ ઊભો જ રહ્યો હતો. એક આંચકાથી ઘોડાની, મોં આગળથી લગામ પકડી ટાંગો ઊભો રાખ્યો! એ આંચકાથી ઘોડો લગભગ પાછલે પગે ઊભો થઈ ગયો. બીજી જ ક્ષણે સગાની છત્રી હાંકનારના મોં પર. છત્રીના બે ટુકડા. પણ એટલામાં જ એણે ટાંગો હાંકનારની ચાબુક લઈ લીધી. પગ પકડીને ટાંગાવાળાને નીચે પાડ્યો અને પછી તો સડાસડ, સડાસડ! ચાબુકથી ટાંગાવાળાના શરીર પર સપાટા પડતા જ ગયા. ટાંગાની અડફટમાં આવનાર બુઢ્ઢાની જ ન્યાતના કેટલાક આ ટાંગાવાળાની મદદે આવ્યા. તેમને પણ એકેક બબ્બે ચાબુક પડી ગઈ!

ટાંગામાં બેસી રહેલા શેઠિયાઓમાંથી કોઈ પણ નીચે ઊતર્યું નહિ. અંદર બેઠાં બેઠાં જ તેમણે મારા સગાની માફી માગી. ટાંગાવાળો જેમતેમ ટાંગાની આગળ પાછો બેઠો અને ટાંગો ઊપડી ગયો. ભેગાં થયેલાં માણસો પણ વિખરાઈ ગયાં.

અતીત ઉલેચું છું.

પેલા સગાએ પોતાની કિંમતી છત્રીના બે ટુકડા તરફ જોઈ ને મને સખેદ કહ્યું: 'કમબખ્તે સવાર બગાડી! હજી તો બે દિવસ થયા જ આ છત્રી લીધી હતી!'

ભાઈ! મોટાભાઈ! જયસુખલાલ મહેતા! આવા મોટાભાઈ કોઈક ભાગ્યશાળીને જ મળતા હશે એ હતા સ્નેહની મૂર્તિ ૧૯૦૦ની આસપાસ અમારા મામા રણજીતરામ વાવાભાઈ ને ત્યા અમદાવાદમા, મેટ્રિક પાસ થઈ ને ગયેલા અને ત્યા ગુજરાત કોલેજમા બે વર્ષ રહેલા — તે વખતે ત્યાના હિંદી ખ્રિસ્તી પાદરીઓના સહવાસમા આવેલા એટલે ખ્રિસ્તી ધર્મ તરફ વળેલા. મૃત્યુ સુધી ઈસુના ભક્ત રહ્યા.

એમણે અને રણજીતરામે મને ગુજરાતી - અગ્રેજી વાચવા તરફ દોરેલો. આ બદલ હુ એમનો આભાર ભૂલી શકુ એમ નથી, છતા મનમા એક વસવસો રહી જાય છે કે એમણે જે જે વાચવાનું મને કહ્યુ તે તે મે વાચેલુ – છતા કોણ જાણે શાથી તેમણે મને કાવ્ય વાચન તરફ દોર્યો જ નહિ! જો કે એ બને અગ્રેજ કવિઓ બાયરન, શેલી, મિસીસ બ્રાઉનિંગ વગેરેના ભક્ત હતા. હશે.



ભાઈની મને સલાહ આપવાની રીત જ ન્યારી એક વાર હુ ઘણો નાનો હતો ત્યારે એમણે રેનોલ્ડઝની કૃતિઓ વાંચવા માડેલી. બાપાજીએ તે જાણ્યુ એટલે પરિણામે એકએક કલાકનુ ભયકર ભાષણ પણ આ ભલામણની અસર એ થઈ કે બાપાજીથી ખાનગી ભાઈ એ રેનોલ્ડઝના બધાય પુસ્તકો વાચી નાખ્યા!

મે ૧૯૦૪થી અગ્રેજી વાચવાનુ શરૂ કર્યુ અને થોડા વખત પછી મે જયસુખલાલને પૂછ્યુ. 'હુ રેનોલ્ડઝ વાચુ?' ભાઈ હસી પડ્યા અને બોલ્યા. 'વાચવો હોય તો ખુશીથી વાચજે પણ મોટા અક્ષરની આવૃત્તિ વાચજે. બાકી એમા અશ્લીલ જેવુ કશુ

હવે એક નાનો પ્રસંગ અને પછી વિરામ!

હું મારા એક સગા સાથે સુરતમાં ચોકી પર ચાર રસ્તા મળે ત્યાં વાત કરતો ઊભો હતો. એ સગાના હાથમાં તે વખતમાં ઘણી મોંઘી ગણાય એવી દસ-બાર રૂપિયાની છત્રી હતી.

અચાનક અમે દૂરથી એક રબર – ટાયર્ડ ટાંગો ફર્સ્ટ ક્લાસ ઘોડા સાથે પૂરપાટ આવતો જોયો. માર્ગમાં એક બુઢ્ઢો એની અડફટમાં આવી ગયો. સુભાગ્યે એને બહુ ઇજા થઈ નહિ, પણ એ માર્ગમાં ગબડી તો પડ્યો જ, બધી તરફથી દુકાનદારો અને રાહદારીઓ પેલા ટાંગાના હાંકનારને 'ખડી રખો, ખડે રખો'ની બૂમો મારવા મંડ્યા. પણ પેલો ઊભો શાનો રાખે! એણે તો ઘોડાને એક ચાબુક ફટકારી. ઘોડો ઓછામાં ઓછો હજાર રૂપિયાનો હશે. અત્યંત ત્વરિત ગતિથી દોડ્યો. ટાંગામાં ત્રણચાર માણસો હતા – ટાંગાના માલિકો હતા. મારા સગાએ તો આ દૃશ્ય જોયા જ કર્યું. અર્ધક્ષણમાં ટાંગો અમારી પાસે થઈને ચાલ્યો જાત. હું તો ખસી ગયો હતો પણ પેલો મારો સગો તો જાણે કોઈ સરકસનો ખેલ કરતો હોય તેમ ઊભો જ રહ્યો હતો. એક આંચકાથી ઘોડાની, મોં આગળથી લગામ પકડી ટાંગો ઊભો રાખ્યો! એ આંચકાથી ઘોડો લગભગ પાછલે પગે ઊભો થઈ ગયો. બીજી જ ક્ષણે સગાની છત્રી હાંકનારના મોં પર. છત્રીના બે ટુકડા. પણ એટલામાં જ એણે ટાંગો હાંકનારની ચાબુક લઈ લીધી. પગ પકડીને ટાંગાવાળાને નીચે પાડ્યો અને પછી તો સડાસડ, સડાસડ! ચાબુકથી ટાંગાવાળાના શરીર પર સપાટા પડતા જ ગયા. ટાંગાની અડફટમાં આવનાર બુઢ્ઢાની જ ન્યાતના કેટલાક આ ટાંગાવાળાની મદદે આવ્યા. તેમને પણ એકેક બબ્બે ચાબુક પડી ગઈ!

ટાંગામાં બેસી રહેલા શેઠિયાઓમાંથી કોઈ પણ નીચે ઊતર્યું નહિ. અંદર બેઠાં બેઠાં જ તેમણે મારા સગાની માફી માગી. ટાંગાવાળો જેમતેમ ટાંગાની આગળ પાછો બેઠો અને ટાંગો ઊપડી ગયો. ભેગાં થયેલાં માણસો પણ વિખરાઈ ગયાં.

અતીત ઉકેલ્યું છું.

પેલા સગાએ પોતાની કિંમતી છબીના બે ટુકડા તરફ જોઈ ને મને સખેદ કહ્યું : 'કમબખ્તે સવાર બગાડી ! હજી તો બે દિવસ થયા જ આ છબી લીધી હતી !'

ભાઈ ! મોટાભાઈ ! જયસુખલાલ મહેતા ! આવા મોટાભાઈ કોઈક ભાગ્યશાળીને જ મળતા હશે એ હતા સ્નેહની મૂર્તિ ૧૯૦૦ની આસપાસ અમારા મામા રણજીતરામ વાવાભાઈ ને ત્યા અમદાવાદમા, મૅટ્રિક પાસ થઈ ને ગયેલા અને ત્યા ગુજરાત કૉલેજમા બે વર્ષ રહેલા — તે વખતે ત્યાના હિંદી ખ્રિસ્તી પાદરીઓના સહવાસમા આવેલા એટલે ખ્રિસ્તી ધર્મ તરફ વળેલા. મૃત્યુ સુધી ઈશુના ભક્ત રહ્યા.

એમણે અને રણજીતરામે મને ગુજરાતી – અગ્રેજી વાચના તરફ દોરેલો. આ બદલ હુ એમનો આભાર ભૂલી શકુ એમ નથી, છતા મનમા એક વસવસો રહી જાય છે કે એમણે જે જે વાચવાનુ મને કહ્યું તે તે મે વાચેલુ – છતા કોણ જાણે શાથી તેમણે મને કાવ્ય-વાચન તરફ દોર્યો જ નહિ ! જો કે એ બને અગ્રેજ કવિઓ બાયરન, શેલી, મિસીસ બ્રાઉનિંગ વગેરેના ભક્ત હતા. હશે.

★

ભાઈની મને સલાહ આપવાની રીત જ ન્યારી. એક વાર હું ઘણો નાનો હતો ત્યારે એમણે રેનોલ્ડ્ઝની કૃતિઓ વાંચવા માંડેલી. બાપાજીએ તે જાણ્યુ એટલે પરિણામે બેએક કલાકનું ભયંકર ભાષણ પણ આ ભલામણની અસર એ થઈ કે બાપાજીથી ખાનગી ભાઈ એ રેનોલ્ડ્ઝના બધાય પુસ્તકો વાચી નાખ્યા !

મે ૧૯૦૪થી અગ્રેજી વાચવાનુ શરુ કર્યું અને થોડા વખત પછી મે જયસુખલાલને પૂછ્યુ : 'હુ રેનોલ્ડ્ઝ વાચું ?' ભાઈ હસી પડ્યા અને બોલ્યા - 'વાચવો હોય તો ખુશીથી વાચજે પણ મોટા અક્ષરની આવૃત્તિ વાચજે. બાકી એમા અશ્લીલ જેવુ કશું

છે જ નહિ. એ વાંચવું હોય તો હું તને એવાં પુસ્તકો અવારનવાર આપીશ.'

આનું પરિણામ એ આવ્યું કે મેં રેનોલ્ડઝની માત્ર એક જ કૃતિ વાંચેલી અને તે 'સિપાહ બચ્ચાની સજની —' 'સોલ્જર્સ વાઈફ' જેમા અશ્લીલતા છે જ નહિ. એક વાર એક મિત્રે મને તેની 'મીસ્ટરીઝ ઑફ લન્ડન'ના દસ ભાગ–મોટા ટાઈપના–વેચવા આપેલા. તે મારી પાસે ૭ માસ રહેવા પછી જ હું વેચી શકેલો, પણ તે સમય દરમિયાન હું તેને અડકેલો પણ નહિ!



જ્યાં સુધી પોતે અપંગ નહિ થયા ત્યાં સુધી ભાઈ મારાં લખાણો બહુ ધ્યાનથી વાચતા. એક વાર 'મુંબઈ' નામનું એક સાપ્તાહિક નીકળ્યું અને તે વખતે માનવામાં પણ નહિ આવે તેવી પાંચ રૂપિયાની રકમ દરેક લેખ દીઠ આપવા તેના તંત્રીએ દરખાસ્ત મને અને જ્યોતીન્દ્ર દવેને મૂકી. તેમાં લખેલ લેખોનો સંગ્રહ 'રંગતરંગ' માળામાં પ્રસિદ્ધ પણ થયો છે. પણ તેમને તો નિબંધ લખવાના હતા અને તે કલા તેમને સાધ્ય હતી એટલે તેમણે લખવાનું ચાલુ રાખ્યું અને દરેક લેખે પાચ રૂપિયાની બાદશાહી રકમ ગજવામાં મૂકી. મારે નવલિકા લખવાની અને એ પણ હાસ્યપ્રધાન હું તો 'મૂડ'નો લખનાર.

અહીં જરાક અસંબદ્ધ છે છતાં આ 'મૂડ' વિશે એક ટુચકો લખી નાખું: 'ગુજરાત'મા ત્રણેક માસ મારા લેખ આવ્યા નહિ. મુનશીજીએ મને કહ્યું: 'કેમ ભાઈ, આમાં પણ સુરતી સહેલાણીપણું?'

મેં જવાબ આપ્યો: 'મુનશીજી! મને બરાબર 'મૂડ' આવતો નથી!'

મુનશીજી ખૂબ હસ્યા અને પછી બોલ્યા: 'ગાંડા રે ગાંડા! ઘરડો થવા આવ્યો તોય તારે 'મૂડ'નો આશરો લેવાનો રહ્યો!

આપણને લેખકોને તો કાગળ અને કલમ મળ્યાં એટલે લખવા માંડવાનું—લખાય જ. 'મૂડ'ના ધખારા છોડી દે!' અચ્છા!

આપણાથી આગ તો લખાય નહિ — દર અઠવાડિયે એક નવલિકા—પણ તાણીતાસીને મેં ચાલુ રાખ્યું. ચારેક નવલિકા 'મુંબઈ'માં વાંચ્યા પછી અચાનક મોટાભાઈએ મને બોલાવીને પૂછયું: 'ધનુ, દરેક લેખના પૈસા મળે છે?'

'હા, હા, ભાઈ, પાંચ રૂપિયા દરેક વાર્તાના.' મેં આનંદથી કહ્યું.

'એટલે મહિને વીસ રૂપિયા થયા, ખરું ને?' ભાઈએ પાછું કહ્યું.

'હા, ભાઈ.' મારો જવાબ.

'તો હવે એમ કર: હું મહિને તને વીસ વીસ રૂપિયા આપ્યા કરીશ, પણ આ 'મુંબઈ'માં લખવાનું બંધ કર!' ભાઈએ ધડાકો કર્યો અને હું તો થથી જ ગયો.

'પણ કેમ કેમ, ભાઈ?'

'કેમ બેમ હું સમજું નહિ. એમ દર અઠવાડિયે તારાથી સરસ વાર્તા લખાતી નથી અને કચરા જેવી લખી તારી મેળવેલ આબરૂ ધૂળમાં મળે એ મને પસંદ નથી.'

બસ, થઈ રહ્યું. મેં 'મુંબઈ'ના તંત્રીને કહ્યું કે તખલ્લુસથી લખું, પણ તેમ કરવા તે તંત્રી તૈયાર થયો નહિ. તેને તો મારું નામ જોઈતું હતું. મહિનાની એ બાદશાહી રકમ મેં જતી કરી.



હું નાટકોમાં તો ભાગ લેતો જ હતો અને એક મૂંગી ફિલ્મમાં મેં નાયક તરીકે — નિર્ધપાર્થી એટલે વગર મહેનતાણે કામ પણ કરેલું. પણ હવે મને એમ થયું કે મારે ધંધાર્થી તરીકે એ લાઈનમાં જોડાવું. એક કંપનીમાં ગયો. છબીની ટેસ્ટમાં પાર ઊતર્યો અને માસિક ત્રણસો — તે જમાનામાં ઘણો મોટો પગાર — જેટલા આપવાનું આખિર કબૂલ્યું પણ ખરું. હવે રજા લેવાની રહી મોટાભાઈની. અને

ભાઈ તો એવા કે જેમણે કોઈ પણ દિવસ અમને ક્રોધથી મહાત કરેલા જ નહિ — સ્નેહથી જ અમને ગુલામ બનાવેલા. મેં ભાઈને પૂછ્યું. થોડી વાર વિચાર કરીને એમણે કહ્યું :

'જો ભાઈ, એ લાઈનમાં તું સારી કીર્તિ કમાશે એમ તો મને પણ લાગે છે પણ એમાં એક મારી સલાહ તને છે અને તે એ કે તારા કોશમાથી પહેલાં તું 'મોરેલિટી' — 'નીતિ' શબ્દ કાઢી નાખ અને પછી જોડાજે. અત્યારે એ ક્ષેત્રનું વાતાવરણ એવું છે અને કામ પણ એવું છે કે જેમાં આ શબ્દ કોશમાં રાખીને જશે તો તું અત્યત દુ:ખી થઈ જશે.

'સાથે સાથે એટલું તને કહી દઉં — તને ખાતરી આપુ કે તું જો એ લાઈનમા જોડાય તો જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી મારા ઘરના બારણાં તારે માટે ખુલા જ છે અને રહેશે. દુનિયામાં એક નીતિવાન માણસ ઓછો કે વધારે હોય તો દુનિયા ડૂબી જવાની નથી!'

મેં પાંચ-સાત દિવસ વિચાર કર્યો — સ્ટુડિયોમા પણ અવાર-નવાર જઈ આવ્યો અને આખરે મારી ખાતરી થઈ કે મારાથી પેલો શબ્દ કોશમાથી કાઢી નાખી શકાય તેમ નથી! પરિણામે મેં એ વિચાર છોડી દીધો અને ભાઈને પણ તે પ્રમાણે જણાવી દીધું.



મને કીર્તિ મળે તેમાં ભાઈને અત્યંત આનંદ થાય. એક જ દૃષ્ટાન્ત :

'ક્વિટ ઇન્ડિયા' માટે ગોવાળિયા તળાવ પર મહાસભાની સમિતિની બેઠક. જયસુખલાલ ત્યાં ગયેલા. લાઉડસ્પીકરની ગોઠવણ ખોરવાઈ ગઈ તેથી બેએક કલાકનો વિસામો. જયસુખભાઈને યુવાન વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સાથે વાતચીત કરવામાં બહુ મજા પડે એટલે બીજે ક્યાંય નહિ જતાં એ ત્યાં જ બેઠા અને આસપાસ

કૉલેજિયન યુવક–યુવતીઓ હતાં તેમની સાથે ગપ્પાં મારવામાં પડયા.

થોડીક વારે તેમનામાંથી એકે પૂછ્યું : 'આપ કોણ ?'

'હું ? હું હિન્દી વેપારી ચેમ્બરનો મંત્રી જયસુખલાલ મહેતા,' જવાબ તો દેતાં દઈ દીધો પણ સામેથી જરા પણ ઓળખાણનાં એંધાણ નહિ જોયાં. બે–ત્રણ વાર જયસુખલાલે જુદીજુદી રીતે સમજણ પાડી–ચેમ્બરના મકાનની નિશાની આપી પણ એ કૉલેજિયન જીવોને સમજણ નહિ પડી અને વાતનો વિષય બદલવો પડ્યો.

'તમારામાંથી કોઈ ગરબાનાં રસિયાં ખરાં ? કોઈ નાટકમાં ભાગ લે ? કોઈ નૃત્ય જાણે ?' આ વિષયમાં પેલા વધારે રસ લેશે એમ ધારી મોટાભાઈએ સવાલ પૂછ્યા અને સાચે જ પેલાં યુવક–યુવતીઓમાંનાં ઘણાં એ ગરબા–રાસ, નાટક અને નૃત્યનાં રસિયાં નીકળ્યાં. પણ એમાંથી કોઈએ સામો સવાલ કર્યો : 'આપ આમાં રસ લો છો ખરા ?'

'ના, મને ગમે છે બહુ પણ મને એ વિષયમાં જ્ઞાન બહુ ઓછું.' મોટાભાઈએ કહ્યું અને પછી ઉમેર્યું, 'પણ મારો નાનો ભાઈ આ બધાંમાં ઊંડો રસ ધરાવે છે.'

'એમનું નામ ?'

'ધનસુખલાલ —' ભાઈએ જવાબ વાળ્યો.

અને તરત જ ચારપાંચ સામટાં બોલી ઊઠ્યાં : 'કોણ ધનસુખલાલ મહેતા ! એ તમારા નાના ભાઈ થાય ?'

'હા.'

'અહોહો, ત્યારે એમ પહેલેથી કહેવું હતું ને કે તમે ધનસુખલાલ મહેતાના મોટાભાઈ ! ધનસુખલાલને કોણ નહિ ઓળખે ? એ તો અમારા બધાંના ગુરુ જેવા !'

ધનસુખલાલ મહેતાના મોટાભાઈ હતા તેથી એમનું માન પેલાં કોલેજિયન યુવક-યુવતીઓમાં સારા પ્રમાણમાં વધ્યું. ઘેર આવીને આ કિસ્સો કહેતાં કહેતાં જયસુખલાલ ખૂબ હસેલા. પણ સાથે એ પણ જોઈ શકાયું કે એમને અંતરથી અત્યંત સંતોષ થયેલો કે એમનો સદાનો મંદુડિયો નાનો ભાઈ પણ છેક નિષ્ફળ જિન્દગી ગાળી નથી રહ્યો.



જરાક વિષય બદલીએ :

સાંતાક્રુઝમાં અમારે ઓટલે એમ. આર. જયકર બેઠેલા અને વાતે ચડેલા. અચાનક એમણે કહ્યું : 'જયસુખલાલ, ભાઈ, માફ કરજો પણ તમારા ગુજરાતી સંગીતે તો મને હેરાન હેરાન કરી નાખેલો !' આમ કહી એમણે પ્રસંગ કહ્યો :

તે જમાનામાં સભાઓનો તો તોટો જ ન હતો. એક સભાપ્રમુખ તરીકે જયકર. જયકરને પાછું ત્યાંથી બીજે સભામાં જવું હતું એટલે જરા ઉતાવળમાં પણ ખરા. તેમણે કહ્યું કે પહેલાં મારું ભાષણ મને કહી લેવા દો, કારણ કે મારે બીજે જવું છે. તો સભાના સંચાલકે કહ્યું, 'હા જી, આપ બોલો તે પહેલાં એક પ્રાસંગિક ગીત એક સન્નારી ગાય છે તે ગાવા દો.'

સન્નારીએ ભયંકર બેસૂરું અને બેતાલું ગીત ગાયું. જયકરના મિજાજનો પારો સહેજ ચડયો તેમણે કહ્યું : 'હવે ભાષણ કરું ?'

'ના જી, એક પ્રખ્યાત ગુજરાતી કવિ પોતાનું એક સુંદર સ્વદેશાભિમાની ગીત ગાઈ લે પછી શરૂ કરો.'

એ વિખ્યાત કવિએ પોતાનું ગીત ગાયું. બેસૂરા અને બેતાલમાં કોણ વધારે ચડે તેનો જયકર નિર્ણય નહિ કરી શકયા અને હજી જયકર ભાષણનું કહે એવામાં એક ત્રીજા ગુજરાતી શાયરે પોતાની શાયરી છોડી — તેણે સહેલાઈથી પેલાં બેને પાછળ મૂકી દીધાં.

જયકર સંગીતના વધુ અચ્છા જાણકાર અને ઘણા ઊર્મિલ. એમનાથી આ સહન નહિ થયું અને તેમણે કહી દીધું: 'મને હવે ભાષણ કરવાનો સમય રહ્યો નથી. હું જાઉં છું.' આટલું કહી જયકર રસ્તે પડ્યા. પાછળથી એમણે અમને કહેલું કે એક સારા ગવૈયાને બોલાવીને સો–સવાસો રૂપિયા ખર્ચ્યા અને ચાર–પાંચ કલાક સૂરીલું અને તાલબદ્ધ સંગીત સાંભળ્યું ત્યારે જ મને કરાર વળ્યો.

તે પછી જ્યારે પણ એમને આવી સભામાં જવાનું આવતું ત્યારે એ આગળથી શરત કરતા કે કાં તો એ ગીતો જયકર આવે તે પહેલાં ગાઈ લે, કાં તો જયકર જાય પછી એ ગીતો ગવાય!



ઘણા લોકો એમ કહે છે કે સારાય હિંદુસ્તાનમાં અમારું વતન–સુરત ગંદાપણામાં બીજે નંબર ગણાય છે કે પછી ગણાતું હતું. કારણ કે હવે તો મને લાગે છે કે ગટરો થઈ એટલે અમારી એ ખ્યાતિ ભયમાં આવી પડી હશે. ગમે તે હો પણ મારી ઓળખાણના એક ઘણા શ્રીમંત પણ સુકિયાણી શેઠને એમના કેટલાક મિત્રોએ ખૂબ આગ્રહ કરેલો કે સુરતમાં આવી આઠ દિવસ રહો – નાતાલમાં આવો તો ઉત્તમ. તો તમને પણ ખાતરી થશે કે 'સુરતનું જમણ' શાથી કહેવાય છે?

આગ્રહ સતત થયા જ કર્યો એટલે આખરે તે શેઠ પલળ્યા અને નાતાલ ગાળવા સુરત ગયા. જમવામાં તો એમને કશી ફરિયાદ કરવા જેવું હતું નહિ, પણ તેમના યજમાને તેમને 'લાઈન્સ'માં કે એવે ઠેકાણે રાખવાને બદલે સુરત–નગરમાં જ એક મોટી હવેલીમાં રાખ્યા. તે પછી શું થયું તે હું એ શેઠના જ શબ્દોમાં કહું:

'ધનસુખભાઈ, મેં તો મૂર્ખાઈ કરી અને હું ત્યાં ગયો. સુરતના જમણ વિશે મારે કશી ફરિયાદ કરવાની નથી પણ ત્યાંની આસપાસની ગંધ! ખરેખર, તમે ધનસુખભાઈ ત્યાં આનંદથી રહી શકો છો?

અને ત્યાંની મોજ માણી રહો છો! મને તો એ ગંધ અસહ્ય થઈ પડી. એ ગંધ, દરેકને ઓટલે આવેલ બાજરૂઓ, દરેક મહોલ્લામાં આવેલ ન્યાતની વાડીમાં પડી રહેલાં રાંધેલ ધાન વગેરે કાંઈ કાંઈ ગંધનું મિશ્રણ હતી. એ દિવસ રહી હું કંઈક બ્હાનું બતાવી ચાલ્યો આવ્યો અને છાંયામાં છાંચી જાતના અત્તરોનાં પૂમડાં રાખવાથી અને બિછાના પર તે લગાડવાથી એ ગંધ મારા નાકમાંથી ગઈ।'

કોકે કોકે જુદી મતિ. બાકી મને તો—મારાં જેવા અનેકાનેક સૂરતીઓને તો સૂરત એ સોનાની મૂરત લાગતી હતી.

ઘણા ઘણા વર્ષો પહેલાં મેં 'દિલ્હી પર હલ્લો' ('ગુજરાતી'ની ભેટ) ઘણીય વાર વાંચેલી અને જ્યારે જ્યારે વાંચેલી ત્યારે ત્યારે મારું હૈયું ભરાઈ આવેલું :

શાહબુદ્દિન અને પૃથુરાજનાં યુદ્ધ—છેવટનાં યુદ્ધ મંડાણાં છે. એ સંગ્રામ આખરીનો ફેંસલો છે દેવીભક્ત ચામુડરાય જેને પૃથુરાજે અપમાન આપીને કાઢી મૂકેલો તે દેવી પાસેથી એક માત્ર ધોથું લઈ આવીને રાજપૂત કુલતિલક મહારાજાધિરાજ પૃથુરાજ પાસે શિર નમાવીને ઊભો રહ્યો અને બોલ્યો : 'મહારાજ! કોને મારું!'

પૃથુરાજ ક્રોધથી આખલો થઈ ગર્જે છે: 'કોને મારે! માર માર પેલા દુષ્ટ, ચંડાળ, દેશદ્રોહી હાહોલીરાયને.'

ચામુડ અરજ કરે છે. 'ભારતના મુગટમણિ! ભરતખંડના શિરતાજ! વિચાર કરો. દેવીનું ધોથું અફળ જવાનું નથી. મારી પાસે બીજુ બાણ નથી. મને મારવા દ્યો શાહબુદ્દિન ઘોરીને!'

પણ ભરતખંડના ભાવિની દુર્દશા એવી હતી, ભરતખંડની પડતીનો એ પહેલો દિવસ હતો. પૃથુરાજ પીગળ્યો નહિ. એની આજ્ઞા એની એ જ રહી. 'માર પેલા હાહોલીરાયને!'

ત્યાર પછી તો ભરતખંડની પડતીના, એની દુર્દશાના કાંઈ કેટલા દિવસો આવી ગયા!

આવો એક દિવસ સ્મરણમાં રહી ગયો છે : સાલબાલ તો યાદ નથી. કલકત્તામાં મહાસભાની બેઠક. જનાબ ઝીણા અને જયસુખલાલ એક જ હૉટલમાં. સભાની સમિતિની બેઠકનું પ્રભાત. જયસુખલાલ જનાબ ઝીણાને મળે છે. ઝીણાને જયસુખલાલ માટે ખાસ પક્ષપાત. મોટાભાઈ પૂછે છે : 'ઝીણાસાહેબ, આજે શું થશે ?'

મોતીલાલ નેહરુએ તૈયાર કરેલા રિપોર્ટ પર ચર્ચા થવાની હતી. હિન્દુ પક્ષ અમુક બેઠકો આપવા તૈયાર હતો. ઝીણાને બે બેઠક – માત્ર બે જ બેઠક વધારે જોઈતી હતી. ઝીણાએ મોટાભાઈને કહ્યુ : 'જયસુખલાલ, આજે ભરતખંડનું ભાવિ નક્કી થશે. એ બે બેઠક મને નહિ મળે તો હું મહાસભાનો ત્યાગ કરીશ.'

બન્યું પણ તેમ જ. બે બેઠક ઝીણાસાહેબને નહિ આપવામાં આવી. પરિણામ શું થયું તે આપણે ક્યાં નથી જાણતા ?



એવો જ એક બીજો દિવસ પણ સાંભરે છે : સ્થળ ઇંગ્લૅન્ડ : રાઉન્ડ ટેબલની કૉન્ફરન્સ ચાલે. આગાખાન હિન્દુ-મુસલમાન વચ્ચે સલાહ કરાવવા કટિબદ્ધ થયેલા. અમુક નાની વાત આવી. પંડિત માલવિયજી સામા પડયા. બિરલાએ એમને સમજાવ્યા. નીચા વળી પગે પડવાની તત્પરતા બતાવી. તેમણે કહ્યું, 'પંડિતજી, આખી જિંદગી તમારા વેણ માથે ઉઠાવ્યાં છે. આજે અમારું વેણ રાખો. અને અત્યારે ને અત્યારે, રાતે આગાખાન સાથે સમજૂતી કરી લો. પણ ભરતખંડનું ભાવિ ભયંકર હતું. માલવિયજી નહિ પીગળ્યા. બીજા બાર કલાકમાં તો બાજી હાથથી ગઈ. આગાખાન સમજૂતી કરાવવાના માર્ગમાંથી ખસી ગયા. આખરે દેશના ભાગલા અને ચર્ચીલે કહેલું કથન સાચું પડયું. એમણે કહેલું કે 'ભાગલા પડતાં લોહીની નદીઓ વહેશે.'

સામાન્ય મત પ્રમાણે પણ એક કરોડ હિન્દુ – મુસલમાનનાં લોહીએ આ લોહિયાળ દેશને પુનઃ રક્તસ્નાન કરાવ્યું !



આગાખાનનું નામ આવતાં એમણે એમની આત્મકથામાં ક્યાંક લખેલું યાદ આવે છે :

એમના મતાનુસાર એમણે એમના જીવનમાં બે મહાન પુરુષો જોયેલ : એકનું નામ અત્યારે યાદ નથી આવતું, બીજા તે સ્વર્ગસ્થ સયાજીરાવ ગાયકવાડ. સયાજીરાવને એક વખત આગાખાને પૂછેલું : 'આ દેશને સ્વતંત્રતા મળશે ખરી ?'

'જરૂર, પણ તે આપણા પ્રયત્નોથી નહિ, પણ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને લઈ ઇંગ્લૅન્ડ આ દેશને સ્વાતંત્ર્ય બક્ષશે.'

'પછી તમે બધા રાજા – મહારાજાઓનું શું ?' આગાખાન પૂછે છે.

'જે ક્ષણે બ્રિટિશ રાજ્યની હકૂમત અહીંથી રજા લેશે ત્યારથી અમે રાજા – મહારાજાઓ પણ ઊંડી ગર્તામાં દટાઈ જઈશું.'

'પણ એમ કેમ ?' પાછો સવાલ.

'રાજા – મહારાજાઓને બ્રિટિશો પોતાના હિત ખાતર ટકાવી રાખે છે. એટલે એમની સત્તાનો નાશ થતાં રાજા – મહારાજાની સંસ્થાનો પણ નાશ થવાનો જ !' આ હતી સયાજીરાવ ગાયકવાડની ભવિષ્યવાણી !



બ્રિટિશ રાજ્યમાં જે જે સુધારા કરવામાં આવતા તે તે સુધારા ગાયકવાડના રાજ્યમાં પચાસ પચાસ વર્ષ પૂર્વે કરવામાં આવેલ તે આપણે જાણીએ છીએ. એઓ મહાન વ્યક્તિ હતા, પણ એ મહાનપણું આપણે જાણી શકીએ એવી એમની જીવનકથા કોઈએ લખી નથી એ આપણાં કમનસીબ.

એમના પાટવી ફત્તેહસિંહરાવ નાના હતા. ઘોડા પર બેસી એ ફરવા નીકળેલા. તેવામાં એમની ટોપી – ખાસ્સી પોણોસો – સેંકડો રૂપિયાની ગ્રીક, ટીકી અને કસબથી ભરેલી ટોપી – નીચે પડી ગઈ.

પાસવાનોએ દોડતા જઈ તે ઊંચકી લઈ સાફ કરી પાટવીને પહેરવા પાછી આપી. પણ પાટવીએ ના પાડી અને કહ્યું: 'રાજાનો કુંવર ધૂળમાં પડેલી ટોપી પાછી પહેરે નહિ!'

એટલે ઉઘાડે માથે ફત્તેહસિંહરાવ પાછા આવ્યા. કરવું એવું કે પાછા આવ્યા ત્યારે મહારાજા સયાજીરાવ ઊભા હતા અને એમણે પાટવીને ઉઘાડે માથે આવતો જોયો. તેમણે પાસવાનોને પૂછ્યું. તેમણે ખરી હકીકત કહી. મહારાજાએ બોલી નાખ્યું: 'સાચી વાત છે. હું રાજાનો પુત્ર નહિ તેથી હું ટોપી પાછી લઈ લેવામાં નાનમ માનતો નથી, પણ ફત્તેહસિંહનો બાપ તો રાજા છે. એટલે એની વાત જુદી.'



લોર્ડ કરઝનના દિલ્હી દરબાર વખતે ગાયકવાડ સરકાર પાછા પગે ચાલવાને બદલે કરઝન તરફ પૂંઠ કરી ચાલ્યા ગયેલા અને તેને પરિણામે તેમને માફી માગવી પડેલી એવું કહેવાય છે.

આ વાત એમના અંગરક્ષકોમાંથી એકથી નહિ ખમાઈ. કોઈને મોંએ એનાથી કહી જવાયું: 'મહારાજાએ આ કામ ખોટું કર્યું. પીઉહઠ કરી! આપણે રજપૂતો લાજી મરીએ એના કરતાં તો સામે મોંએ લડીને ખપી જવું હતું!'

ફરતા ફરતાં આ વાત ગાયકવાડને કાને આવી. તેમણે તેમના આ જુવાન અંગરક્ષકને ખરી પરિસ્થિતિ સમજાવવી જરૂરની જોઈ. પંદરેક દિવસ વીતવા દીધા. પછી એક વખત મહારાજાની નિશાની થતાં પેલા અંગરક્ષક આસપાસ પંદર હથિયારબંધ સિપાઈઓ ફરી વળ્યા. પેલા માણસ પાસે હથિયારમાં કશું જ ન હતું. પેલો તો ગભરાઈ ગયો ને આમ કરવાનું કારણ પૂછ્યું. ગાયકવાડે જરાક હસીને કહ્યું. 'ભાઈ, તું તો રાજપૂત છે. છાતી કાઢી માર્ગ શોધી લે.'

'પણ હજૂર, આમાં ક્યાંથી માર્ગ શોધાય ? મને હથિયાર આપો અને છૂટો કરો. પછી જોઈ લ્યો. આ તો પંદર માણસ છે. ભલે ને પછી પંદરસો માણસ હોય. આમ ને આમ તો મારાથી કાંઈ નહિ થઈ શકે.'

'તો પછી, ગાંડા જુવાન, મારી સ્થિતિ પણ તારા જેવી જ હતી. મારે સામનો કરવા માટેનું કશું સાધન ન હતું.' ગાયકવાડે જવાબ આપ્યો અને અંગરક્ષક પગે પડીને પોતાની ભૂલ કબૂલ કરી.



હળવી હળવી વાતો કરતાં કરતાં હું તો ક્યાંનો ક્યાં પહોંચી ગયો ! હાસ્યકાર મટીને કારુણીનો આલેખક થઈ ગયો કે શું ? તો હવે પછી પીછેહઠ કરીએ :

એ વાતને વર્ષો વીતી ગયાં. સેંટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતી ભાગમાં વક્તૃત્વકળા હરીફાઈ. હિંમતલાલ ગણેશજી અંજારિયા, સ્વ. ભાનુશંકર વ્યાસ અને ધનસુખલાલ મહેતા નિર્ણાયકો.

થોડી વાર તો બધું ઠીક ઠીક ચાલ્યું, પણ પછીથી સાંભળનાર શ્રોતાઓ –વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓની ધીરજ ખૂટી અને બિલાડાં-કૂતરાના અવાજ નીકળવા માંડ્યા. અચાનક અંજારિયાસાહેબે પોતાની સ્વસ્થતા ગુમાવી. તે એકદમ ઊભા થઈ ગયા અને બોલ્યા : 'આ વર્તન તદ્દન વાહિયાત છે. એ જ્યાં સુધી અટકશે નહિ ત્યાં સુધી હું મારી જગ્યાએ બેસીશ નહિ—ઊભો જ રહીશ.'

તરત મને અને ભાનુભાઈ ને લાગ્યું કે બાજી બગડવાની. અને બગડી જ. પાછળથી ચારપાંચ વિદ્યાર્થીઓએ ટુંટવો મૂક્યો અને રડતાં રડતાં તેઓ બોલ્યા, 'ભાઈ ઓ, તમે એકદમ શાંત થઈ જાઓ, નહિ તો આપણે માથે બ્રહ્મહત્યાનું પાતક લાગશે.'

મેં ભાનુભાઈ સામે જોયું. એમણે કહ્યું : "નવાબ, ઊભા થઈ જાઓ. તમેય મહાત થશો તો હું તો છું જ ને.'

હું ઊભો થયો. હાથથી બધાને શાંત રહેવા કહી મેં શરૂ કર્યું : 'ભાઈ઼ઓ અને બહેનો ! તમારી અતિશય ઊર્મિલતાને હું પિછાણી શકું છું. અત્યારે મને એટલો જ ખેદ થાય છે કે હું તમારી સાથે નથી પણ અહીં જુદા નિર્ણાયક તરીકે બેઠો છું.'

એકદમ શ્રોતાઓનો 'ટેમ્પો' બદલાયો. અને મેં એમને ફરીથી એવું જ કાંઈ કહ્યું કે આખરે પણ આપણે પોણો પંથ તો કાપી ચૂક્યા છીએ તો હવે ખાબોચિયામાં ડુબી મરવા કરતાં ભલે આ કાર્યક્રમ પૂરો થાય. એટલી વાર આપણે આપણા મન પર ગજબનો કાબૂ રાખીએ.'

તોફાન શાંત થઈ ગયું અને વક્તૃત્વકળા—હરીફાઈ આગળ ચાલી.



તે વખતના ઝેવિયર્સ કોલેજના ગુજરાતી વિદ્યાર્થીઓ ઘણા આઝાદ હતા. એક બીજો પ્રસંગ યાદ આવે છે :

સ્વ. રમણલાલ વસંતલાલ દેસાઈ તે વખતે, પાછળથી થયેલા તેવા, નિષ્ણાત અચ્છા વક્તા ન હતા અને પોતાનું ભાષણ લખીને લાવતા. ઝેવિયર્સમાં એમને નોતર્યા. એમણે પોતાનું ભાષણ લખી રાખ્યું હતું. ખાસ્સાં વીસ-બાવીસ ફૂલસ્કેપનું એ ભાષણ હતું.

એ ઊભા થયા અને તેમણે એક કાગળ પૂરો કર્યો એટલે ઓડિટોરિયમમાં શોરબકોર થઈ રહ્યો, 'હાય રે બાપલિયા, હજી તો બીજાં ઘણાં પાનાં છે. એ વંચાઈ રહેશે ત્યારે આપણામાંના ઘણાખરા તો બેહેસ્તનશીન થઈ ગયા હોઈશું !'

સ્વ. રમણલાલભાઈ તો આથી ગુસ્સે થઈ ગયા છતાં એમણે શાંતચિત્તે કહ્યું, 'આવડું લાંબું ભાષણ સાંભળવું નહિ હોય તો હું બંધ કરું.'

પ્રમુખે પણ શ્રોતાઓને અતિથિનો મોભો અને કોલેજની આબરૂ સાચવવા માટે ઘણું ઘણું કહ્યું. પણ શ્રોતાઓને તેની કાંઈ અસર થઈ નહિ

અને તેમણે કહ્યું, 'લાઈસાંબ, બંધ કરો તો અમે તમારો ઉપકાર કોઈ કાળે નહિ ભૂલીએ!'

સુપ્રસિદ્ધ લેખકે પોતાનાં કાગળિયાં સંકેલી લીધાં અને ચાલ્યા ગયા!

આખરે તો વકતા લઘુમતીમાં જ હોય છે ને! અને શ્રોતાઓ બહુમતીમાં અને તે પણ કેટલી બધી બહુમતીમાં!



અત્યારે આપણે ત્યાં લાંચરુશવત વિશે બહુ ચર્ચા ચાલી રહી છે. એટલી બધી ચાલે છે અને એવી રીતે ચાલે છે કે જાણે અગાઉ આપણા દેશમાં કે બીજે આવું કશું થયું જ નહિ હોય! પણ માણસોએ એટલું યાદ રાખવું ઘટે કે જ્યારથી પૃથ્વીમાં દેવો પ્રગટ થયા ત્યારથી દાનવો પણ પ્રગટ થયા છે. પ્રકાશની સાથે જ અંધકાર પણ અસ્તિત્વમાં આવ્યો છે. ઘોળાની સાથે કાળું પણ સાથેસાથે જ રહેતું થયું છે.

બોર વૉર વિશે હમણાંનાં માણસો તો કાંઈ જાણતાં પણ નહિ હોય, પણ અમે તો એમાં ખૂબ રસ લેતા હતા. એ બોરોના અને અંગ્રેજોના જનરલોનાં નામ આપી જયસુખલાલ અને હું પાસા અને સોગઠાંથી નવી રમત બનાવી રમતા હતા.

ફિલ્ડ માર્શલ રોબર્ટ્સ, જનરલ કિચનર, બેડન પોવેલ વગેરે અંગ્રેજ જનરલો અને જનરલ કોંજે, બોથા, ડીવેટ, ડીલારી અને પ્રેસીડન્ટ ક્રુગર અમારી જીભે ચડી ગયા હતા. યુદ્ધ પૂરું થયું અને તે વિશેની તપાસ કરવા એક બાદશાહી કમિશન નિમાયું. રીવ્યૂ ઑફ રીવ્યૂઝના તંત્રી ડબલ્યુ. ટી. સ્ટેડે એ કમિશન નીમવા માટે ખૂબ દબાણ કરેલું. એના રિપોર્ટની થોડીક કોપીઓ આ દેશમાં આવી ગયેલી. જેમાંથી એક જયસુખલાલને મુંબઈમાંથી મળેલી.

તેમાં ખાસ એક વિગત હતી તે અમેરિકાથી એક લાખ ઘોડા દક્ષિણ આફ્રિકામાં મોકલવામાં આવ્યા હતા તે સંબંધે હતી. અમેરિકાથી એક લાખ ઘોડા ચડ્યા એ વાત સાચી, પણ દક્ષિણ આફ્રિકામાં એક હજાર ઘોડા ઊતર્યા એ વાત પણ એટલી જ સાચી!

રિપોર્ટની નકલો આ દેશમાં મળતી તરત જ બંધ થઈ અને પછી એ વિશેની ચર્ચા પણ આ દેશમાં બંધ કરી દેવામાં આવી.

પહેલા કે બીજા વિશ્વયુદ્ધની આ વાત છે. રંગુનથી ચોખા ચડે અને ફ્રાન્સના એક બંદરે તે ઊતરે. દરેક કપ્તાનને એક ટાઇમ – બોંબ આપવામાં આવતો જેથી દુશ્મનના હાથમાં સ્ટીમર જતી હોય તો એ બોંબથી એને ઉડાવી દેવાય. બંદર પાસે આવે એટલે કપ્તાન બધાને હોડીમાં બેસાડી દે અને મોટા ધડાકા સાથે સ્ટીમર દરિયામાં ડૂબી જાય.

એક વાર પાણી છીછરાં અને સ્ટીમર ડૂબી નહિ! સેલ્વેજ ઢોરના માણસો સ્ટીમર પર ચોખાની ગુણો લેવા ગયા અને જઈ ને જુએ છે તો ગુણોમાં ચોખા ન હતા, પણ માત્ર લાકડાનો વ્હેર જ હતો!

કપ્તાન પર કોર્ટ માર્શલની વાત થઈ. કપ્તાને કહ્યું કે મારી સાથે અમુક જનરલો વગેરેને પણ લો. વાત ઢાંકી દેવામાં આવી.

મારા એક મિત્ર પહેલા વિશ્વયુદ્ધમાં પરશ્યન ગલ્ફ પર નોકરી કરવા ગયેલા. મુંબઈથી ઘીના સેંકડો ડબા ચડે. આ મારા મિત્રે તેમને સ્ટીમરોમાંથી ઉતારવાના રહે. એ મને વાત કરતા હતા કે નાક પર લુગડું બાંધીને અમારે એ ડબા ઉઘાડી ઉઘાડી નદીમાં ફેંકી દેવા પડતા, કારણ કે એ ડબામાં ઘીને બદલે માત્ર ચરબી અને બાફેલાં શક્કરિયાં જ હતાં!

ક્વિનીનની ગોળીઓ વિશે પણ પાછળથી તપાસ ચાલેલી તો જણાયેલું કે એ ગોળીમાં ક્વિનીન જ નહોતું!

રશિયામાં પહેલાં પહેલાં યુદ્ધ વખતે સત્તાવાળાઓ જાણીજોઈને લશ્કરની ટ્રેનો એક બાજુ અને ખાધાખોરાકીની ટ્રેનો બીજી બાજુ મોકલતા. રાઈફલોમાંનાં કારતૂસ માત્ર લાકડાંનાં જ બનાવેલાં!

અને જપાન સામેના યુદ્ધમાંય એડમીરલ ટોગોને હાથે એડમીરલ રોઝડેસ્ટ્વેન્સ્કી પણ આ જ રીતે હારેલો એમ કહેવાય છે!

આ પરથી એમ ધારી શકાય કે જ્યારે આ પૃથ્વી આખી રસાતાળ જશે ત્યારે દાનવો દેવની સાથે જ નાશ પામશે.



ભૂતપ્રેતનું અસ્તિત્વ હશે ખરું? સર આરથર કૉનન ડૉઈલ એમાં માનતા હતા. સર ઑલિવર લૉજ પણ પ્રથમ વિશ્વયુદ્ધમાં પોતાનો એકનો એક પુત્ર મૃત્યુ પામ્યો તે પછી એની પાસેથી સંદેશા મેળવતા હતા એમ કહેતા હતા. ગમે તે હો પણ એક વાત ખરી કે જેમ જેમ વખત વીતતો જાય છે તેમ તેમ ભૂતો ઓછાં થતાં જાય છે એ ચોક્કસ.

અહીં પણ જૂના જમાનામાં કાંઈ કેટલાં ઘર ભૂતિયાં હતાં. આજે એટલાં મળતા નથી. યુરોપમાં પણ એમ જ છે. છતાં કોઈ કોઈ વાર અહીં પણ એ વિશે પાછી વાતો થાય છે અને ત્યાં પણ થાય છે.

મારો પોતાનો અનુભવ આ વિશેમાં બહુ નાનો છે—પણ છે ખરો. એક વાર અમે એક ઘરને ઓટલે છએક જણ બેઠાં હતાં. અંધારું જામી ગયું હતું. અચાનક અમે જેટલાં બેઠાં હતાં તેટલાંની નજર ઉપર, પહેલા માળના કઠેરામાં ગઈ. તે ઘરનો ધણી પાંચેક દિવસ પહેલાં મૃત્યુ પામ્યો હતો. તે જ પુરુષ હાથમાં ફાનસ લઈને ખાળની ઓરડીમાં જતો હતો. એ દૃશ્ય તરત જ જતું રહ્યું અને અમે અરધીએક મિનિટ ગભરાયેલ શાંતિમાં બેસી રહ્યાં. અમારામાં એ ઘરનાં પણ ત્રણેક જુવાન હતાં. એમણે પણ એ આકૃતિને જોઈ હતી તે ચોક્કસ. પણ બોલાય શી રીતે. બધાં ધીમેથી એક જ વાક્ય બોલ્યાં, 'અરે ભગવાન!'

આ ગંભીર પ્રસંગ હતો. બીજો પ્રસંગ કંઈક હાસ્યાસ્પદ ખરો. અમારા પડોશીને એક બીજા પડોશી સાથે ઘરની સરહદ વિશે ખૂબ ઝઘડો થયેલો. પછી પેલો પડોશી મૃત્યુ પામ્યો અને આ પડોશીને કનડવા લાગ્યો. આગલા ખંડની બારી જ્યાં પડતી હતી ત્યાં ઓટલો હતો. આ ઓટલા પર હું અને બીજા બેએક ઊભા હતા એવામાં એ ઓરડામાં બાંધેલ હીંચકો એકદમ ચાલવા લાગ્યો – જાણે કે કોઈ ધીમેથી આવીને તેના પર બેઠું હોય અને તેણે એ પગથી ચલાવ્યો હોય !

આપણા તો મોતિયા મરી ગયા, પણ અમારો નોકર એથી ડર્યો નહિ. એણે તો સામું કહ્યું – સામો પડકાર કર્યો : 'હવે એમ હીંચકો ચલાવ્યો એમાં શી ધાડ મારી ! રસોડામાંથી વાસણો પાડે તો ખરો જાણું.'

અને સહસા ધડાધડ, રસોડામાંથી, અભરાઈ પરથી વાસણો પડવા મંડયાં. આ પણ મેં બારીમાંથી જોયેલું. પણ એથી વધારે નહિ.

એક બીજું દૃષ્ટાંત. હું એક વાર મુસાફરી કરતો હતો. ડબ્બામાં એક મારા જેવા જ વાતોડિયા ગૃહસ્થ મળી ગયા અને અમે બેએ જીભને છૂટી લગામ આપી. વાતમા ને વાતમાં પેલા ગૃહસ્થે મને પૂછ્યું : 'તમે ભૂતપ્રેતમાં માનો છો ?'

મેં આ બે બનાવ કહ્યા અને કહ્યું કે આટલા અનુભવથી કશું નક્કી કહી શકાય નહિ.

તેમણે કહ્યું : 'હું એક વાર આમ જ મુસાફરી કરતો હતો. પહેલા વિશ્વયુદ્ધનો આરંભ હતો એટલે ટ્રેનમાં ઘણી વાર લશ્કરી અફસરો અથડાઈ જતા હતા. એક વાર એક એવો અફસર મળ્યો. તે વખતે મને ત્રણેક દિવસની હજામત વધી હતી. પેલા અફસરે મને આનું કારણ પૂછ્યું. મેં શરમાતાં શરમાતાં જવાબ આપ્યો, 'અમારાં

સગાંમાં કોઈ મરણ પામ્યું છે એટલે વહેમને લીધે આમ કરવું પડે છે।'

પેલા અફસરે પાછું કહ્યું, 'ભાઈ, એમ વહેમમા માનવું એ જાણે જંગલીપણાની નિશાની હોય એમ તમે શા માટે બોલો છો? હું પણ એક વખત આમ જ બોલતો હતો, પણ મને એક અનુભવ થયો ત્યારથી હું હવે એમ કરતો નથી.

'હુ એક વાર કલકત્તા ગયો. ત્યાં અમુક સમય મારે રહેવાનું હતું એટલે મેં ઘરની શોધ કરવા માડી. બહાર ઠીક ઠીક દૂર એક આલિશાન બંગલો, જરાક જર્જરિત અવસ્થામાં હતો તે મેં જોયો. એ ખાલી હતો એટલે મેં તપાસ કરી. ભાડું પણ સસ્તું. મેં ત્યાં રહેવા જવાનો ઠરાવ કર્યો, કારણ કે જ્યા હું હતો તે બહુ નાનું હતું અને આસપાસ ઘણી વસતી હતી. પણ ત્યાં તો મારા માણસોએ મને સાફ ગભરાવી દીધુ કે અમે કોઈ ત્યા રાતવાસો નહિ કરીએ, કારણ કે એ તો ભૂતિયો બગલો છે. હું હતો તે વખતે જુવાન અને લશ્કરી અફસર તરીકે મારા મગજમા ગરમી પણ ઘણી. મેં તેમને કહ્યું કે તમે આખો દિવસ ત્યા રોકાજો અને રાતે ચાલ્યા જજો. આ વાત તેમણે કબૂલ રાખી અને હું ત્યા રહેવા ગયો.

'રાત પડી. બધા માણસો મારી રજા લઈ ઘેર ગયા. હું જુવાન હતો, બહાદુર છુ એમ માનતો હતો, પણ હું સારા પ્રમાણમા વ્યગ્ર થઈ ગયો. તે વખતે વીજળી નહોતી એથી ફાનસ બળતું રાખ્યું. પલંગમાં મારી સાથે મે એક રિવૉલ્વર અને એક તલવાર રાખી. આમ તો હુ સૂવા જાઉં એટલે ઊંઘ આવી જાય, પણ તે દિવસે મારી આંખ જ મીંચાઈ નહિ.

'બારણે બારના ટકોરા થયા. અચાનક મારા ઓરડામાં મેં એક આકૃતિ જોઈ. હું સાવધાન થઈ ગયો અને મેં ધાંટો પાડીને પૂછ્યું, 'કોણ છે તુ?' બે-ત્રણ વાર એ સવાલ પૂછ્યા, પણ જવાબ મળ્યો નહિ. મેં રિવૉલ્વર તાકીને ફોડી. ગોળી પેલાને વીંધીને ભીંતમા દટાઈ ગઈ.

અને પેલી આકૃતિ અદૃશ્ય થઈ ગઈ. મારો ગભરાટ પણ શમી ગયો અને હું ઊંઘી ગયો.

'બીજે દિવસે પણ એ આકૃતિ, બાર વાગ્યા કે હાજર થઈ ગઈ. હું એટલો બધો ગભરાયેલો નહોતો એટલે મેં એને પૂછ્યું: 'તારે કાંઈ દુઃખ છે જે હું ઓછું કરી શકું કે દૂર કરી શકું?'

'એણે મને નિશાની કરી. તે મને પોતાની સાથે ક્યાંક જવાનું કહે છે એ હું સમજ્યો અને હાથમાં રિવૉલ્વર લઈ હું ઊભો થયો. એ આગળ અને હું પાછળ. કમ્પાઉન્ડ મોટો હતો અને વર્ષોથી સાવ મરામત વગરનો ઉજ્જડ પડ્યો રહ્યો હતો. તે કમ્પાઉન્ડમાં દૂર એક મોટા વૃક્ષની નીચે એ અટક્યો અને અમુક જગ્યા તેણે મને બતાવી. મેં ત્યાં નિશાની કરી નાખી અને પેલાને કહ્યું કે કાલ સવારે હું ત્યાં તપાસ કરીશ.

'બીજે દિવસે સવારે મેં માણસોને બોલાવી એ જગ્યાએ ખોદાવ્યું તો એક છસાત વર્ષના છોકરાનું શબ દટાયેલું પડ્યું હતું. જોનારને તરત જ જણાય કે છોકરાનું ખૂન થયું હતું અને એના શબને આ પ્રમાણે એ ખૂનીએ દાટી દીધું હતું.

મેં આ શબને ઉચકાવીને બંગલાને એટલે મુકાવ્યું અને બ્રાહ્મણોને બોલાવી એને વિધિસર અગ્નિદાહ દીધો. તે દિવસે પેલું ભૂત પાછું આવ્યું, પણ એ અત્યંત શાંત હતું અને જાણે મને આશિષ આપતું હોય તેમ તેણે હાથથી નિશાની કરી અને ચાલ્યું ગયું. પછીથી તે ભૂતે ફરી દેખા દીધી નહોતી.'



એક અતિ દુઃખદ પ્રસંગ: મારો પુત્ર ગગલ નવ માસનો તંદુરસ્ત, દેખાવડો અને ગોળમટોળ. એક દિવસે સવારે એને લઈને શાંતાક્રુઝમાં જ અમુક જગ્યાએ મારા એક મિત્રને ત્યાં હું જવા નીકળ્યો. માર્ગમાં એક આંબલીનું ઝાડ. તેમાં એક ડાકણ રહેતી એમ કહેવાતું

હતું, પણ મને તેની ખબર નહોતી. હું ધીમે ધીમે જતો હતો. એ ઝાડ નીચેથી પસાર થયો ને ગગલે કારમી ચીસ પાડી. તરત એણે કારમું રડવા માંડયું. હું પેલા મિત્રને ત્યાં ગયો. મિત્રની માએ હાથમાં એને લઈ લીધો. ઝોળીમાં સુવાડયો પણ કેમે કર્યો એ રડતો રહે જ નહિ. પેલા મિત્રની માને વહેમ પડયો અને તેણે તાવ માપ્યો. ૧૦૩° તાવ !

એને લઈને ઘેર ગયો. ત્યાં ડૉક્ટરને બોલાવ્યા. તેમણે એને ન્યુમોનિયા થયો છે એમ કહ્યું. ત્રીસ દિવસ તાવ ભોગવી એ મરણ પામ્યો. આમ પાંચ-સાત મિનિટમાં ન્યુમોનિયા થાય ખરો ? કોણ જાણે ? પછી તો ઘણા ઘણા જણાએ મને કહ્યું કે એ ઝાડમાં ડાકણ છે ! તે વખતે પેનિસિલિન આવ્યું ન હતું. એ ઔષધ દેશમાં હતું નહિ એને લઈને અમારે ત્યાં પાંચેક નાનાંમોટાં માણસ મરણ પામ્યાં હતાં. પણ એ વાત વળી જુદી.

બાકી એ ઝાડ નીચે હું ગયો નહિ ત્યાં સુધી તદ્દન સાજો સારો છોકરો એ ઝાડ આગળ આવતાં જ શા માટે કારમી ચીસ પાડે ? અને તરત એને ૧૦૩° તાવ પણ કેમ આવે ? કાંઈ સમજાતું નથી.



પણ જવા દો એવી વાતો : જરા મારી પોતાની વડાઈ પણ કરી લઉં ને ! મારા કુટુંબમાં – બાપાજી, મા, અમે ત્રણ ભાઈ અને ત્રણ બહેન તેમાં મારા એકલાના જ અક્ષર સારા – અને સારા પણ કેવા ! મોતીના દાણા જેવા.

પાલીતાણામાં હું થર્ડ સ્ટાન્ડર્ડમાં. ઘેરથી કાંઈ લખી લાવવાનું કહેલું. હું લખી ગયો. માસ્તર નાયબ દીવાનના છોકરાને સખત ભાષામાં તો કશું કહી શકે નહિ, પણ એમણે મને ધીમેથી કહ્યું :

'ધનસુખભાઈ, મેં ઘેરથી લખી લાવવાનું કહેલું તે પોતપોતાના અક્ષરમાં જ લખવાનું કહેલું.'

મેં કચવાઈ ને જવાબ આપ્યો, 'તે મેં તે જ પ્રમાણે કરેલું છે.'

'નહિ, ધનસુખભાઈ, આવા અક્ષર આવા નાના છોકરાના હોય નહિ.' માસ્તરે કહ્યું.

'પણ માસ્તરસાહેબ, મારા ઘરમાં એકલા મારા જ અક્ષર આટલા સારા છે તો પછી હું કોની પાસે લખાવી લાવું? લાવો હું અહીં ફરીથી લખી આપું.' આમ કહી મેં ત્યાં બેસીને ફરીથી લખ્યું ત્યારે જ માસ્તરને ખાતરી થઈ.



વાર્ષિક એક પણ પરીક્ષામાં બેઠા સિવાય, હું ધીમે ધીમે મેટ્રિકમાં આવી પહોંચ્યો. સુરતમાં બાગની પાસેના સુંદર મકાનમાં સરકારી સ્કૂલ હતી ત્યાં હું જતો હતો. પ્રિન્સિપાલ મિ. સયાણી, મુંબઈ હાઈ કોર્ટના જજ સયાણીના આ ભાઈ થાય. છ માસિક પરીક્ષા થઈ અને સયાણીસાહેબ પરિણામ જાહેર કરવા બેઠા.

મારું નામ અંગ્રેજીમાં આવ્યું. 'ધનસુખલાલ મહેતા–માર્ક મીંડું.'

ક્લાસમાં હર્ષનાદ થયા. બિલાડાં-કૂતરાંના અવાજ પણ સંભળાયા. હું ધીમેથી ઊઠ્યો અને બોલ્યો, 'સાહેબ, છેક મીંડું તે કાંઈ હોય!'

'હવે બહુ લાવરી ના કર, વધુ બોલશે તો રસ્ટીકેટ કરીશ.' પ્રિન્સિપાલ ગર્જી ઊઠ્યા.

'પણ શા માટે?'

'શા માટે? આવો નિબંધ મેં મેટ્રિકના વિદ્યાર્થીઓમાંથી કોઈનો પણ હજી સુધી વાંચ્યો નથી.' પ્રિન્સિપાલ બોલ્યા, 'વળી અક્ષર પણ જાણે છાપેલા – એક પણ છેકો નહિ! તું કોને સમજાવે છે?'

ફરીથી ક્લાસમાં અટ્ટહાસ્ય. મેં ફરીથી સમજણ પાડી અને તેમના દેખતાં એક નિબંધ લખવાની તૈયારી બતાવી. જો તેમાં નિષ્ફળ થાઉં

તો 'રસ્ટીકેટ'ની સજા ભોગવવા પણ હું તૈયાર થયો. પ્રિન્સિપાલ બીજાનાં પરિણામ જાહેર કરી મને પોતાની ઑફિસમાં લઈ ગયા. મેં ત્યાં જઈને પૂછયું. 'શા વિષય પર લખું ?' વળી સયાણી ગુસ્સે થયા. 'અરે ભાઈ, એના એ જ વિષય પર તો લખ.'

'વારુ, કેટલી લીટી લખું ?'

'પચીસ લીટી.' જવાબ મળ્યો.

'પચીસમાં તો શું લખું ? પચાસની છૂટ આપો.'

'ઠીક બાવાજી ઠીક, લાયરી કર્યા વગર હવે તું લખવા માંડ.'

મેં તો લખવા માંડયું. ચાલીસેક લાઈન લખી ત્યાં મને સયાણી-સાહેબે અટકાવ્યો અને પેપર્સ લઈ લીધા. ક્યાંકથી તફડાવી કરી લઈ આવવાનો શક દૂર થયો અને મને આખા ક્લાસમાં સૌથી વધારે માર્ક્સ મળેલા એમ સયાણીએ જાહેર કર્યું. આ મારા અક્ષરની એક વધુ ઓળખાણ.



હવે એક વધુ દાખલો આપું :

મારી દોઢ-પોણાબે ડઝન નોકરીમાંથી એક નોકરીમાં હું હતો. 'બૉસ' (ઉપરી) એક સિવસ ગૃહસ્થ હતા – વૃદ્ધ હતા. એક વાર મને એમણે બોલાવીને ટાઈમ્સ ઑફ ઇન્ડિયામાથી એક ફકરો બતાવ્યો અને ટેબલના ખાનમાથી પોતાના સારા લેટર પેપર કાઢયા. પછી મને કહ્યું, 'આ કાગળ પર તું આ ફકરો લખીને લાવ.'

મને આશ્ચર્ય થયું અને મે પૂછયું, 'હું ટાઈપ કરી લાવું ?'

પેલો ગૃહસ્થ હસી પડયો અને બોલ્યો, 'જો ટાઈપ જ કરાવવું હોય તો આ છાપામાંથી શા માટે તને નકલ કરવા આપું ? તેનું કટિંગ કરતાં મને આવડે છે.'

'પણ ત્યારે ?'

'વાત એમની એમ છે કે હુ જ્યારે આ દેશમા આવતો હતો ત્યારે મને મારી પત્નીએ કહેલુ કે 'એ દેશ તો અડધા નાગા માણસોનો છે અને તમને ગમે ત્યારે એ જગલીઓ મારી પણ નાખશે માટે તમે ત્યા નહિ જાઓ'

'મારે એને આથી સમજણ પાડવી છે અને ખાતરી કરાવવી છે કે અગ્રેજીમા આવા સુદર અક્ષર લખનાર હિંદીઓ પણ અહીં પડ્યા છે ખરેખર, મિ મહેતા your handwriting is more beautiful than a beautiful woman''

પછી તો ફાઉન્ટન પેનોનો જમાનો આવ્યો ત્યા સુધી હુ 'વેવરલી નિબ'થી જ લખતો—અગ્રેજી અને ગુજરાતી બને પણ નવી નવી નીકળતી પેનો હુ લેવા મડ્યો સામે લખનાર માણુસના અક્ષરની નકલ કરવાની ટેવ પડી નિબમા ફાઈન, મિડિયમ, બ્રોડ વગેરે પોઈન્ટ ઉપરાત જુદા જુદા પ્રકારના પોઈન્ટ આવ્યા

અક્ષર બગડ્યા, ઘાટઘૂટમ વગરના થઈ ગયા તેમા વૃદ્ધાવસ્થા આવી હાથ ધ્રૂજવા મડ્યા અક્ષર વધારે બગડ્યા એક સુદર સ્ત્રીના કરતાય વધારે સુદર અક્ષર અત્યારે બદસૂરત થઈ ગયા, ઘણા અતિ સુદર સ્ત્રી પુરુષો વૃદ્ધાવસ્થામા થઈ જાય છે તેવા

મને યાદ છે ત્યા સુધી ૧૯૦૪–૨૦ સુધી સુરતમા તો ખાસ પણ મુબઈમા પણ પ્લેન્ચેટ, રૂપિયો ચલાવવો, વાટકી ચલાવવી, લોઢાના ખીલા વગરનો ચકલો વાપરવો વગેરે પ્રેતાત્માને બોલાવવાના નુસખા સામાન્ય રીતે સારા પ્રમાણમા વ્યવહારમા હતા ઉપર જણાવેલ બધા સાધનોનો ઉપયોગ અમે કરેલો અને તેના જવાબ પણ આવતા, પણ સાચા જવાબનુ પ્રમાણ બહુ ઓછુ રહેતુ

તે જ વખતે 'કાજળી' જેને મુસલમાનો 'હજરત' કહેતો તે પણ ખૂબ જોવાતી તે જ વખતે ત્રિકાળદર્શી આયના પણ મગાતા, પણ તેના વગર પણ કાજળી જોવાતી એ ચોક્કસ એક કાચનો

ટુકડો લઈ તેને પાછળ બ્લેક – જપાન રંગ ચોપડવાનો પછી રાતના કે ગમે તે શાંતિના વખતમાં એને ભીંત સામે મૂકી, તેલનો દીવો કરવાનો અને એની જ્યોતનું પ્રતિબિંબ પેલા કાચમાં પડે તેની સામું એકામ ચિત્તે જોયા કરવું. તો જે માણસો 'સાઇકિક'-' Psychic' – હોય તેમને જણાવા માંડે.

આ કાજળનો દેવ હનુમાન ગણાય એથી તેલનો દીવો કાજળી જોનારાઓને પૂછતાં એટલું જાણી શકેલા કે પહેલાં અચાનક એક મોટું મેદાન આવે, પછી ચન્દ્ર – પૂનમનો ઊગે, પછી એક છોકરો ઝાડુ કાઢી જાય અને પછી એક પછી એક ત્રણ – ચાર દેવો આવે જેમાં પ્રમુખ હનુમાનજી હોય.

કાજળી જોનાર પછી કહે : 'મને જવાબ લખીને આપજો.' તો લખીને આપવામાં આવે. કોઈ કહે : 'મને કાનમાં કહેજો.' તો કાનમાં કહે. જોનાર અત્યંત નિષ્ણાત હોય તો તો હાથના અંગૂઠાના નખ પર કાજળ ચોપડી, તેના પર તેલનું એક ટીપું પાડે અને તેના પર પેલી જ્યોતનું પ્રતિબિંબ પડે તોપણ એને જણાય.

મારા કાકાના છોકરા ભાઈ ઈશ્વરલાલભાઈ ને બહુ સારી રીતે કાજળી જોવાતી અને ક્યાં ક્યાંથી તેમને તેડવા આવતા. હવે એમા એક વાત ધ્યાનમાં રાખવાની કે કોઈ પણ કહે કે 'આટલું જરા કાજળીમાં જોઈ આપો ને' તે એનાથી ના નહિ પડાય' ઈશ્વરલાલભાઈ રેલવેમા નોકર એટલે રાતપાળી પણ કરવી પડે એમ એક વાર ઉજાગરા બહુ ચડી ગયેલા અને પોતે સૂવા જતા હતા તેવામાં કોઈ તેડવા આવ્યું. આમનાથી એમ બોલાઈ ગયું ! 'મારા ક્યાં ભોગ લાગ્યા કે મારાથી કાજળી જોવાય છે !'

"બસ, ત્યાર પછી એમનાથી કાજળી જોવાતી બંધ થઈ ગઈ. એમણે ઘણા યત્ન કર્યા પણ એ શક્તિ પાછી આવી નહિ.



મારી પહેલી પત્ની બહુ જ 'સાઈકિક' હતી અને કાજળી બહુ સરસ જોઈ શકતી. એની પાસે જોવડાવનાર પણ – જ્યાં સુધી એ સુરત રહી ત્યાં સુધી – ઘણા આવતા અને તેમાં તે કોઈ વાર ખોટી પડી હોય એવું મારા જાણ્યામાં નથી.

અમે ૧૯૧૬માં લાનોલી હતાં. ત્યાં સરલાને – મારી પત્નીને – અમે કાજળી જોવા બેસાડી અને યુદ્ધનો ક્યારે અંત આવશે અને કોની જીત થશે એ વિશે પૂછેલું. તે યુદ્ધ વિશે ખાસ કશું જ જાણતી ન હતી છતાં તેણે જોઈને કહેલું કે ૧૯૧૮માં આ યુદ્ધ પૂરું થશે અને ઇંગ્લૅંડવાળા જીતશે!

અલબત્ત, અમારામાંથી કોઈનામાં વેપારી લોહી નહિ એથી અમે એનો લાભ જરા પણ ઉઠાવી શકેલા નહિ.

એવી જ રીતે એક વાર એકએ સ્ત્રી અકળાયેલ – ગભરાયેલ એની પાસે આવી અને એમણે કહ્યું, 'બહેન જરા કાજળી જોઈ આપ ને – અમારે ત્યાંથી અમારી છોકરી સવારથી ગઈ છે તે હજી આવી નથી. વારણે બાર વાગ્યા.'

સરલાએ જોઈને કહ્યું : 'એ ટાંકામાં પડીને મરણ પામી છે.'

'પણ ટાંકાનું બારણું તો બંધ છે!'

'પડતી વખતે તેનું લૂગડું ઢાંકણામાં ભેરવાયું તેથી ઢાંકણું બંધ થઈ ગયું છે. તેણે પોતે પોતાની સોનાની બંગડી ફલાણે ઠેકાણે મૂકી છે.'

વાત સાચી જ હતી.

અને સરલાએ પોતાના મૃત્યુની વાત પણ આ કાજળી દ્વાર જાણેલી. પોતે આ દિવસે મૃત્યુ પામવાની છે, પોતાની પુત્રી સારી રહેશે અને ભવિષ્યમાં પણ એ સુખી થશે એવી બધી

વિગતો તેણે એક પત્રમાં લખી તે પત્રને એવી રીતે મૂક્યો હતો ? જેથી તેના મૃત્યુ પછી મને મળે. મને એ મળેલો પણ ખરો.



સરલાના મૃત્યુ પછી અમે મારા ભત્રીજા અરવિન્દભાઈને કાજળી જોવા બેસાડેલ. તેમનાથી જણાયું પણ ખરુ; પણ એને પરિણામે કાજળી જોઈ રહ્યા બાદ એને ૧૦૩ ડિગ્રી તાવ હતો એમ અમે જાણ્યું તે પછી અમે એવા અખતરા કરેલા નહિ.

પણ વચમા સરલા જીવતી હતી ત્યારે એક વાર બંગલામાં હું, મારા એક મિત્ર ચન્દ્રપ્રસાદ અને એક બીજા મિત્ર એટલા જ થોડા દિવસ એકલા હતા. રોજ રાત પડે અને પરવાર્યા પછી અમે ત્રિકાળ-દર્શી આયનાની મદદ લેતા—તેમા જોનાર હતા અમારા બીજા મિત્ર, મેં જોવા બહુ યત્ન કરેલો અને એક વાર મેદાન આવ્યું, ચન્દ્ર ઊગ્યો, અને છોકરો ઝાડુ મારવા પણ આવ્યો, એટલામા મને કાંઈક થઈ ગયુ કે 'ચાલો હવે તો આપણને પણ જણાવા માડયું' કે તરત જ બધું અદૃશ્ય! પછી મને જણાયું નથી મારા જન્માક્ષર પરથી પણ એટલું તો જણાયેલું કે મારામા 'સાઈકિક' શક્તિ આવે એવા ગ્રહ નથી. આના સંબધમા હું એટલુ પણ કહી દઉ કે મેં કીરોની મોટી—હસ્તરેખા શાસ્ત્રની ચોપડી વાચી નાખેલી પણ મને જરા પણ સમજણ પડેલી નહિ પણ એ જ પુસ્તક લઈને મારા નાનાભાઈ એકસીક્યુટીવ એન્જિનીઅર માધવલાલ મહેતા એમા નિષ્ણાત થયેલા. અસ્તુ.

એક વાર રાતના પેલા બીજા મિત્ર જોતા હતા. અમે પૂછીએ તેનો જવાબ પણ આપતા હતા તેવામાં એણે પોતે કાંઈક સવાલ પૂછ્યો. શો પૂછ્યો તે અમે જાણેલું નહિ કારણ કે તેણે મનમા પૂછેલું તરત જ તેણે ચીસ પાડી: 'મને માફ કરો, હું હવેથી એવું નહિ કરું!' અને પછી બેભાન થઈ એ ગબડી પડેલો.

અમે તરત દીવો હોલવી નાખ્યો અને પેલાના મોં પર પાણી છાંટ્યું અને વચમાં વચમાં ચન્દ્રપ્રસાદ હનુમાનજીની પ્રાર્થના કરતા ગયા કે 'આ વખત માફ કરો. હવેથી એને કોઈ દિવસ અમે આ પ્રમાણે કાજળી જોવડાવવા બેસાડશું નહિ' ત્યારે પોણાએક કલાકે તેને ભાન આવ્યું. આ વખતે રાતના બારેક વાગ્યા હશે. અમે તેને મૂંગો મૂંગો સુવાડી દીધો.

આશ્ચર્યની વાત એ છે કે બીજે દિવસે સવારે અમે ચાહ પીતા હતા ત્યારે તેણે મને કહ્યું, 'ધનુભાઈ, તમારે મને આટલા જોરથી તમાચો મારવો નહોતો. હજી મારો કાન દુ:ખે છે!' મેં જ્યારે કહ્યું કે હું તો તેને અડકયો પણ નહોતો ત્યારે તે ખૂબ ગભરાયેલો. તે પછી એણે કાજળી જોઈ નથી!



ઘણી વાર આપણે જરાજરામાં સાંભળીએ : 'ભાઈ, જવા દોની, આજ — વાર છે, માટે આમ કરતા નહિ.' 'બિલાડી આડી ઊતરી છે માટે આ કામ સિદ્ધ નહિ થાય,' વગેરે વગેરે. આમ ઘણી ઘણી જાતના વહેમ આખી દુનિયામાં ચાલે છે. તેરની સંખ્યા અંગ્રેજોમાં ઘણી અમંગળસૂચક ગણાય છે તે જાણીતી વાત છે. પણ કોઈકની જિંદગીમાં જ આવે વહેમ સાચો પડે છે અને તેનાં માઠાં પરિણામ યાદ રહી જાય તેવાં હોય છે.

મેં અને મારા એક પડોશી મિત્રે તબલાં શીખવાનો ઇરાદો કર્યો. તેમાં સાથ પુરાવ્યો નાનાભાઈ માધવલાલે. તબલાંગુરુ પ્રખ્યાત ખાં સાહેબ સિદિકમિયાં. તરત જ અમે ત્રણ જોડી તબલાં લઈ પણ આવ્યા. આ વાતની જાણ થતાં પડોશી મિત્રનાં મા રડ્યાં અને અમને બહુ બહુ વિનવ્યા કે બીજું ગમે તે શીખો પણ આ તબલાં જવા દો, પણ અમે ડગ્યા નહિ.

એક માસમાં જ માધુભાઈને તો પરચો થયો પણ એ હલકી સજાથી જ છૂટી ગયા. એમને સાંતાક્રુઝ છોડીને એડન જવાનું થયું. તબલાં પણ અહીં જ મૂકતા ગયા. પછી વારો આવ્યો પડોશી મિત્રનો. એમને ખોટ આવી સટ્ટામાં. હતું તેટલું ગયું અને ઉપરથી ત્રીસ – પાંત્રીસ હજારનું દેવું અને તે પણ તે દિવસોમાં – આશરે ૧૯૨૫ની સાલમાં. એ મિત્રે એ ઘર – એ ફ્લેટ પોતાના બનેવીને આપ્યું અને પોતે બીજે રહેવા ચાલ્યા ગયા. પણ કમનસીબે તબલાંની જોડી ત્યાં જ રાખતા ગયા. બનેવીએ તે લીધી અને તે પણ મારી સાથે તબલાં શીખવામાં જોડાયા.

રોજની પાંચપાંચ કલાકની તાલીમ અને રિયાઝ મેં કરવા માંડી. એટલામાં ફટકો પડ્યો. મારી પત્ની દીવાની થઈ ગઈ. મેં શીખવું બંધ કર્યું અને મારા ભાઈનાં તબલાંની જોડી અમે કોઈ કોઈને અમારો અનુભવ કહીને મફત આપી દીધી. મારી પત્ની પછી સારી થઈ જ નહિ.

સૌથી છેલ્લો વારો આવ્યો પેલા મિત્રના બનેવીનો. એમને ત્યાં કાર પણ હતી અને મને એ કહેતા કે 'ધનુભાઈ, કમાણીની શી વાત કરું ! ઓરડીની નીચે ઊભા રહી બોર તોડીએ અને થાકી જઈએ ત્યારે તે દિવસે બંધ કરીએ એ પ્રમાણે હું રૂપિયા કમાઉં છું !'

એમને પત્ની અને બે પુત્રો. સહસા એમનાં પત્ની મરણ પામ્યાં – મહિનામાં એક પુત્ર અને પંદર દિવસમાં બીજો પુત્ર પણ ગયા. ધંધામાં જબ્બર ખોટ. બધું વેચીસાટી ત્યાંથી મુંબઈ રહેવા ઊપડી ગયા.

કેટલાક વખત પછી મને જ્યારે સમાચાર મળ્યા કે એ ગૃહસ્થ એક સ્કૂલમાં નેવું રૂપિયાને પગારે માસ્તર રહ્યા ત્યારે હું રડી પડેલો. પણ એટલામાં પેલા જ ગૃહસ્થ હસતા હસતા ત્યાં આવી પહોંચ્યા

અને મને આ દશામાં જોઈ બોલ્યા : ' અરેરે, ધનુભાઈ ! આ શું ? કિસ્મત પ્રસન્ન પણ થાય અને રૂઠે પણ ખરું. એમાં ખેદ કરવાથી શો ફાયદો ? '

અલબત્ત, હું જાણું છું કે અમારાં ત્રણ તબલાંની જોડી જેમને આપી તેમને કાંઈ નુકસાન થયું જાણવામાં આવ્યું નથી તેમ જ આવા મહાન તબલચીઓ પણ થઈ ગયા અને થાય છે, તેમને પણ કાંઈ નડતર આવતું નથી તો અમને જ શા માટે ? મને તો એટલે લગી થઈ ગયેલું કે પેલા મારા ગુરુને ત્યાં તબલાં શીખવાનાં બંધ કર્યા પછી પણ જો હું જાઉં તો મારે ત્યાં કાંઈ ને કાંઈ અશુભ બને જ ! એક વાર કોઈના આગ્રહથી મારે એમને ત્યાં જવું પડયું. એમને ઘેરથી પાછો આવ્યો ત્યારે ફોન આવી રહેલો કે મારી પત્ની થાણાની મેન્ટલ હૉસ્પિટલમાં ખાટલા પરથી પડી ગઈ અને તેનો હાથ ભાંગી ગયો છે ! આમ બે – ત્રણ વાર બનેલું ! આમાં શું રહસ્ય હશે તે તો ભલો ભગવાન જ જાણે !



ચહેરાના મળતાપણાથી ઘણી વાર ગોટાળા થાય છે એ આપણે જાણીએ છીએ. બીજા વિશ્વયુદ્ધમાં ફિલ્ડ માર્શલ મોન્ટગોમરી – મોન્ટીના ડબલ તરીકે કામ કરવા એક ખ્યાતનામ ઍક્ટરને ખાસ તાલીમ આપેલી અને તેણે જર્મનોને છેતરેલા પણ ખરા. પણ આ તો નાના પ્રસંગોમાં જે બનેલું તે હું અહીં વર્ણવું છું.

મારે ને ગગનવિહારી મહેતા – પદ્મભૂષણ – સાહિત્યકાર અને યુનાઈટેડ સ્ટેટ્સના માજી હિન્દી ઍમ્બેસેડર –ને જૂનો પરિચય. હમણાં જ એક સભામાં હું આગલી હરોળમાં અને ગગનભાઈ પાછળી હરોળમાં બેઠા હતા. એવામાં ગગનભાઈનું સુપ્રસિદ્ધ – અત્યંત સરળ હાસ્ય મેં સાંભળ્યું. પાછા ફરીને મેં કારણ પૂછ્યું ત્યારે ગગનભાઈએ જણાવ્યું કે હું જ્યારે ૧૦ વર્ષનો હતો ત્યારથી ધનસુખલાલ મહેતાને ઓળખું છું !

આ ગગનભાઈએ મને એમના જીવનમાં બે રમૂજી પ્રસંગો બનેલા — બીજા ઘણા બનેલા હશે પણ એમણે આ બે તો મને કહેલા જ — તે કહ્યા હતા.

એક વાર દિલ્હીમાં એક મોટી પ્રચંડ જાહેર સભા. જવાહરલાલજી મુખ્ય વક્તા. એમના ગયા પહેલાં ગગનભાઈની કાર તે સભાના મેદાન આગળ આવી પહોંચી. જેવા ગગનભાઈ ઊતરવા જાય છે તેવા જ એક ટોળું ત્યાં ધસ્યું અને 'જવાહરલાલજી કી જય'ની ઘોષણા થઈ રહી.

તરત જ ગગનભાઈ સમજ્યા અને તેમણે લોકોને સમજાવ્યું કે પોતે જવાહરલાલજી નથી!

આ ગોટાળો થાય એ મને સ્વાભાવિક લાગે છે કારણ કે અમુક પ્રકારની તમે ગગનભાઈની અને જવાહરલાલની છબીઓ જોશો તો જણાશે કે ભૂલ થવાનો સારો જેવો સંભવ ખરો. પણ એમણે જે બીજો પ્રસંગ કહેલો તેમાં એ ભૂલ શી રીતે થઈ તે મને સમજાતું નથી! હશે.



ગગનભાઈ એમનાં ચારેક કુટુંબીજનો સાથે મુંબઈમાં ટાઉન-હોલમાં ચિત્ર અને શિલ્પકળા-પ્રદર્શન ભરાયેલું તે જોવા ગયા. ટિકિટ રૂપિયા રૂપિયાની. ગગનભાઈએ પાંચ ટિકિટ માગી પાંચ રૂપિયા ધર્યા. એટલામાં તે પ્રદર્શનસમિતિના મંત્રી શ્રી ઓકે બૂમ મારી, 'ભલા ભાણુસ, તમારી પાસે ટિકિટના પૈસા લેવાય?'

'પણ શા માટે નહિ?' ગગનભાઈએ આશ્ચર્ય પામીને પૂછ્યું.

'હવે જવા દો ને એ બધી વાત. તમારી પાસે મારાથી પૈસા નહિ લેવાય' આમ કહી રૂપિયા લીધા વિના પાસ આપ્યા.

જરાક આગળ આવીને ગગનભાઈએ બે રૂપિયાની કિંમતનો ચિત્ર-શિલ્પનો કેટલોગ લીધો એટલે વળી પાછા ઓક ગાજ્યા: 'તમે પણ ભાઈ, હદ કરો છો! આ વળી પાછા બે રૂપિયા ધર્યા!' એ બે રૂપિયા પણ ગગનભાઈને પાછા આપવામાં આવ્યા.

ગગનભાઈ અને બીજાં ચાર કુટુંબીજનો હૉલમાં દાખલ થયાં, પછી ગગનભાઈએ ગંભીર થઈને મિ. ઓકને પૂછ્યું: 'હવે તમે મને જરા કહેશો કે કોણ છું?'

'તમે કોણ છો? બીજું કોણ? ધનસુખલાલ મહેતા!' ઓકે ઉત્તર આપ્યો.

ગગનભાઈએ ધીરે રહીને ફોડ પાડ્યો કે 'હું ધનસુખલાલ મહેતાને વર્ષો થયાં બહુ સારી રીતે ઓળખું છું પણ હું પોતે ધનસુખલાલ નથી. હું ગગનવિહારી મહેતા છું. હવે પૈસા લેશો?'

મિ. ઓક જરાક પાછા તો પડી ગયા પણ પછી ખૂબ હસ્યા અને બોલ્યા: 'હવે જવા દો એ વાત. ધનસુખભાઈ ધારીને મેં પૈસા નહિ લીધા તે હવે લેવાય નહિ!'

આ મિ. ઓક તે વિનાયકરાવ ઓકના પુત્ર. વિનાયકરાવ વઢવાણમાં ઠાકોરસાહેબના ખાસ ચિત્રકાર — હવે મને બરાબર યાદ નથી પણ વિનાયકરાવ ઘણું કરીને લોકમાન્ય તિળકના બનેવી હતા કે પછી સાળા હતા. આથી ઠેઠ વઢવાણથી હું આ ઓક — જે મારા જેવડા જ હતા — તેમને ઓળખું — અને હું પ્રતિવર્ષે આ પ્રદર્શનમાં જનારો પણ ખરો.

તે વખતે ડ્રેસમાં મારે અને ગગનભાઈને સરખાપણું ખરું, પણ મોંમાં તો નહિ જ. વળી હું એમના કરતાં આઠ વર્ષે મોટો, પણ છતાં આમ બન્યું એ સાચું!

એચ. જી. વેલ્સે પોતાની આત્મકથામાં કહ્યું છે કે વૃદ્ધાવસ્થાનું મોટું દુ:ખ એ છે કે મિત્રો મૃત્યુ પામતા જાય છે અને નવા મિત્રો આવતા નથી. મને સુભાગ્યે એવા મિત્રોનો દુષ્કાળ હજી સુધી તો પડયો નથી. હા, પરમ મિત્રોમાંથી થોડા મૃત્યુશરણ થયા છે એ વાત ખરી પણ હજી થોડા પણ એવા જ પરમ સ્નેહીઓ પડખે ઊભા છે ખરા.

મિત્રો કેવી રીતે એકેકને મળે છે અને પરિણામે મૈત્રી બંધાય છે એ જાણવું અને સમજાવવું મુશ્કેલ છે. એક એવા ગાઢ મિત્ર સ્વ. ભાનુશંકર વ્યાસે મારી સાથે એમનો પરિચય થયો તે વિશે લખતાં લખ્યું છે :

> ' તને હૃદયઆંગણે નિરખી દૂરથી આવતો,
> અસાવધ રહ્યો હું, ના હૃદયદ્વાર બન્ધે કર્યાં;
> પ્રવેશ કયમ તેં કર્યો કઈ દિશેથી આવ્યો, મળ્યો
> કયહીંથી અધિકાર, પ્રશ્ન નવ એક પૂછી શકયો;
> અશબ્દ ઉરમાં પ્રવેશ તુજ હું નિહાળી રહ્યો.'

આમ ન તો મેં જાણ્યું, ન તો ભાનુભાઈએ જાણ્યું કે અમે એકેકના પરમ મિત્ર કેવી રીતે થઈ ગયા ! કમનસીબે એ પહાડ જેવા ભાનુભાઈના નામની આગળ આજે ' સ્વર્ગસ્થ ' લગાડવું પડે છે.



રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, આનંદીલાલ પોદાર સ્કૂલના આગલા પ્રિન્સિપાલ. એ જ્યારે પ્રિન્સિપાલ હતા ત્યારથી હું તેમને ઓળખું. તે વખતના નાનકડા સાંતાક્રુઝમાં એવી રીતે એકેકને દૂરથી ઓળખવાનું કામ સાવ સહેલું હતું અને લગભગ અનિવાર્ય હતું. નરસિંહરાવ જેવા સંસ્કૃતજ્ઞોને પણ કાન પકડાવે છે એવું અગાધ જ્ઞાન એમનું સંસ્કૃતનું છે એમ હું જાણતો હતો એટલે પાસે જઈ એમનો

પરિચય સાધવાની હિંમત જ હું નહોતો કરી શકતો. રામભાઈ મારે માટે શું ધારતા હતા તે તો મારાથી કેમ કહેવાય? આમ લાંબા વખત સુધી ચાલ્યું અને ચાલ્યા કરત.

પણ ૧૯૪૨ની સાલમાં હૃદયરોગના હુમલાથી હું પટકાયો. તે વખતે 'સરી જતું સુરત' નામનું મારું નાટક ત્રિપાઠી કંપની છપાવતી હતી અને છેવટનાં પ્રૂફ્સ આવતાં હતાં. મેં મારી સઘળી હિંમત એકઠી કરી રામભાઈસાહેબને ચિઠ્ઠી લખીને વિનંતી કરી કે હું પથારીવશ હોઈ આટલાં પ્રૂફ્સ જરા સુધારી આપજો.

બસ, આટલી નાની વાતથી વચલી તોતિંગ દિવાલો તૂટી ગઈ અને હું ને રામભાઈ અનન્ય મિત્રો બની ગયા.

તે વખતની રામભાઈની આકૃતિ હજી હું ભૂલ્યો નથી. શ્વેત શુઝ, શ્વેત મોજાં, શ્વેત ઊંચા લોંગક્લોથની પાટલૂન, સેટિન ડકના કોટ અને સરસ મલમલનો શ્વેત આંટીદાર સાફો, આ એમનો હમેશનો 'ઑફિસિયલ' વેશ હતો. આકૃતિ પણ એવી સરસ ઘટાદાર! કોઈ 'બેલે – ડેન્સર'ને પણ જેમ આંપે તેવી નાની કમ્મર અને મર્દાનગીભર્યા મજબૂત કાંડાથી રામપ્રસાદ બક્ષી કોઈ ને પણ આકર્ષે એવા હતા. આજે ૧૯૬૫ની સાલમાં એમને પણ વૃદ્ધાવસ્થા સ્પર્શી ગઈ છે. ધોળાં શુઝ અને મોજાંને બદલે કાળાં સ્લિપર્સ અને પાટલૂનની જગ્યાએ ધોતિયું આવ્યું છે જે પેલી આકૃતિ જેટલાં મનોહર નથી જ.

વૃદ્ધો — આપણે ત્યાંના ઘણાખરા વૃદ્ધો — સ્ત્રી અને પુરુષો વધારે વૃદ્ધ જણાવા શા માટે ફાંફાં મારતાં હશે? સમજાતું નથી! એ ગમે તે હો પણ આજે ટાગોર રોડ પર આવેલ 'ગોપાળ ભુવન'ના કમ્પાઉન્ડની આગલી બાસ્ટી પર સાંજે–ઘણુંખરું–પંચોતેર

વર્ષના ધનસુખલાલ અને સિત્તેર વર્ષના . રામપ્રસાદ બક્ષી, સવા ૭થી સવા સાત બેસીને તરેહતરેહનાં ગપ્પાં મારે છે.



ભારતી અંબાલાલ સારાભાઈ — મારાં એક બીજાં પરમ મિત્ર— સાથેની મૈત્રી પણ જરા વિચિત્ર રીતે જ બંધાયેલી. હું તે વખતમાં દર વર્ષે શિયાળામાં મહિનોમાસ અમદાવાદ જતો. ભારતી મારા-ભાઈ એ બેત્રણ જણને વારાફરતી કહેલું કે મારે ધનસુખલાલને મળવું છે માટે એ અમદાવાદ આવે ત્યારે મને મેળવી આપજો. એ બેત્રણ જણે — બધાંએ એક જ જવાબ આપેલો : 'ધનસુખલાલ તો ભારે અભિમાની, અવિવેકી અને અતડા છે એટલે એમને મળવાનો વિચાર જ ના કરતા!'

એમાં ને એમાં ૧૯૫૩ની સાલમાં ગુજરાતી રંગભૂમિની શતાબ્દી મુંબઈમાં ઊજવાઈ અને ભારતી મુંબઈ આવ્યાં. ભારતીય વિદ્યા-ભવનમાં 'સ્નેહનાં ઝેર'નું મારું રૂપાંતરિત નાટક ચાલે. ભારતી પહેલી હારમાં દીના ગાંધી અને જયશંકર ભોજક સાથે બેઠેલાં. એમણે દીનાને પૂછ્યું : 'ધનસુખલાલ અહીં આવ્યા હશે?'

'એ નહિ આવ્યા હોય! એ તો વરના બાપ!'

'તો મને એમની કને લઈ જશો? મારે એમને મળવું છે.' ભારતીએ કહ્યું.

'લઈ શા માટે જાઉં? એ પેલા પાંચમી હારમાં એમના ખાસ સ્નેહી જ્યોતીન્દ્રભાઈ જોડે ગપ્પાં મારે. હું જઈ ને બોલાવી લાવું.' દીનાએ જવાબ દીધો.

'ના ના, એવું કશું કરશો નહિ. એ ચીડવાઈ જશે,' ભારતીએ કહ્યું, 'એ તો ઘણા અભિમાની, અવિવેકી અને અતડા છે ને!'

દીના હસી પડી અને બોલી : 'તમને આવાં જીદ્દાં કોણે જોડ્યાં છે? ધનસુખલાલ—ધત્તભાઈ અભિમાની, અવિવેકી અને અતડા! હું હમણાં એમને અહીં પકડી લાવું છું' આમ કહી દીના મારી પાસે આવીને બોલી કે 'ભારતી સારાભાઈ મળવા માગે છે તે જરા તમારાં ગપ્પાં મુલતવી રાખી પહેલી હારમાં આવો.'

હું ગયો. પરસ્પર પરિચય-વિધિ કરવામાં આવી. પછી તો ભારતીએ 'ઘરલખોટી' નામે સુંદર મૌલિક નાટક લખ્યું હતું તે વંચાયું, છાપવા મોકલ્યું અને ૨૫મી જુલાઈ, ૧૯૫૩ને દિને પ્રસિદ્ધ થયેલ મારા 'સંધ્યાટાણે' પુસ્તકમાં 'અર્પણ'માં મેં આ પ્રમાણે લખ્યું :

'સંધ્યાટાણે જેમને ઓળખ્યાં તે રંગભૂમિના રંગભર્યા ક્ષેત્રે પ્રતિભાશાળી સહપ્રવાસી સમભાવી પરમમિત્ર ભારતી સારાભાઈને સસ્નેહ અર્પણ.'

અને આવી રીતે નાટકશાળામાં બંધાયેલ મૈત્રી વધારે ગાઢ થતી ગઈ છે.



સપનાં સાચાં પડે ખરાં? મને તો એક રાત એવી નથી જતી જ્યારે સપનાં આવતાં નહિ હોય. પણ એ બધાંય તદ્દન ઢંગધડા વગરનાં, જાગીએ ત્યારે કોઈ ને કહેવાય જ નહિ એવાં આવે છે. ત્યારે કોઈ કોઈ ને એવાં સપનાં કોઈ કોઈ વખત આવે છે જે એ માણસને તરત જ લાગે છે કે સાચું પડવાનું.

મારી એક ભાણેજની છોકરીની છોકરી તરલાને વચમાં એવાં સપનાં આવતાં કે મદ્રાસમાં સમુદ્રકિનારે અમુક માણસ એને મળે. એ માણસ અચૂક મહિનાએકમાં મરણ પામવાનો જ. હમણાં હમણાં એને એ સપનાં આવતાં જણાતાં નથી.

મારાં બહેન તારાબહેનને પહેલાં આવાં સાચાં પડવાનાં હોય તેવાં સપનાં આવતાં અને તે સપનાં બીજાં સામાન્ય સપનાંથી જુદાં જ પડી જતાં.

જયસુખલાલભાઈએ એક વાર, એમ. એ. થયા પછી તરત પ્રૉવિન્શિયલ સિવિલ સર્વિસમાં જગ્યા માટે ઉમેદવારી કરેલી અને પૂના મુલાકાત આપવા પણ ગયેલા. અમે તે વખતે સુરત પાસેના હવા ખાવાના સ્થળ ડુમ્મસમાં, એક વાર સવારે અમે ચાહ પીતાં હતાં તે વખતે સહસા તારાબહેને બાપાજીને પૂછ્યું કે 'પેલી નોકરી જયસુખભાઈને નથી મળી!'

બાપાજીએ ચીડવાઈને કહ્યું, 'હજી મુલાકાત તો આજે પૂનામાં છે અને નક્કી કયથી થઈ ગયું?'

'પણ ના, કાકાજી, એ નોકરી તો કોઈ જયકર નામના જુવાનને મળી' બહેને કહ્યું અને બાપાજીનાં સારા પ્રમાણમાં તેણે ખાસડાં ખાધાં. પણ ત્રણ દિવસ પછી ભાઈનો પત્ર આવ્યો જેમાં લખ્યું હતું કે એ નોકરી જયકર નામના જુવાનને મળી છે!

એક વાર ૧૯૦૮માં અમે–હું, તારાબહેન, તનુબહેન, તેમના પતિ હસમુખલાલ અને છબી પાડનાર ઈશ્વરલાલ દેવલાલીમાં. તારાબહેનને સપનું આવ્યું કે જો સાની એક ટેકરી પર આવેલ ભગવાનને સવા રૂપિયો અને નાળિયેર ભેટ ધરવાની બાધા લે તો તને તારો ગુજરી ગયેલ પતિ પાછો મળે.

સવારે ખાનગીમાં બહેને મને કહ્યું અને મેં સલાહ આપી કે આવી બાધા રાખવામાં નુકસાન કશું જ નથી માટે રાખી લે તેણે તે બાધા રાખી. બરાબર ૧૯૧૦માં તેના પુનર્વિવાહ થયા અને જ્યારે તેના મરનાર પતિનું નામ એન. ડી. દેસાઈ — નાનાલાલ ડાહ્યાભાઈ દેસાઈ હતું ત્યારે જેની સાથે તે પછીથી પરણી તેનું નામ એન. ડી. દર–નાનાભાઈ ડાહ્યાભાઈ દર હતું!

એ બીજી વારનાં લગ્ન થયા કેડે એવાં સપનાં એમને આવ્યાં નથી.



સૌથી પહેલી મેં લાયબ્રેરી જોઈ તે સુરતની તાપી નદી પર આવેલી એન્ડ્રુસ લાયબ્રેરી. તે વખતે હું ચૌદ વર્ષનો હતો. ત્રણ વર્ષ સુધી મેં તે લાયબ્રેરીનો સારી રીતે ઉપયોગ કર્યો. લાયબ્રેરિયન તરીકે અમારા સ્નેહી સાક્ષર મનહરરામના મોટાભાઈ હતા એટલે મને ખૂબ છૂટ હતી. મારે કહેવું જોઈએ કે એ લાયબ્રેરીમાં પુસ્તકો જેમણે વસાવ્યાં હશે તેમને હાસ્યરસ પ્રત્યે પક્ષપાત હશે. ડબલ્યુ. ડબલ્યુ. જેકબ્ઝ, જેરોમ કે. જેરોમ, આર. એન્ડમ, બારી પેઈન, જેમ્સ બારી વગેરેનાં તમામ પુસ્તકો એ લાયબ્રરીમાં હતાં એટલું જ નહિ પણ મને જે રીતે પુસ્તકો વાંચવાં ગમતાં તેવી જ રીતનાં તે પુસ્તકો હતાં. અત્યંત સરસ હાલતમાં અને કેટલાકનાં તો પાનાં પણ મારે પેપર-કટરથી ફાડવાં પડતાં. શેરલોક હોમ્સ મેં સ્ટ્રેન્ડનાં મેગેઝીનોમાંથી જ વાંચેલ.

પુસ્તકોની મારી સાચવણી સારી. હજી પણ હું કોઈકને ત્યાંથી પુસ્તકો લાવુ છું તો સૌથી પહેલાં હું તેમને પૂંઠાં ચડાવી દઉં છું. પછી વાંચતી વખતે હું 'બૂકમાર્ક'નો પણ ઉપયોગ કરું છું. કેટલાક તો પોતે જે પાનું વાંચ્યું હોય તેને વાળે છે! પણ મારામાં પુસ્તકો વાપરવાની કોઈ વિશિષ્ટતા નહોતી અને નથી. બીજા કેટલાકમાં તો આવી વિશિષ્ટતા નજરે પડે છે.



સ્વ. જયસુખલાલ પુસ્તકને માશૂક તરીકે ઓળખાવતા. તેમને નવાં સુન્દર બાઇન્ડિંગનાં પુસ્તકો વાંચવાં વધારે ગમતાં, પણ એક વાર વંચાઈ રહે પછી એ માશૂકને જેમ વધારે લોકો વાંચે તેમ એમને વધારે ગમતું.

મારા પરમ મિત્ર, ઑલ ઇન્ડિયા રેડિયોવાળા હોરમઝદયાર દલાલ) પણ પુસ્તકોના અજબ શોખીન. પ્રતિમાસે નવાં નવાં પુસ્તકો—કાવ્ય, નાટક, નવલ, નવલિકા, જીવનચરિત્ર, લલિતકલા વગેરેનાં—તેમને ત્યાં આવે જ.

એમના પુસ્તકો એ બહુ ઓછા માણસોને વાંચવા આપે છે. જેઓ એમની સંભાળપૂર્વક વાંચનાર, સમજાવી વાંચનાર અને પુસ્તકોના ચાહનાર વાંચનાર તરીકેની આકરી પરીક્ષામાં ઉત્તીર્ણ થયા હોય તેઓને જ એ વાચવા આપે. એમના પુસ્તક પર ડાઘ પાડીને કે પાનું એ પાના ફાડીને જે લઈ આવે તે માણસ પર છેકો મુકાવ. અને એ પુસ્તકો પણ એમને ના ખપે ! એની બીજી નકલ એ લઈ આવે !

હું એમની એ કડક પરીક્ષામાંથી પાસ થયો છું અને એમનાં મોઘા પુસ્તકોનો સારો જેવો ઉપયોગ કરું છું. એમના મારા પ' કરેલ આ ઉપકારના એક સ્મરણરૂપે મેં મારુ 'નાટયવિવેક' પુસ્ત એમને આ પ્રમાણે અર્પ્યું છે :

'આજ વર્ષોથી જેમણે મને અત્યંત આગ્રહથી પરદેશી ઉચ્ચ સાહિત્યના સંપર્કમા રાખવા સતત યત્નો આદર્યા કર્યા છે તે માર પરમમિત્ર શ્રી હોરમઝદયાર દલાલને.'

પણ દલાલથી પણ ચડી જાય તેવી પ્રકૃતિવાળા તો હતા એક બંગાળી ગૃહસ્થ-મુકરજી. રેલવેમાં ટેલિગ્રાફ ઈન્સ્પેકટર હતા અને પાછળથી સિલોનમાં ઊંચી પદવી પર ગયેલા. ત્યારથી અમારો સંબંધ બંધ થયેલો. પણ જ્યાં સુધી એ અહીં હતા અને સાંતાક્રુઝમાં જ રહેતા હતા ત્યાં સુધી મને એમની સાથે બહુ ફાવતું. એમની કને પણ મોટી સંખ્યામાં પુસ્તકો હતાં.

એમના આગલા ખંડમાં ત્રણચાર કબાટોમાં આ પુસ્તકો રહેતાં અને કબાટને ચાવીથી બંધ કરવામાં નહોતાં આવતાં. હું ત્યાં જાઉં

અને મને ગમે તે અને ગમે તેટલાં પુસ્તકો વાંચવા લઈ જાઉં. આમ આસ્યા કરતું પણ એક વખત એ, કોણ જાણે શાથી, મને પોતાના શયનખંડમાં લઈ ગયા. ત્યાં મેં સુશોભિત કબાટ જોયું. અને તેમા પુસ્તકો પણ ઊંચા સાહિત્યનાં હતાં. મને તેમને સાથી પુસ્તકો લઈ જવાની છૂટ હતી એમ હું જાણતો હતો એથી મેં તેમાંનું એક પુસ્તક માગ્યું. ક્ષણભર ખંચાવા પછી તેમણે તે પુસ્તક મને કાઢી આપ્યું. મેં મારી રીત પ્રમાણે, સારું પૂંઠું ચડાવી તે વાંચ્યું અને વાચીને પાછું આપવા ગયો.

મુકરજીએ હાથમા તે લીધું અને પછી ' મિત્ર ધનસુખલાલ મહેતાને ભેટ ' લખીને મને પાછું આપ્યું. હું તો સડક જ થઈ ગયો. મેં કારણ પૂછ્યું ત્યારે તેમણે કહ્યું : ' મારા શયનખંડના મારાં પુસ્તકો મારી માશૂકો છે. એને કોઈ બીજો હાથ પણ અડકાડે તો એ પછી મને ખપે નહિ. તમે આ લઈ જાઓ, હું બીજું ખરીદી લઈશ.'

મેં ઘણું સમજાવ્યા અને એવું હતું તો મને પહેલેથી જ ના પાડી દેવી હતી એમ પણ કહ્યું. પણ મુકરજી એકના બે થયા નહિ અને બોલ્યા, ' તમને હું શી રીતે ના પાડું ? બીજા ઘણાને તો મેં ના જ પાડી દીધી હોત ! '



મે ઘણી વાર લખ્યું છે છતા ફરી વાર લખું છુ. સર લલ્લુભાઈ શામળદાસને ત્યા એમના પુત્રો વૈકુંઠભાઈ અને ખંડુભાઈ પણ ખૂબ પુસ્તકો ખરીદે પણ એમના કબાટની સંખ્યા એટલી ને એટલી જ આજ સુધી રહેલી છે!

કંઈ કેટલા માણસો એમને ત્યાંથી પુસ્તકો લઈ જાય અને પછી પાછા લાવે જ નહિ! મેં આ વાત તેમના ધ્યાન પર લાવેલ પણ તેમણે હસતાં હસતાં કહેલું કે નવાં કબાટનો ખરચો તો આ પ્રમાણે અમારે બચી જાય છે ને!



ઘણાં ઘણાં વર્ષો પહેલાં, સાંતાક્રુઝમાં સરકારી હિસાબી ખાતામાં એક આઈરિશમેન મોટો અમલદાર હતો તેમનું નામ મિ. સ્ટ્રેસી તે વખતે સાંતાક્રુઝમાં માણસો ઓછાં એટલે એકેકને ઓળખાણ થવાની જ. સ્ટ્રેસીને અને જયસુખભાઈને ઓળખાણ થઈ. પરિચય વધ્યો. રાતના ઘણી વાર સ્ટ્રેસીસાહેબ અમારે ત્યાં આવે. એક વખત પડોશીને ત્યાં એક નાનું – ઘણું નાનું છોકરું એકદમ ચીસ પાડી ઊઠ્યું. સ્ટ્રેસીએ કહ્યું : 'આ નાના બાળકો પ્રેતાત્માને જોઈ શકે છે. ખરાબ પ્રેતાત્મા આવે તો અચાનક ચીસ પાડી ઊઠે છે.'

પછી થોડી વાર રહીને તેમણે કહ્યું : 'એવા છોકરાને પાછાં રડાવીએ ?' અમે એને કાંઈ જોખમ નહિ થાય તો રડાવો એમ બોલ્યા. તરત એમણે થોડા હાથના 'પાસિઝ' કર્યા એટલે પેલું છોકરું ચીસ પાડી ઊઠ્યું. પછી પાછા 'પાસિઝ' કર્યા એટલે રડતું રહી ગયું.

એક વાર એ બેઠા હતા અને સહસા એ બોલ્યા : 'કોઈને પેટમાં દુખાડું ?'

મેં હા કહી. અમુક રીતે એમણે હાથ કર્યા અને મારા પેટમાં દુખવાનું શરૂ થયું. મેં તરત કહ્યું એટલે એમણે પાછું મટાડી દીધું. પછી તરત જ ચન્દ્રપ્રસાદ દીવાનજી જે અમારે ત્યાં જ રહેતા હતા તેમણે કહ્યું કે હવે મને દુઃખાડો.

સ્ટ્રેસી પૂછ્યા કરે ને દીવાનજી નાની ના જ કહ્યા કરે. આખરે એમનાથી ચીસ પડાઈ ગઈ ત્યારે સ્ટ્રેસીએ ઠપકો આપીને કહ્યું કે આવી બાબતમાં જીદ કરવી બહુ જોખમભરી છે. એ ચન્દ્રપ્રસાદને બિચારાને પેટમાં બેત્રણ દિવસ સુધી દુખ્યા કર્યું અને રોજ સ્ટ્રેસીને પણ રાતે ત્યાં આવવું પડયું.

એવામાં અમારા એક સગામાં એકની પત્ની માંદી જ ચાલ્યા કરે, આપઘાત કરવાના યત્ન પણ કર્યા કરે અને તે સ્ત્રી ખૂબસૂરત હતી છતાં એનો ચહેરો જ એવો તરડાઈ ગયો હતો જેથી આપણને

પણ માનવાનું મન થાય કે એ બિચારીને કોઈકનો વળગાડ હશે. આ વાત અમે સ્ટ્રેસીસાહેબને કરી અને તેમણે જવાબ આપ્યો કે ચાર-પાંચ દિવસ વિચાર કરીને હું કહીશ.

તે પ્રમાણે ચાર દિવસ પછી તેમણે કહ્યું કે એ બાઈને જે ઘરમાં રહે છે તે ઘર તો છોડાવી જ દો. પછી હું તેને સારી કરું. તે વખતમાં સાંતાક્રુઝમાં બંગલા ખાલી પડયા જ રહેતા અને તે સ્ત્રીનો પતિ સારો જેવો પૈસાદાર એટલે એ તો સાંતાક્રુઝ આવીને રહ્યાં. બેએક માસ બાદ સ્ટ્રેસીસાહેબે એક રાતના અમારે ત્યાં મુલાકાત ગોઠવી.

રાતે એ સ્ત્રી, સ્ત્રીનો દિયર અને ભાઈ એમ અમારે ત્યાં આવ્યાં. ઓરડામાં બીજા હું અને જયસુખભાઈ. સ્ટ્રેસીસાહેબે આવીને કાંઈક બોલવા માંડયું. પેલી સ્ત્રીએ પહેલાં તો કહેવા માંડયું કે 'ગમે તે થાય પણ હું નીકળવાની નથી.' પણ પછી અચાનક પેલી સ્ત્રીનું મોં નિર્મળ થઈ ગયું અને તે બોલી ઊઠી: 'આ રહી તે. હજી ખસતી નથી.'

'ખસશે. એના ભાર છે કે એ નહિ ખસે!' સ્ટ્રેસીએ ભાંગી-તૂટી હિન્દુસ્તાનીમાં કહ્યું. પછી તેણે પૂછ્યું: 'એ સ્ત્રીનું નામ શું?' તરત પેલી સ્ત્રીએ નામ દીધું જેથી અમે તે મરેલી બાઈને ઓળખી શક્યા. ધીમે ધીમે પેલી સ્ત્રી બોલતી ગઈ: 'આ રહી, ધીમે ધીમે જાય છે, આ ગઈ! પાછી તો નહિ આવે?'

'નહિ આવે, નહિ આવે!' સ્ટ્રેસીએ આશ્વાસન આપ્યું અને પછી તેમણે સમજાવ્યું કે 'જુઓ, આ બાઈને ગમેતેમ થાય પણ તેના જૂના ઘરમાં પગ નહિ મૂકવા દેતા. અહીંથી જ બીજું ઘર રાખી લો અને ત્યાં એને લઈ જાઓ. જો પાછી આ સ્ત્રી પેલા ઘરમાં દાખલ થશે તો તે જ ક્ષણે પેલી નાપાક એના શરીરમાં ઘૂસી જશે અને પછી હું એને ફરીથી કાઢી શકીશ નહિ.'

આમ પેલાં સાંતાક્રુઝમાં બીજા બે – એક માસ રહ્યાં અને બીજું ઘર પણ રાખી લીધું. પણ થવા કાળ તે સામાન ફેરવવા માટે તે બાઈ પેલા ઘરમા એક બપોરે દાખલ થઈ. દાખલ થતાની સાથે જ તેણે ચીસ પાડી. બસ, ખલાસ. સ્ટ્રેસીસાહેબે પોતાની અશક્તિ જાહેર કરી અને ટૂંક સમયમા પેલી સ્ત્રી મૃત્યુ પામી – એ જ વિહ્વળ, ચિત્તભ્રમ, ફાટી ગયેલી આખવાળા મો સાથે!



અમુક સમય પછી સ્ટ્રેસીની બદલી મદ્રાસ થઈ. તે વખતે મારા વિધવા બહેન તારાબહેન પોતાના સતાનોને લઈને પોતાના પતિના એક મિત્રને ત્યા મદ્રાસ ગયા. ત્યા તેમની નાની પુત્રી દિનીને તાવ ચડ્યો. પદરેક દિવસ થયા પણ તાવ ઊતર્યો નહિ. એટલામા એમને સ્ટ્રેસીસાહેબ ત્યાં જ રહે છે એ વાત યાદ આવી. પોતાના યજમાનને એમણે વાત કરી. યજમાને ટેલિફોન પર સ્ટ્રેસીને મળવા યત્ન કર્યો પણ એમા સફળ થયા નહિ એટલે વગર ખબર આપ્યે મારા બહેન પેલી છોકરીને લઈ ને કારમા સ્ટ્રેસીને બગલે ગયા.

બગલાના દરવાજા આગળ સ્ટ્રેસીસાહેબનો નોકર ઊભેલો. તેણે પૂછ્યું: 'તમે મુબઈથી આવો છો ને? તમારી પુત્રી માદી છે એને માટે?'

બહેને હા પાડી નોકર તેમને અદર લઈ ગયો. થોડી વારમાં સ્ટ્રેસીસાહેબ ઑફિસમાથી આવ્યા અને બોલ્યા: 'આટલા બધા દિવસ તમને સૂઝ્યુ નહિ?' પછી હસ્યા અને કહ્યુ: 'ફિકર કરતા નહિ. તાવ ફલાણે દિવસે ઊતરી જશે.'

એ પ્રમાણે તાવ ઊતરી પણ ગયો.



ઘરમા કોઈનું મૃત્યુ થાય કે સંબધીમા કોઈ મરણ પામે ત્યારે માણસોએ કેવું વર્તન દાખવવુ ઘટે તેનો એક પ્રસંગ મને યાદ છે:

મારા પિતાના પરમ મિત્ર રાવબહાદુર કૃષ્ણમુખરામ અ રામ
હેતા અમદાવાદમાં સ્મોલ કોઝીઝ કોર્ટના મુખ્ય જજ. તેમના એક
ખાસ સ્નેહી મિ. કેન્ડી મુંબઈની હાઈકોર્ટના જજ. કેન્ડીના એકના
એક જુવાન પુત્રનું મરણ થાય છે. કૃષ્ણમુખરામને ખબર આપવામાં
આવે છે. તે ગુજરાત મેલમાં મુંબઈ આવી કોઈક સ્નેહીને ત્યાં પોતાનો
સામાન મૂકી કેન્ડીને ત્યાં સવારના જ પહોંચી જાય છે. નોકરે બારણું
ઉઘાડ્યું. કેન્ડીસાહેબને ખબર આપ્યા. તે વખતે 'બ્રેકફાસ્ટ'નો
સમય એટલે કેન્ડી અને એમનાં પત્ની ટેબલ પર નાસ્તો લેવા બેઠેલાં.
ત્યાં જ કૃષ્ણમુખરામને એમણે બોલાવ્યા અને એમને ચાહ કાઢી
આપવા મિસિસ કેન્ડી ઊભાં થયાં.

આ જોઈ ને કૃષ્ણમુખરામ તો નાના બાળક પેઠે ફુસ્કે ફુસ્કે રોઈ
પડ્યા અને હજી શબ તો ઘરમાં છે અને હું નાસ્તો લઉં! આમ
કહી ટેબલ પર બેસવાની તેમણે આનાકાની કરી, બે મિત્રો વચ્ચે
ભારે એખલાસ અને કેન્ડી હિન્દુઓનું માનસ સમજે એટલે એમણે
સ્નેહથી, દુઃખથી ચીરાતા હૃદયે કૃષ્ણમુખરામને ખુરશી પર બેસાડ્યા
પછી કહ્યું: 'હું તમારું દુઃખ જાણું છું. પણ તમે અમારા બેયનું
દુઃખ પણ જાણો જ છો ને! શું થાય? પુત્રનું મૃત્યુ થયું એટલે
અમે બે પિતામાતા ભૂખ્યાંતરસ્યાં મરી તો જવાનાં જ નથી તો પછી
જિંદગીની રસમ કથળાવી શા માટે નાખવી? કાલે રાતે પણ સમય-
સર અમે બે 'ડિનર' લેવા ટેબલ પર બેઠાં હતાં. અલબત્ત, કાલે
કે આજે અમારાથી એક કોળિયો પણ ખવાયો નથી. પણ દિનચર્યા
તો ચાલુ રાખવી જ જોઈએ ને!'



સુરેન્દ્રનાથ બેનરજીનો એક પુત્ર સવારના મૃત્યુ પામ્યો. સાંજે
અગત્યની સભામાં તેમને બોલવાનું બધાએ ધારેલું કે એ નહિ આવે.
પણ ટાઈમસર બેનરજી ત્યાં ગયા અને પોતાનું ભાષણ કર્યું!

આ જ પ્રમાણે પહેલા વિશ્વયુદ્ધમાં લોર્ડ એસ્કવીથનો મોટો પુત્ર સમરાંગણે ગયેલો. એકેક દિવસ થયાં એનો કાંઈ પત્તો લાગતો ન હતો. એક વાર એસ્ક્વીથ પોતાના ખંડમાં ઑફિસનું કામ કરે. લેડી એસ્કવીથ તે વખતે જ બારણા પાસે આવીને ઊભાં રહ્યાં એટલામાં ફોનની ઘંટડી વાગી. લેડી એસ્કવીથે લેવા જવાનું કર્યું પણ ધ્રાસ્તથી ના કહી એસ્ક્વીથ પોતે લેવા ગયા. તેમણે ફોન લીધો.

'ઓહ, આઈ સી!' એસ્કવીથના અવાજમાં સહેજ કંપ. 'લેટ હિઝ વિલ બી ડન.' (તેની ઇચ્છાનુસાર જ બધું થાય છે). આટલું કહી લેડી એસ્કવીથ પોતાની પાસે આવે છે એમ લાગતાં તેમને અટકાવીને એસ્કવીથે પાછું ટેબલ આગળ બેસીને પોતાનું કામકાજ શરૂ કર્યું!



જેમણે જંગબારી પોપટને જોયા હશે તેમને ખબર હશે કે એ પોપટ ગજબ જેવા ચાળા પાડી શકે છે. મારે મોસાળ એક આવો - જંગબારી પોપટ હતો. તેમના ઘર આગળથી જેટલા ફેરિયા જતા તેમના ચાળા એ આબેહૂબ પાડતો :

'નાના પનાની ચાદર – મોટા પનાની ચાદર.'

'શિંગ ભૂંજેલી શિંગ.'

'આ સોય કાંસકી લાયો.'

વગેરે વગેરેની ફેરિયાની બૂમો મને આજે પણ સાઠ વર્ષ પછી પણ યાદ આવે છે અને પછી એના આબેહૂબ ચાળા પાડીને પેલો પોપટ પણ એવું બોલતો એ મને સાંભરે છે. આમાં ફેરિયાઓ એમ માનતા કે અમે છોકરાં એમના ચાળા પાડીએ છીએ એથી તેમાંના કેટલાક અમને ગાળો પણ દેતા.

મારી માસીની એક છોકરી ચંપુ નામે. તે મોસાળમાં જ ઘણું-ખરું રહેતી. કોઈ કોઈ વાર આગલા ઓરડામાં કોઈ નહિ હોય ત્યારે પેલો પોપટ આબાદ બોલે : 'ચંપુ! ચં – અં – અં – પુ!'

ચંપુ ગમે ત્યાં હોય પણ નાની બાએ બોલાવી છે એમ માનીને દોડતી તે ઓરડામાં આવે. આવે એટલે પેલો પોપટ ખડખડાટ હસી પડે. આમ હસતાં મેં પણ એને જોયેલો. એટલે પોપટ જેવું બીજા બોલે તેવું સમજ્યા વગર અનુકરણ જ કરે છે એ કથન વિશે શક જાય છે. 'ચંપુ' કરીને એ બોલાવે તે તો જાણે સમજ્યા, પણ એ આવે અને નાની બા નહોતાં બોલાવતાં એમ જાણીને ચાટ પાડે ત્યારે ખડખડાટ હસવું એ પોપટે ક્યાંથી જાણ્યું હશે?

આવો પણ જરા જુદી જાતનો પોપટ મારા લીલુમામાને ત્યાં હતો. તે સિસોટી બહુ સારી વગાડતો. સરગમના એકીસામટા ચાર સૂર – શુદ્ધ ને આપણે બોલાવીએ તે પ્રમાણે બોલી શકતો. કોઈ કોઈ વાર પાંચમો સૂર પણ કાઢતો.

પહેલાં વર્ષો સુધી આ પોપટ લીલુમામાને ત્યાં સુરતના ઘરમાં રહેલો. એક વાર ધણીધણિઆણીને લાગ્યું કે પોતે વૃદ્ધ થયાં છે અને પોપટની માવજત કોઈ સારી કરી શકે એવું કુટુંબ હોય તો તેને એ આપી દઈએ. આ પ્રમાણે વિચાર કરી મામાએ મુંબઈથી સુરત પત્નીને – મામીને કાગળ લખ્યો. મામીને પત્ર વાંચતાં આવડે નહિ એથી એમણે પાસેના છોકરાને બોલાવીને પત્ર વંચાવ્યો. છોકરાએ પોપટના પાંજરા નીચે ઊભા રહીને પત્ર વાંચ્યો.

બસ, થઈ રહ્યું. પેલા પોપટે ખાવાનું અને સિસોટી વગાડવાનું છોડી દીધું. એકેક દિવસ ગયા પણ પોપટે ખાધું નહિ ત્યારે મામીએ ગભરાઈને મુંબઈ કહેવડાવ્યું. મામા બિચારા દોડતા સુરત આવ્યા અને પાંજરા આગળ ઊભા રહીને બોલ્યા: 'અચ્છા, દોસ્ત, તારી મરજી અમને છોડવાની નથી તો અમે તને કોઈ બીજાને ત્યાં નહિ મોકલીએ. હવે તો ખાવા માંડ! અને તારી સિસોટી વગાડ!' આમ કહી મામાએ સિસોટીમાં સૂર કાઢ્યા. પોપટે જવાબ દીધો અને ખાવા પણ માંડ્યું.

★

પ્રો. મનહર બર્વે જાણીતા સંગીતશાસ્ત્રીના પિતા ગોપાળરાવ બર્વે એક વખતના અમારા સાંતાક્રુઝના પડોશી. ગોપાળરાવ, પત્ની, પુત્રી નિર્મળા અને પુત્ર મનોહર – મનહર એટલાં અમારી પાસે રહે. ગોપાળરાવ મૂળ વડોદરાના એટલે ગુજરાતી ગુજરાતીઓ જેવું જ બોલે. નરસિંહરાવ જેવા સાક્ષરો પણ બર્વેસાહેબના મિત્ર. સ્વભાવના બહુ આનંદી. મેં એમના જેવો દિલરૂબા પરનો મીઠો હાથ બીજાનો જોયો નથી. એમણે એક દિલરૂબા મારે માટે ખાસ વડોદરાથી બનાવી મંગાવેલ. વર્ષો સુધી એના પર હાથ અજમાવ્યા પછી મેં તે એક મારા જુવાન મિત્રને આપી દીધેલ. એઓ કહે છે કે હજી એ એમની પાસે જ છે. હશે.

એક વાર ગોપાળરાવ મુંબઈથી થાક્યાપાક્યા સાંતાક્રુઝ આવ્યા. ત્યાં જુએ છે તો પુત્રી નિર્મળા અને પુત્ર મનહર બંને રુએ ! કારણ પૂછતાં નિર્મળા બોલી : 'બાપુજી, આ મનહર અને હું એક રમત રમતાં હતાં. હું હારમોનિયમ પર સરગમમાંથી કોઈ પણ પટ્ટી પર હાથ મૂકું તે મનહરે બહાર ઓશરીમાં ઊભા રહીને કહી આપવું. તે જ પ્રમાણે મનહર કરે ત્યારે મારે કહી આપવું. આમાં મનહર કોણ જાણે ક્યાંથી એ ચાંપ જોઈને પછી સાચો જવાબ આપે છે. એમ કાંઈ હરવખત સાચું કોઈથી કહેવાય ? એટલે એ જૂઠો છે !'

મનહરે પોતાની જુબાની આપતાં કહ્યું : 'બાપાજી, હું જરા પણ જોતો નથી છતાં સાચો જ પડું છું એટલે બહેન મને જૂઠો કહે છે !'

ગોપાળરાવ ચમક્યા. પણ કશું પણ કહ્યા વગર બોલ્યા : 'અચ્છા, અચ્છા ! આપણે પરીક્ષા લઈને હમણાં નક્કી કરી નાખીએ કે કોણ જૂઠું બોલે છે !'

પોતે પેટી પર બેઠા અને સરગમ બાંધી એમાંથી ગમે તે ચાંપ દબાવી પુત્રીને પૂછવા લાગ્યા પણ પુત્રી સાચા જવાબ આપી શકી

નહિ. પણ મનહરે દરેક વખત સાચા જ જવાબ વાળ્યા. આથી પછી બર્વેસાહેબે એકસામટી બબ્બે ચાપ વગાડી. તેના જવાબ પણ સાચા. પછી ત્રણ અને પછી ચાર-પાંચ. પછી તો એક ધીમી પણ અમુક રાગની સંપૂર્ણ સરગમ વગાડી. મનહર આખી સરગમ બોલી ગયો!

ગોપાળરાવ બર્વેએ જાણ્યું કે મનહર 'ચાઈલ્ડ પ્રોડિજી' છે. પછી તો પોતે તેમ જ બીજા ઉસ્તાદો પાસે નાના મનહરને તાલીમ અપાવી અને ખૂબ ખૂબ રિયાઝ કરાવી. પરિણામે મનહર બર્વે એક સરસ સંગીતશાસ્ત્રી થયા. એક વખત તે લગભગ પાત્રીસ જુદાંજુદાં વાજિંત્ર વગાડતા.

જ્યારે પિતાએ જોયુ કે મનહર 'Prodigy' (પ્રોડિજી) છે ત્યારે મનહરની ઉમ્મર ત્રણ વર્ષની હતી.



બૂમરેન્ગ નામનું લાકડાનું અસ્ત્ર હાથમાંથી ફેંકેલ પાછું આવે છે. બાકી તો ધનુષ્યમાંથી છૂટેલું બાણ પાછું આવતું નથી, રાઈફલ-માંથી છૂટેલી ગોળી પાછી ફરતી નથી. અને એ જ પ્રમાણે મોંમાંથી નીકળેલો શબ્દ પાછો ખેંચી શકાતો નથી. છતાં સોમાંથી તો શું પણ લાખમાંથી એકાદ માણસ આ સત્ય સમજી વિચાર કરીને બોલે છે. બાકીના બધાં મગજમાં તુક્કો આવ્યો કે ભરડી મારે છે, પણ કોઈ કોઈ વખત એના પરિણામ કેવા ભયંકર આવે છે! તે જ પ્રમાણે કોઈકની મશ્કરી કરીએ, પછી આપણે તો ભૂલી જઈએ પણ સામો માણસ ન પણ ભૂલે અને એના પરિણામે અનેક વેળા નવો ઇતિહાસ પણ સર્જાય છે!



પાંચ હજાર વર્ષ પૂર્વે, યુધિષ્ઠિર યજ્ઞ કરે છે અને આગળ માયાગૃહ' બનાવે છે. જ્યાં કોરી જમીન હોય ત્યાં પાણી જણાય

અને જ્યાં પાણી હોય ત્યાં સૂકી જમીન જણાય. દુર્યોધન આવે છે. સૂકી જમીન પર અંગોરખિયું ઊંચું લે છે અને પાણીવાળી જમીન પર એમ ને એમ ચાલવા જતાં તેનાં વસ્ત્ર ભીનાં થાય છે. આ દૃશ્ય જોઈને દ્રૌપદી હસે છે અને 'આખરે તો અંધકુમાર જ ને!' બોલી દે છે.

દુર્યોધન પ્રતિજ્ઞા લે છે : આ દ્રૌપદીને મારી રાજસભામાં વસ્ત્રો ખેંચી અપમાન નહિ કરું તો હું દુર્યોધન નહિ!

સમય જતાં કૌરવો સાથે દ્યુત રમતાં પાંડવો સર્વસ્વ હારી ગયા અને છેવટે યુધિષ્ઠિર છેલ્લો દાવ અજમાવ્યો જેમાં જીત મળે તો બધું પાછું મળે એવી આશાથી દ્રૌપદીને હોડમાં મૂકી.

દ્રૌપદીને પરાણે સભામંડપમાં આણી. દુઃશાસને દ્રૌપદીનું વસ્ત્ર ખેંચ્યું.

આ અપમાનથી સળગી ઊઠેલ ભીમે પ્રતિજ્ઞા કરી કે હું દુષ્ટ દુઃશાસનની છાતી તોડીને એનું લોહી પીશ!

આ તરફ દ્રૌપદીએ પણ પ્રતિજ્ઞા લીધી : દુષ્ટ દુઃશાસને ખેંચીને છોડેલી મારી આ વેણી ત્યારે જ બંધાશે, જ્યારે ભીમસેન દુઃશાસનના રુધિરથી ખરડાયેલ હાથે એને બાંધશે!

પરિણામે ભયંકર યુદ્ધ અને ભારતની તે સમયની સંસ્કૃતિનો સદંતર નાશ!



ઇતિહાસ આગળ ચાલે છે :

મગધ દેશનો, નંદવંશનો, છેલ્લો રાજા 'સર્વાર્થસિદ્ધ હિરણ્યગુપ્ત — ઇ. સ. પૂર્વેની ત્રીજી સદીમાં — પાટલિપુત્રમાં રાજ્ય કરતો હતો. એ પોતાને 'નરેન્દ્ર' કહેવડાવતો હતો. બૌદ્ધો એને 'ધનનંદ' કહેતા હતા. એ ધનનંદે, ક્રોધમાં, વિષ્ણુગુપ્ત ચાણક્ય (કૌટિલ્ય)ની

જટાને બે હાથે કચકચાવી. જટા ઢીલી પડી ગઈ અને છૂટી ગઈ. વિષ્ણુગુપ્તે પ્રતિજ્ઞા કરી : 'જ્યારે નંદોને પૃથ્વી પરથી ઉખેડી નાખીશ ત્યારે જ નંદે છોડેલી આ શીખા ફરીથી બાંધીશ.'

કૌટિલ્યે ચંદ્રગુપ્તને પોતાની રાજનીતિથી મદદ કરી, નંદોનો સંહાર કરાવ્યો, અને પાટલીપુત્રને સિંહાસને ચંદ્રગુપ્તને બેસાડ્યો.



દેશના ભાગલા પહેલાં આપણા અમુક નેતાઓએ ગર્વમાં અમુકને કડવાં વેણ કહ્યાં, તેમના અપમાન કર્યાં. અમુક મહાવ્યક્તિએ અમુક વ્યક્તિઓને અન્યાય કર્યો. તેજોદ્વેષ, ઇર્ષા, મહાન થવાની નિઃસીમ આકાંક્ષા, શત્રુઓ પ્રત્યે ઔદાર્ય બતાવવાને બદલે તેમને કચડી નાખવાના પ્રયાસો એ સમયના ઇતિહાસને પાને પડ્યા છે, પણ એ અત્યારે રજૂ કરવાથી કશો સાર ઊપજે એમ નથી અને નાહકના એ વ્યક્તિઓના અંધભક્તોના હૃદયને દુઃખ થાય એટલે તદ્દન સત્ય દૃષ્ટાંતો પણ હું કાગળ પર મૂકી શકતો નથી. અને મૂકવાથી ફાયદો પણ શો ?

થનાર થઈ ગયું, દેશના ભાગલા પડ્યા. લાખ્ખો નિર્દોષ માનવીઓનો ભીષણ સંહાર થયો. અને હજી તો એ બલિદાનનો યજ્ઞ કોણ જાણે ક્યારેય પૂરો થશે તે કોણ કહી શકે તેમ છે ?

નાનામાં નાના કુટુંબના એકમથી માંડીને — માત્ર પતિ-પત્નીના બનેલ કુટુંબમાં — મોટી મોટી પ્રજાઓમાં પણ પોતાના માન ખાતર, પોતાના અહમને પોષવા ખાતર, ઇર્ષ્યા અને તેજોદ્વેષ ખાતર, સહેજ અવિચારી શબ્દો કે વર્તનને પરિણામે ભયાનક અંત આવે છે અને આવ્યા કરશે, પણ માનવી પોતાના કે બીજાના આચરણથી કે અનુભવથી કદાપિ સુધરતો નથી, સુધરવાનો નથી એટલે માત્ર લાચારી દર્શાવી મૌન ધારણ કરવું એ જ એક કર્તવ્ય રહ્યું !



મારા એક નજદીકના સગાએ આ વાત કહેલી :

પોતે અને પોતાનો એક મિત્ર સ્કૂલમાં ભણતા હતા ત્યારથી આંક-ફરકનું કરે. તેમાં કમાય ઓછું અને ગુમાવે ઝાઝું. એક વખત એમણે સારી જેવી રકમ – એમને મન સારી જેવી – ખોઈ. બંને વિમાસણમાં પડ્યા અને ઉદાસ થઈ રાતના રખડવા નીકળી પડ્યા.

ગામને પાદર જંગલ જેવું. ત્યાં એક પ્રચંડ વૃક્ષની નીચે એક ધોળી મોટી દાઢીવાળો સાધુ બેઠેલો. બન્ને એને પગે લાગ્યા અને બન્નેએ પોતાનાં રોદણાં રડ્યાં. સાધુએ હસીને આંક-ફરકનો એક આંકડો કહ્યો અને કહ્યું : 'જાઓ, બચ્ચા, કમાશો.'

બન્નેએ એ આકડા પર પૈસા મૂકયા. ખૂબ કમાયા. બીજે દિવસે રાતે પાછા બન્ને પેલા સાધુ પાસે ગયા અને બીજો આંકડો માગ્યો. સાધુએ હસીને આપ્યો. તે પર પૈસા મૂકતાં તેમાં પણ સારું કમાયા. એમ ત્રીજે દિવસે પણ એમણે કર્યું અને તેમની કમાણીનો કુલ આકડો રૂપિયા ત્રીસ હજારે પહોંચ્યો. જેમની પાસે રાતી પાઈ પણ નહિ તેમની પાસે રૂપિયા ત્રીસ હજાર!

પણ લોભને થોભ હોય છે! મારા સગાએ હવે બાજી સંકેલી લેવા કહ્યું પણ પેલો બીજો માન્યો નહિ અને તેણે કહ્યું કે હવે માત્ર એક દિવસ એ રીતે રમી લઈને બાજી સંકેલી લઈશું પેલા બે પેલા સાધુ પાસે ગયા. સાધુએ શાંતિથી વાત સાંભળી કહ્યું : 'જુઓ, ભાઈઓ, મારે તમારું ત્રીસ હજારનું દેવું ગયે ભવે હતું, આ ભવે મને એની ચિંતા થયા કરતી હતી, પણ આપણો મેળ ખાતો ન હતો. આખરે ખાધો અને મે તમને રૂપિયા ત્રીસ હજાર આપ્યા. હવે લોભ છોડી દો અને મળેલા પૈસામાંથી મજા ઉડાવો.'

પણ એમણે માન્યું નહિ અને એક આંકડો માગ્યો. સાધુએ ઘણું મનાવ્યા પણ એ માન્યા નહિ એટલે એણે એક આંકડો કહ્યો.

પછી બે જણ વચ્ચે ભંજગડ ચાલી. એકે કહ્યું કે થોડા પૈસા બાજુએ મૂકી આપણે ખેલીએ. બીજાએ ન માન્યું. બધા પૈસા મૂકયા અને બધા જ ગયા!

બને હતા તેવા ને તેવા થઈ રહ્યા પછી રાતે પેલા સાધુ પાસે ગયા. પણ સાધુ ત્યાં હતો જ નહિ! તે પછી તેમને એ જણાયો જ નહિ!



હું કાઠિયાવાડમાં ૧૮૯૦માં જન્મ્યો અને દસ વર્ષ ત્યાં જ રહ્યો અને ૧૯૦૦ના આરંભમાં સુરત આવ્યો અને ત્યાં માત્ર સાત વર્ષ ૧૯૦૭ સુધી રહીને પછી મુંબઈ આવ્યો. પણ એ સાત વર્ષ મારા હૃદયમાં એવા જડાઈ ગયા છે! મેં અને જ્યોતીન્દ્ર દવેએ લખેલ 'અમે બધા' અને મારી કેટલીય નવલિકાઓ સુરત-જીવનને જ સ્પર્શતી છે. હિન્દુસ્તાનમાં સૌથી ગંદા શહેર તરીકે બીજે નંબરે આવનાર સુરત મને હજી એટલું ને એટલું જ પ્રિય રહ્યું છે.

આ પણ સુરતના જ સંભારણાં છે:

અમારી નાની પાંચ પાંચ મકાનની ગલી એક મોટી ગલીમાં પડે છે. અમારી ગલીને અમે 'કાયસ્થ મહોલ્લો' કહીએ છીએ અને પેલી મોટી ગલી 'ઓસવાળ મહોલ્લો' કહેવાય છે. એ ઓસવાળ મહોલ્લામાં અગિયારેક મોટી હવેલી. આ અગિયાર હવેલીના માલિકોને હસ્તક દુનિયાનો ૨/૩ મોતીનો વેપાર હતો! ૧૯૦૦થી ૧૯૦૭ સુધીની આ વાત.

દરેકદરેક હવેલીવાળા પાસે — તે જમાનામાં — પોણો કરોડથી એક કરોડ સુધીની દોલત — અને તે બધી જ મોતીના વેપારમાં મેળવેલી.

એમના એક વેપારીને ત્યાં લગ્ન—આશરે ૧૯૦૪માં. માંડવામાં પંદર દિવસ લાગલાગટ જુદા જુદા કાર્યક્રમો. કોઈ દિવસ, તે વખતે આશ્ચર્યજનક લાગે તેવો, એડિસનના ફોનોગ્રાફની ચૂડીઓ વગાડવાનો; તો કોઈ દિવસ, પગાનથી આવેલ નાટકમંડળીનું એક નાટક; કોઈ

દિવસ, જાદુગરના ખેલો તો કોઈ દિવસ મિયાંનું બૅન્ડ આખી રાત ગીતો વગાડે. કોઈ દિવસ શરણાઈવાળા તો કોઈ દિવસ કોઈ ચારણ આવીને વાત જ માંડે. માંડવામાં જેમને પણ આવવું હોય તેમને આવવાની છૂટ. રાતના પાણી અને ચાહની લહાણી ચાલ્યા જ કરે!

મિયાંના બૅન્ડ માટે લગનને દિવસે પહેરવા માટે રૂપિયા દસ હજાર ખર્ચીને તેમના બાવન માણસ માટે ડ્રેસ બનાવેલ તે પહેરીને મિયાંના આ બાવન માણસો, દરેક ઘોડા પર બેઠેલા; અને વરઘોડામાં આગળ ઘોડા પર બેઠા બેઠા બૅન્ડ વગાડતા જાય. લગન થઈ રહ્યા કે મિયાંને પોતાને ત્રણ હજાર રૂપિયાની હીરાની વીંટી ભેટ!

આખી એમની જ્ઞાતિ કોમમા રૂપાની થાળીની લહાણી. જમાઈને રૂપિયા એક લાખ રોકડા!

પણ આવી જાહોજલાલી, અને તે પણ ૧૯૦૪માં, કોઈ ને પણ ખૂચે! અગ્રેજોએ તેમની રશિયન ગલ્ફ અને કોલસાઓની 'પર્લ ફિશરીઝ' તોડાવી નાખી અગ્રેજોને એના સર્વ હક્ક સોંપી દીધા! આ કરોડપતિઓ પલક વારમાં માત્ર દલાલ જ રહી ગયા અને તે દલાલી પણ આખરે તો તેમની પાસેથી છીનવી લેવામાં આવી!



ગરીબમાથી ગરીબ જ રહેવું, તવંગરમાંથી તવંગર જ હોવું એ સમજી શકાય છે, પણ તદ્દન ગરીબ હોય અને પછી તે કરોડપતિ થાય તેના મનમા શી લાગણી થતી હશે?

મને આવી કોઈ વ્યક્તિ મળી નથી; નહિ તો હું તેને જ પૂછીને આ બાબત સમજી લેત.

મફતલાલ ગગલભાઈ એક વખત કાપડની ફેરી અમદાવાદમાં કરતા હતા. તેમની સાદાઈ વિશે મને એક ગૃહસ્થે એક વેળા વાત કહેલી:

વાત કહેનાર એક સૉલિસિટરને ત્યાં મેનેજિંગ કલાર્ક. ગોકુ મફતલાલને ત્યાં અમદાવાદમાં લગન. આમને પણ કંકોત્રી આવેલી

અને મોએ આગ્રહ પણ કરેલો. આથી આ મારા મિત્ર તેમને ત્યાં ગયા. મફતલાલ શેઠ તકિયે અઢેલીને બેઠા હતા તે આમને જોઈને ઊભા થઈ ગયા અને એમને તકિયે બેસાડી પોતે સામા બેઠા!

મારા મિત્રે બહુ કહ્યું કે શેઠજી, આ ઠીક નથી લાગતું. પણ શેઠે સાંભળ્યું નહિ અને હસીને કહ્યું, ' ભાઈ, એક વખત આ જ. શહેરમાં હું કાપડની ફેરી ફરતો હતો. તે કાપડની ગાંસડીનાં પડેલાં આંટણ હજી મારા ખભા પર છે, સમજ્યા? એટલે મને આમ બેસવામાં વસમું લાગતું નથી. અને આજે તો તમે મારા મહેમાન છો એ તમે કેમ ભૂલી જાઓ છો?'

મફતલાલ શેઠને માટે અનેક વાતો કહેવાય છે જે એમની વ્યાપારી કુશળતા બતાવી આપે છે. એક વાત અહીં કહું:

એક મોટી પેઢી. એ પેઢીને ત્યાં અનેક મિલો. એક વાર મફતલાલ શેઠ – તે વખતે અજાણ્યા જ હતા – તે પેઢીની ઑફિસમાં ગયા અને જઈને મૅનેજરને તેમણે કહ્યું: ' તમે મને તમારી મિલના એક ડિરેક્ટર બનાવો તેવી મારી ઇચ્છા છે.'

પેલો મૅનેજર તો સડક જ થઈ ગયો. આ અજાણ્યા ગૃહસ્થ આવીને કહે છે કે પોતાને ડિરેક્ટર થવું છે! મૅનેજરે તેમને કહ્યું કે એમ થવું અસંભવિત છે. મફતલાલ શેઠે કાંઈ પણ કહ્યા વગર પોતાની ઑફિસમા જઈને પેલા મૅનેજરને કાગળ લખી મોકલ્યો કે એક માસમા પોતાને ડિરેક્ટર નહિ નીમવામાં આવે તો પોતે મિલની એજન્સી લઈ લેશે!

આ ધડાકો થતાં જ આ પેઢીમાં દોડાદોડ થઈ રહી. ત્યાં ખબર પડી કે મિલના બહુમતીના શેરો મફતલાલ શેઠે લઈ લીધા છે એટલું જ નહિ પણ તેમના નામ પર પણ એ શેરો ચઢી ચૂક્યા છે!

પેઢીના માલિકે પોતાના બીજા ડિરેક્ટરોને, સોલિસિટરોને વગેરેને તતડાવ્યા કે આ પ્રમાણે એક માણસ પોતાની મિલ હાથ કરી લે છે ત્યાં સુધી ઑફિસમાં કોઈને તેની ખબર સુધ્ધાં પડતી નથી!

પણ પછી થાય શું? મફતલાલ શેઠ ડિરેક્ટર પણ થયા અને કાળક્રમે તે મિલની મેનેજિંગ એજન્સી પણ તેમને હાથ ગઈ!



ફોર્ડ કંપનીનો અસલ માલિક ફોર્ડ, એન્ડ્રુ કારનેગી, રોકફેલર વગેરેના દાખલા પણ આવા જ છે. અરે! ખુદ એડિસન જેવો વૈજ્ઞાનિક અને ફોનોગ્રાફ વગેરેનો શોધક પણ તદ્દન મુફલિસ, છાપાં વેચનાર ફેરિયો હતો. આપણા દેશમાં પણ આવા છેક ગરીબાઈમાંથી અબજોપતિ થનાર નીકળે છે તો ખરા. ફેર એટલો કે અમેરિકામાં અને યુરોપમાં આ પ્રમાણે પૈસાદાર થનારની જીવનકથાઓ લખાય છે ત્યારે આપણે ત્યાંની આવી સાહસિક અને ઉદ્યમી વ્યક્તિઓની જીવનકથા કોઈ લખતું નથી. કોઈ કોઈ લખે છે તો તેમને આવી જીવનકથા કેવી રીતે લખાવી જોઈએ તેનું જ જ્ઞાન હોતું નથી એટલે પરિણામે તદ્દન કચરા જેવાં પુસ્તકો બહાર પડે છે.

ભવિષ્યમાં આથી કાંઈ વધારે સારું પરિણામ આવે એવી આશા રાખીએ.



શનિવારનો દિવસ. સિંધિયા કંપનીમાંથી છૂટીને, ચર્ચગેટ સ્ટ્રીટને વીંધીને હું જતો હતો હાલમાં જ્યાં સુશીલા આશરનો 'સુંદર ડિપાર્ટમેન્ટલ સ્ટોર્સ' છે ત્યાં જ 'ધ સ્વદેશી' નામે એક સ્ટોર હતો. ગાંધીજીની ચળવળના આરંભના દિવસો હતા. એફ. ઈ. દિનશાહે જેટલી ખોટ આવે તેટલી પૂરી પાડવાની બાંહ્યધરી આપી હતી.

હું તે સ્ટોર્સને પગથિયે ચડયો. ત્રણેક પગથિયાં ચડ્યો ત્યાં જ મેં મારી ભૂલ જોઈ. પણ પીછેહઠ કરવાનો સમય રહ્યો નહિ એટલે

હું હિંમતથી આગળ વધ્યો. સ્ટોર્સમાં છસાત હિન્દુ, ખોજા, પારસી અત્યંત સુંદર યુવતીઓ — આ બધી યુવતીઓ સેલ્સ વિમેન તરીકે માનાર્હ સેવા અર્પી રહી હતી —ની વચમાં અમારા જૂના ગોઠિયા શ્રી નૈષધરાયજી ઊભેલા.

નૈષધરાયજી મુંબઈના પ્રથમ વર્ગના ઓડિટરોમાંના એક ખાનદાન, ઉદાર, આનંદી અને સ્નેહથી ભર્યાભર્યા. એ પોતે, એમના ભાઈ પરીક્ષિત અને નાના ભાઈ દિલીપનું સુરતમાં બાપનું ઘર અને મારું મોસાળ અડોઅડ. નાનપણમાં અમે સાથે રમેલા. પણ નૈષધરાયજીમાં સુરતી મશ્કરી કરવાની કલા સોળે પાખડીથી ખીલી નીકળેલી!

મને જોયો ને એમણે ત્રાડ પાડી, 'અલ્યા ધનસુખ, સીધા ઘેર જવાને બદલે અહીં સવારી શા માટે આવી?'

મેં મૌન જ સેવ્યું હોત તો સારું થાત, પણ મેં હસીને જવાબ આપ્યો: 'જરા ખરીદી કરવા સ્તો.'

તરત મશીનગનમાથી ગોળી છૂટે તેમ રાવજીસાહેબે કહ્યું : 'ભાઈ, ગજવામાં રૂપિયા એકનું પરચૂરણ છે ખરું કે? તારા ભાઈ જયસુખલાલ કેવા અને તું આવો?' પછી પેલી યુવતીઓના વૃન્દ તરફ ફરીને એમણે કહ્યું : 'તો, આપો આ શેઠિયાને એકાદ બેત્રણ આનાનો રૂમાલ! ભાઈ, ખરીદી કરવા આવ્યા છે! એમ કહેતાં શું થાય છે કે આ સુંદર યુવતીઓને જોવા પધાર્યા છો!'

મેં વળી હિમ્મત કરીને કહ્યું : 'તો રાવજીસાહેબ, આપ અહીં શું કરતા ઊભા છો?'

'પૂછ આ છોકરીઓને આ સેવક 'સલાહકારક સમિતિ'માં એક માનાર્હ સભ્ય છે. અમસ્થો ઊભો નથી, સમજ્યો કે? પણ આવ્યો છે તો લાવ હું તારી ઓળખાણ કરાવું.'

મેં ના પાડી છતાં મને મોટા લેખક તરીકે તેમણે બધી પોટ્રીઓની સાથે મારો પરિચય કરાવ્યો. દરેક પોટ્રીએ મારી સાથે હસ્તધૂનન કર્યું અને મેં રુખસદ લીધી.

'આ સ્ટોર્સ જોવા જેવો છે અને એકાદ શનિવારે તું જરૂર જઈને જોઈ આવજે' એવી આગ્રહભરી સલાહ આપનાર તે પ્રખર સાક્ષર અને મારા વડીલ મિત્ર શ્રી નરસિંહરાવ દીવેટિયા!



આપણા પર દોઢસો-બસો વર્ષ અંગ્રેજોએ રાજ્ય કર્યું તેને પરિણામે આપણે અનેક બાબતમાં તેમના ગુલામ થઈ ગયા છીએ. ૧૯૪૭માં આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરી. રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરી પણ ઘણી બાબતોમા હજી આપણે એમને જ અનુસરીએ છીએ એમા કશો શક નથી.

લલિતકળા લો: શિલ્પ, ચિત્ર, સાહિત્ય વગેરેમાં યુરોપમાં જે ફેશન પડે છે તે ફેશન ધીમે ધીમે અહીં આવી પહોંચે છે. સાહિત્ય-ચિત્ર-શિલ્પમા ત્યા 'એબસ્ટ્રેક્ટ' કલાએ પ્રવેશ કર્યો તો આપણા કલાકારો પણ તે જ માર્ગે વળ્યા એ હકીકત નક્કર હકીકત છે.

જાણીતી ચિત્રકાર અમૃત શેરગીલને યુરોપમાં પ્રસિદ્ધિ વરી પછી જ આપણે એને બિરદાવેલી. કાવ્ય અને નવલિકા એ બે કલાસ્વરૂપોમાં હમણા ત્યા 'એબસ્ટ્રેક્ટ' કળા ગૂંથવામાં આવે છે તેમ આપણે ત્યાં પણ એવા પ્રયોગો શરૂ થઈ ગયા છે એટલું જ નહિ પણ આજે કેટલાવ વર્ષો થયા અમુક એક સાહિત્યકૃતિના વખાણ યુરોપમાં થાય એટલે આપણે પણ એને વખાણવી જ રહી. થોડાં વર્ષ પછી ત્યાં વિચાર બદલાય કે તરત આપણે પણ આપણા વિચાર બદલવાના જ રહ્યા!

માત્ર એક દાખલો આપુ: મેક્સિમ ગોરકીએ 'મધર' નામની નવલકથા લખી. યુરોપમાં થોડાંક છાપાં તેના પર ઓવરાઈ પોવરાઈ ગયાં. ઝવેરચંદ મેઘાણીએ 'જન્મભૂમિ'ના 'કલમ-કિતાબ'માં એને, સાતમે આસમાને ચડાવી. તે જ વખતે મારે મેઘાણી જોડે આ બાબતમાં વાત થઈ હતી પણ એ પોતાના વખાણમાં દૃઢ રહ્યા.

ગોરકી મૃત્યુ પામ્યો અને કેટલાંક આગેવાન પત્રો અને વિવેચકોએ એની બધી કૃતિઓનું અવલોકન કરતાં લખ્યું કે 'મધર' એની નબળી કૃતિ હતી! તરત મેઘાણીએ 'કલમ–કિતાબ'માં એનો પડઘો પાડ્યો. મેઘાણીભાઈ અત્યંત પ્રામાણિક હતા એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય પણ એમનું માનસ પશ્ચિમના પડઘા ઝીલવા જ ટેવાયેલ હતું એટલે એમણે આમ કર્યું.

'ઝિવાગો'ની નવલને 'નોબેલ' ઇનામ મળ્યું કે એ પુસ્તકની રોકડો નકલો આપણે ત્યાં ખપી ગઈ જેમણે વાંચી તેમણે 'વાહવાહ, ખૂબ કરી!'ના ઉદ્‌ગારોથી એને વધાવી લીધી. ખરેખર એ 'ઝિવાગો' એટલી સરસ નવલ છે ખરી? હમણાં 'લોલિતા'નો જ દાખલો લો. વાંચતાં વાંચતાં મને તવનેજા પાણી આવ્યું. પણ પશ્ચિમે એને ઊંચકી એટલે આપણે પણ એને ઊંચકવાની જ રહી.

'લેડી ચેટરલીઝ લવર' આજ વર્ષોથી યુવકો અને ખાસ કરીને યુરોપ જઈ આવેલા અને પૅરિસથી 'અનએક્સ્પ્રિજડ' આવૃત્તિ લઈ આવનારાઓએ તે વાંચી અને ગલગલિયાં માણ્યાં. પણ જે ક્ષણે ત્યાં –પશ્ચિમમાં એને કાયદેસર 'નિર્દોષ' ઠેરવવાની – કલાકૃતિ તરીકે ઠસાવી પાડવાની ઝુંબેશ ચાલી કે આપણે ત્યાં જોઈ લો મજા. સોમાંથી નેવું સાહિત્યકારો એને 'નિર્દોષ' ઠેરવવામાં મચી પડ્યા. લૉરેન્સ લગભગ નપુંસક હતો અને તેની પ્રક્રિયામાં તેણે આવું લખી નાખ્યું એવું ત્યાંના એકાદ બે વિવેચકોએ ભાર મૂકીને કહ્યું તે પણ આપણા પશ્ચિમના 'લાઉડસ્પીકર' સાહિત્યકારોએ માન્ય રાખ્યું નહિ!

આ વર્ગને મારી ભલામણ છે કે એડિથ સીટવેલે લખેલ પોતાની આત્મકથામાં આ પુસ્તક વિશે જે લખ્યું છે તે વાંચી જવું. એણે સાફ સાફ લખ્યું છે કે 'કોઈ પણ 'ગેમકીપર' આવી ખુલ્લી ભાષા વાપરતો મેં સાંભળ્યો નથી. એમાનું લખાણ બીભત્સ છે એટલું જ નહિ પણ સાથે ગંદું છે!'

મારા નમ્ર મતાનુસાર તો વર્ષો પહેલાં 'ગુજરાતી 'ની ભેટ તરીકે અપાયેલ 'હમીર હઠ યાને રણથંભોરનો કિલ્લો ' 'લેડી ચેટરલી ' કરતા વધારે કલાયુક્ત છે. પણ પશ્ચિમનાં ચશ્માંએ જોવાની ટેવ પડી ગયેલી હોય તેમને આ વાત ગળે નહિ ઊતરે.



વચમાં 'ડેથ ઓફ એ સેલ્સમેન' અને 'ધ સ્ટ્રીટકાર કૉલ્ડ ડિઝાયર ' એ બે નાટકોએ અમેરિકામાં તેમ જ અહીં બહુ ધ્યાન ખેંચ્યું હતું. આમાંનું બીજું નાટક જાતીય તત્ત્વથી ઊભરાતું હતું એટલે આપણા શિષ્ટ સાહિત્યકારોએ તેનાં વધારે વખાણ કરવા માંડ્યા હતાં મેં તો બન્ને વાંચ્યાં અને મને થયેલું કે 'સેલ્સમેન' ઉત્તમ પ્રકારનું નાટક છે જ્યારે પેલું ભલે 'ટેકનિક 'માં સરસ હોય છતા ગંદું છે — ગટર ઉલેચવાના યત્ન કરવા જેવું છે. પણ બજારમાં આપણા ભાવ કેટલા ? એટલે આપણે એ બાબતમાં મૌન જ પાળ્યું હતું.

તે જ અરસામાં યુનાઈટેડ સ્ટેટ્સની એક યુનિવર્સિટી તરફથી એક બિનધંધાર્થી અભિનયકારોની ટુકડી આપણા દેશમાં આવી હતી અને તેમને અમારા ગુજરાતી નાટ્યમંડળે ચાહ પર બોલાવેલ. વાત કરતાં કરતાં મેં એમને સીધો જ સવાલ પુછેલો કે આ બે નાટકમાંથી તમે કયું પસંદ કરો છો ? જવાબમાં તેમણે કહ્યું કે 'સેલ્સમેન' અમારું પણ પ્રિય નાટક છે. 'સ્ટ્રીટકાર —'નું નામ દેતાં પણ અમને ઠીક નથી લાગતું !

પણ એ બિચારા પણ ખાનગીમાં જ આવો મત મને કહી શક્યાં હશે, કારણ કે 'ઉન્નતભ્રૂ ' કલાકારોની સામા થઈને કૈં કહેવું તે ભારે જોખમભરેલું કામ ગણાય.



કેટલીક વાર, પેલી અંગ્રેજી કહેવત છે ને કે કૂતરાને ખરાબ નામથી બોલાવો અને પછી 'ફાંસીએ લટકાવો ' તેની પેઠે અમુક સારા

માણસો નઠારા માણસોને લઈ ને ખરાબ જ ગણાઈ જાય છે. જૂના જમાનામાં જ્યારે 'ગ્રુ ટ્રેનો' ગ્રાન્ટરોડ ઊભી રહેતી ત્યારે કેટલાંક બિચારાં અજાણ્યાં માણસો સ્ટેશને ઊતરીને વિક્ટોરિયાવાળાને કહેતાં કે અમારે પનાલાલ ટેરેસીસ જવું છે. પેલો વિક્ટોરિયાવાળો રૂપિયો દોઢ રૂપિયો માગતો અને પછી આમતેમ ફેરવીને તેમને ગ્રાન્ટરોડથી પનાલાલ ટેરેસીસ લઈ જતો! મારા એક મિત્રે આ પ્રત્યક્ષ સાભળેલું અને પછી પોતે પનાલાલ ટેરેસીસના દરવાજા આગળ ઊભા રહ્યા. પેલો વિક્ટોરિયાવાળો આમતેમ ફેરવીને નવા ઉતારુને પનાલાલ ટેરેસીસ આગળ લઈ આવ્યો એટલે મારા મિત્રે તેમને હાથ પકડી ગ્રાન્ટરોડ સ્ટેશન બતાવી દીધું!

અલબત્ત, મારા પરગજુ મિત્રે વિક્ટોરિયાવાળાની સારી જેવી સુફિયાણી ગાળો ખાધી.

આ પ્રમાણે જ્યારે હું પહેલી વાર રેડિયો તરફથી દિલ્હી જવા નીકળ્યો ત્યારે અડધો ડઝન માણસોએ મને ચેતાવેલો કે ભાઈ દિલ્હીના ટેકસી-ડ્રાઈવરથી સંભાળજો, ભારે લુચ્ચા!

મારે તો બીજે જ દિવસે પરચો થયો હું રિંગરોડને નાકે રહેતો હતો. ત્યાંથી ગગનવિહારી મહેતાની પુત્રી નીલાંજલાને ઘેર રાતે જમવા ગયો અગિયાર વાગે મેં ટેકસી બોલાવી. એક સરદારજી ટેકસી લઈને આવ્યા. હું બેસવા જતો હતો ત્યાં એમણે પૂછ્યું, 'ક્યાં જવું છે?'

'રિંગ રોડ.'

'તમે અહીંના જાણીતા છો? તમારે ક્યાં ઊતરવાનું છે તે તમે જાણો છો?'

'ના જી, હું તો હજી ગઈ કાલે જ દિલ્હી પહેલી વાર આવું છું.' મેં કહ્યું.

'તો પછી મહેરબાની કરીને મને જવા દો.' પેલા સરદારજી બોલ્યા. 'રિંગરોડ' ખાસ્સો સાત માઈલ લાંબો છે. હું તમને રાતે

અગિયાર વાગે કયા લઈ જાઉં ? પછી તમે બૂમ મારશો કે દિલ્હીના ટેક્સીવાળા લુચ્ચા છે'

'પણ ત્યારે તમે શી સલાહ આપો છો ?' મે પૂછ્યુ

'તમે જ્યા રહો છો ત્યા કોઈને ત્યા ફોન હોય તો એમને બોલાવીને પૂછો કે ટેક્સીવાળાને મારે સરનામુ આપવુ છે તો શુ આપું ?'

મે આ પ્રમાણે કર્યુ જવાબ મે સરદારજીને કહ્યો અને તેમણે હસીને કહ્યુ, 'હવે ખુશીથી બેસો હુ તમારા ઘરને આગણે તમને ઉતારી દઈશ'

આ પ્રમાણે પહેલે જ ઝપાટે મને બહુ પ્રામાણિક ટેક્સી–ડ્રાઈવર મળી ગયો.



ટેક્સીવાળાની વાત નીકળી છે ત્યારે એક બીજો નાનો કિસ્સો કહી નાખુ

હુ પૂનેથી મુબઈ આવુ દાદર સ્ટેશન ઊતરીને મે સાતારૂઝ માટે એક ટેક્સી કરી તેમા ડ્રાઇવર ઉપરાત તેનો એક મિત્ર પણ હતો બને જુવાન અને આગલી બેઠક પર બેઠેલા

ધીમે ધીમે ટેક્સીની ગતિ વધવા માડી હુ તો મૂગો જ રહેલો વાદરાની ખાડી આવતા ટેક્સીની ગતિ અત્યત વધી ગઈ છતા મારા પેટનુ પાણી હાલ્યુ નહિ આખરે એક સરદારજીથી રહેવાયુ નહિ તેણે કહ્યુ, 'મુરબ્બી ! અમે આટલા જોરથી કાર હાકીએ છીએ છતા તમે તો કૈ બોલતા જ નથી ! એનુ કારણ શુ ?'

મે જવાબ આપ્યો 'એમા નવાઈ જેવુ શુ છે ! તમે બને જુવાન છો હુ તો બુઢ્ઢો છુ જો તમે બેએ–જુવાનોએ આપઘાત કરવા ધાર્યો હોય તો ખુશીથી કરો હુ તો મારી જિંદગી માણી ચૂક્યો છુ બાકી, તમારે કોઈ બીજુ 'એગેજમેટ' હશે એટલે જલદી હાકીને પેલુ 'એગેજમેટ' પકડી લેવુ છે'

બંને જણ ખૂબ હસ્યા અને બોલ્યા, 'આટલાં વર્ષથી ટેક્સી ચલાવીએ છીએ પણ તમારા જેવો માણસ અમને હજી સુધી મળ્યો ન હતો.'

★

ઘણાં ઘણાં વર્ષ પહેલાં એક દક્ષણી યુવતી—તે વેળા તો એ પણ ઘણી નાની અને હું પણ ઘણો નાનો—જોડે મારે પરિચય હતો. વર્ષો વહી ગયા, યુવતી પરણી ગઈ, તેને બે સંતાન થયાં અને પછી વિધવા થઈ. અમે આમ મળતા ઓછું પણ મળીએ ત્યારે સગાં ભાઈ–બહેન પણ જેવી રીતે નહિ વર્તે તેવી રીતે અમે વર્તતાં.

એક વાર આ યુવતીએ કોઈ બહેનપણીને મારા દેખતાં કહેલું: 'મને કૈં સમજાતું નથી, પણ જ્યારે જ્યારે હું ધનસુખભાઈ જોડે ગપ્પાં મારવા બેસું છું ત્યારે ત્યારે મને એમ જ લાગે છે કે હું મારી કોઈ અત્યંત પ્રિય બહેનપણી જોડે વાત કરી રહી છું. બીજા કોઈ પણ પુરુષ જોડે હું આમ વર્તી શકતી નથી!'

આ તેના કથનને હું મારી પ્રશંસા માની લઉં છું. કેટલાકના મતે મારે આ ઉદ્‌ગારોથી ગુસ્સે થવું જોઈએ. મને તો લાગે છે કે આ શબ્દો મારી પ્રશંસાના જ હતા અને એ ઉદ્દેશથી જ એણે વાપરેલા. તમે શું ધારો છો'

★

હું ઘણી વાર કહી ચૂક્યો છું કે મારો ભાઈ જયસુખલાલ તો કોઈ અજબ આદમી હતો. મે તરતની મારી જિંદગીની પહેલી નોકરી – રેલવેની નોકરી લીધેલી. એકદમ અંગ્રેજ લેબાસમાં હું ફરતો હતો. તે વખતે દિવાળી આવી અને મોટાભાઈએ કહ્યું, 'અલ્યા ધનુ! તું હવે સિગરેટ પીવા માંડ.'

'અરે ના રે ભાઈ, મને ફેર ચડે તો!'

'તો આપણી પાસે લવંગનો ભુક્કો છે. જરા મોંમાં નાખશે કે ફેરબેર ખલાસ.'

આમ કહી, તે વખતે પ્રથમ કક્ષાની ગણાતી '૫૫૫'ની સ્ટેટ એક્સ્પ્રેસ સિગરેટની એક પતરાની ડબી મને તેમણે ભેટ આપી. આ દસ સિગરેટની પતરાની ડબીની કિંમત હતી ચાર આના—હમણાંના પચીસ નવા પૈસા.

તે દિવસે રાતે, વાળુ કર્યા પછી, મેં એક સિગરેટ સળગાવી દમ માર્યા એટલે ફેર ચડયા અને ભાઈએ મને પેલો લવંગનો ભુક્કો આપી દીધો. આ દૃશ્ય જોઈ મારાં ભાભી બહુ ચીડવાયેલાં કે ભાઈ જેવો ભાઈ થઈને ભાઈને બીડી પીતાં શીખવે છે! પણ જવાબમાં ભાઈ મીઠું હસ્યા અને બોલ્યા, 'તમને ખબર નથી. નાનાં જેવાં એકાદ બે નિર્દોષ વ્યસન તો માણસે અખત્યાર કરવાં જ જોઈએ. તો જ એ મોટાં વ્યસનોથી દૂર રહે!'

આ જ પ્રમાણે તેમના કહેવાથી મેં સિગાર પીધેલી, પાઈપ પીધેલી અને હુક્કો પણ પીધેલો. મારી ટેવ પ્રમાણે મેં આરપાંચ પાઈપ એકઠી કરેલી. પણ આમાંથી કોઈની પણ હું ટેવ પાડી શક્યો નહિ. મને તો માત્ર સિગરેટ જ ફાવતી.

ભાઈ સિમલા ગયેલા ત્યારે હુક્કો પીતા. હું એક વાર મહિનો સિમલા એમને ત્યાં ગયેલો અને રોજ ભાઈ ઑફિસે જાય પછી હુક્કો ગગડાવતો.

એક વાર અમારો નરમ ગડાકુ થઈ રહ્યો એટલે મેં ત્યાંના નોકરને કહ્યું, 'ભાઈ આજનો દિવસ હું તારા ગડાકુથી આ હુક્કો ભરી આપ ને.'

પેલાએ બહુ ના પાડી કે 'જનાબ, અમારો ગડાકુ તમારાથી નહિ જીરવાય!' પણ મેં હઠ લીધી. એણે ભરી આપ્યો. અને મેં પીવા માંડ્યો.

થોડોક પીધો કે હું જમીન પર ગબડી ગયો. આ વાત સવારનો બાર વાગે બનેલી. સાંજે ભાઈ આવ્યા ત્યારે મેં મારી હાલત તેમને સમજાવી. એમણે હસીને કૈંક હોમિયોપેથીની દવા આપી.

અતીત ઉલેચું છું.

બે – ત્રણ ઊલટી થઈ. રાતના જમાયું નહિ. અને આ ફેર બીજે દિવસે બપોરે બાર વાગે ઊતર્યા !

આમા પણ મોટાભાઈ હસેલા અને ભાભી ગુસ્સે થયેલા.

ઘણા વર્ષ પછી, અહી મર્ઝબાન પાસેથી 'ચાર મિનાર' લઈને મે ત્રણેક દમ મારેલા ને પરિણામે મને ઝોખો આવી ગયેલો.

કોણ જાણે શાથી પણ કોઈ પણ બાબતમા હુ 'Roue' નહિ થઈ શકેલો, અને મને એનો સતાપ રહી ગયો છે।



આપણે ત્યા, ઘણા માનવીઓ — સ્ત્રી અને પુરુષ — અકાળે પોતાને વૃદ્ધ માની લે છે. એમા ભૂલેચૂકે પણ દાદા કે દાદી થઈ ગયાં તો તો ખેલ ખલાસ! મોત જાણે સામુ આવીને ઊભુ હોય તેવી જ વાતો — તદ્દન નિરાશાવાદી વાતો — તેમના મુખમાથી નીકળ્યા કરે છે આના અનેક કારણો હશે પણ તેમા મુખ્ય, મને લાગે છે તે પ્રમાણે, એમને લોબી નહિ હોય તે લાગે છે.

એક દાખલો મને સાભરે છે :

એક ઓફિસમા એક વ્યક્તિના વાળ ધોળા થઈ ગયેલા, પુષ્કળ પાન — તબાકુવાળું પાન ખાવાથી દાત પણ સડી ગયેલા. આ ઉપરાત તે દાદા થયેલા — ખરો શબ્દ વાપરીએ તો 'નાના' થયેલા એટલે તો પછી પૂછવુ જ શુ! જ્યારેત્યારે મોતની જ વાત અને બીજાઓને ધર્મ તરફ — એટલે કે પૂજા, અપવાસ વગેરે — દોરવવા માટે ઉપદેશ આપ્યા કરે. મને પણ એવી સલાહ મળી ગયેલી અને 'લુગડા-લત્તા તરફ હવે ધ્યાન જરા ઓછુ દોડાવો અને ભગવાનના નામનું રટણ કરો' એવા ઉપદેશ વારેઘડીએ મળતા. મે એમનું વય હોઈને પૂછ્યુ તો જણાયુ કે એમની ઉમ્મર માત્ર ૩૩ વર્ષની હતી. તે વખતે મને ૩૫મુ વર્ષ ચાલતુ હતું એટલે એક વખત પેલા પોતાની જાતને વૃદ્ધ માની બેઠેલ માણસે તંબાકુવાળું પાન મોમાં મૂક્યુ એટલે તરત મે ધારો પાડ્યો, 'ભાઈલા, હજી જવાન છો અને આવા વ્હ સારા નહિ હો!'

બસ, થઈ રહ્યું. પેલા ભાઈ તો બહુ તપી ગયા અને મારા જેવો જુવાનિયો આમ એક વૃદ્ધનું અપમાન કરે જ કેમ ? એમ એમને થઈ ગયું. બધા હસવા માંડ્યા. વાત વધી અને પેલા ભાઈ તો લાગલા શેઠ પાસે પહોંચી ગયા અને મેં એમનું અપમાન કર્યું છે એમ એમણે રાવ ખાધી.

શેઠ મને સારી રીતે ઓળખે એટલે મને તરત બોલાવ્યો. મેં બધી વાત કરી અને પછી કહ્યું કે આ ભાઈ પોતાનાથી સહેજ પણ નાના હોય છે એમને ઉપદેશ આપ્યા કરે છે એટલું જ નહિ પણ એમના કરતાં મોટા હોય છે તેમને પણ તેમના વરણાગિવાપણા માટે ઠપકો આપે છે.

પેલાએ તત્ન ઉશ્કેરાઈને કહ્યું : 'નહિ, જૂઠી વાત. હું મારા કરતાં મોટી ઉંમરના – મારા વડીલને હું કાંઈ પણ કહેતો નથી. હું કહી શકું જ શી રીતે ?'

તરત મેં જવાબ વાળ્યો, 'શેઠસાહેબ, હું ૩૫ વર્ષનો છું એ આપ જાણો છો. આ ભાઈ ૩૩ વર્ષના છે. છતાં મને જ્યારેત્યારે મારા માની લીધેલ અવગુણ માટે તતડાવે છે!'

શેઠ વસ્તુસ્થિતિ સમજી ગયા અને ખૂબ હસ્યા અને પછી પેલાને કહ્યું કે 'ભાઈ, આ ભાઈ તમારા કરતાં સાચે જ બેત્રણ વર્ષે મોટા છે માટે હવેથી એમને ઉપદેશ આપવો બંધ કરો.' અને પછી મારા તરફ ફરીને મને કહ્યું, 'અને ધનસુખલાલ, તમે પણ તમારાથી બે જ વર્ષે નાનાઓને હવેથી ઉપદેશ નહિ આપતા.'

ઓફિસમાં થોડા દિવસ આ જ વાત ચાલી અને એમાંથી ઘણા જણે પુષ્કળ આનંદ મેળવ્યો.



એક બીજો દાખલો :

હું તે વખતે પચાસેક વર્ષનો હોઈશ. જુહુને કિનારે બેસીને હું - ત્રણ નાનાં છોકરાંઓ સાથે રેતીનો કિલ્લો બનાવતો હતો.

એમ કરવામાં સરળતા પડે એટલા માટે ઘેરથી બેત્રણ સાદાં ઓજાર પણ લઈ ગયેલો. તે વખતે જુહુ પર હમણાંના જેટલી ભીડ પણ નહિ. હું આ કાર્યમાં ઓતપ્રોત થઈ ગયેલો. એટનામાં એક મારી જ ઉંમરના અને મારી જ ન્યાતના ગૃહસ્થ – જે સુરતમાં માસ્તર હતા – ત્યાં આવી પહોંચ્યા. તેમણે મને કિલ્લો બનાવતાં જોયેલો નહિ એટલે તેમણે તો મને ધાંટો પાડચો, 'અરે ધનુભાઈ, ચાલો, જરા ફરી આવીએ.'

મેં નીચું જોઈ ને જ ઉત્તર આપ્યો: 'સૉરી, પણ હું આ કામ પૂરું કર્યા વગર ઊઠી શકું નહિ.'

એ પરથી એમની નજર હું શું કરતો હતો તેના ઉપર ગઈ અને માસ્તરસાહેબનો મિજાજ ગયો. તે બોલ્યા, 'પચાસ પૂરાંનો થયો છતાં હજી તારી નાદાનિયત ગઈ નહિ. આ કામ તે તારું કહેવાય? ઊઠ, ઘણે વખતે મળ્યા છીએ તો વાતો કરીએ.'

મેં ઉશ્કેરાયા વગર જવાબ આપ્યો, 'નહિ જી, વાતો કરવી હોય તો અહીં બેસો ને. પણ આટલો સરસ કિલ્લો હવે અધૂરો નહિ મુકાય. અને માફ કરજો, પણ પચાસ વર્ષ એ બહુ નહિ કહેવાય.'

પેલા માસ્તરસાહેબ બબડતા ફફડતા ચાલ્યા ગયા.



વૃદ્ધાવસ્થા એ મનની માન્યતા છે. વિન્સ્ટન ચર્ચિલ, બરનાર્ડ શૉ વગેરે જેવા તો અનેકના દાખલા આપી શકાય જે નેવું-નેવું વર્ષે મૃત્યુ પામ્યા છતાં વૃદ્ધ થયા જ ન હતા. હમણાં જ મેં 'લાઈફ'માં મિસિસ પોસ્ટ નામે અબજપતિ – કે પછી અબજપત્ની? – ની દિનચર્યા વિશે લેખ વાંચેલો. તે પરથી આપણને એમ જ લાગે કે એ બાઈ પોતાને વૃદ્ધા કહેવા હરગિઝ તૈયાર નથી.

હમણાં હમણાં તો ઠીક છે બાકી પચાસ – સાઠ વર્ષ પહેલાં તો માણસ પચાસની નજદીક આવે કે મોતની જ વાત કરવા માંડે અને પચાસ – પંચાવન વર્ષે મરનારની પાછળ આનન્દથી ન્યાતો જમાડાતી અને કહેવાતું કે ચાલો, વૃદ્ધાવસ્થામાં સુખી થઈ ગયા

હવે તો પચાસ વર્ષ પૂરાં થાય ત્યારે તો જિંદગીની શરૂઆત ગણાય છે.

અમારા એક વડીલ મિત્ર લગભગ ચોસઠ – પાંસઠ વર્ષના હતા અને મુંબઈમાં જ વર્ષોથી રહેતા. તેમને તે વખતે તેમનાં પત્નીએ કહ્યું કે 'હવે ચાલો, આપણે આપણા વતન સુરતમાં જઈને રહીએ, અને પ્રભુભજન કરીએ.'

આ ભાઈ તો હેબક જ ખાઈ ગયા. તેમણે જવાબ વાળ્યો, 'તમારે સુરત જઈને પ્રભુભજન કરવું હોય તો ખુશીથી કરો. મારી ના નથી. હું ઘરડો થયો છું એ વાત માનવાને તૈયાર નથી અને પ્રભુભજન કરવાની જ્યારે પણ વૃત્તિ થશે ત્યારે મુંબઈમાં જ કરીશ. જો કે મેં કાંઈ એવાં પાપ આ જિંદગીમાં કર્યાં નથી કે મારે પ્રભુનાં ભજન કરવાં પડે. સુરત આવીને પેલા બીજા અરધો ડઝન ઘરડાઓ મંદિરને ઓટલે સાંજે બેઠા હોય અને તરેહતરેહની કૂથલી કરતા હોય તેમની સાથે હું બેસું ? નહિ, મારાથી એ નહિ બને !'

તે પછી ત્રણેક વર્ષે એ સુરત વતનમાં ગયા નહિ પણ પાછળથી પત્નીના દુરાગ્રહથી સુરત ગયા અને છ-એક માસમાં ગુજરી ગયા! પણ છેક સુધી એ પોતે વૃદ્ધ હતા એમ એમણે કબૂલ્યું નહિ.

★

અત્યારે 'અતીત' ઉલેચવા બેઠો છું ત્યારે વર્ષો પહેલાંનાં સ્મરણો પુનઃ ચક્ષુ સમીપ, હિમનાં દૃશ્યોની પેઠે આવે છે અને ચીરમી જાય છે. ઓહોહો ! કેટલાંય વર્ષો વહી ગયાં કે પછી યુગો વહી ગયા ? આકાશમાં વિહરતો હું કોઈક જુદી જ દુનિયામાં વિચરતો હતો. તે વખતે, એક યુવતી મળી. ઘણીય યુવતીઓનો હું મિત્ર હતો. કાંઈ કેટલી યુવતીઓ મારી સ્નેહી હતી. એમ આ યુવતી સાથે પણ મેં સ્નેહ બાંધ્યો – મૈત્રી સાંધી.

આમ વર્ષ, દોઢ વર્ષ થયું હશે. સામાન્ય રીતે બધાંય મારાં મિત્રો અને સ્નેહીઓ 'પંખીના મેળા' પેઠે મને મળતાં અને પછી

ભવાટવિમાં ભળી જઈ મારી દુનિયામાંથી અદૃશ્ય થઈ જતાં. આમ સહજ બનતું અને એ બધાંય, જ્યારે જ્યારે સાંભરે ત્યારે, મને ઊંડો પણ મીઠો ખેદ થતો અને થાય છે.

તે સમય સુધી હું સ્નેહી હતો — પ્રેમી ન હતો. સાહિત્ય તો ઘણુંય વાંચ્યું હતું, પ્રેમી યુગલોનો પ્રેમ પુસ્તકોનાં પાનાંમાં પિછાણ્યો પણ હતો, પણ જીવનમાં એ ઊતર્યો ન હતો. એના અનુભવ વિના હું કાંઈક ઊણપ ધરાવું છું, હું અધૂરો છું એમ પણ હું માનતો ન હતો. શાંત સરોવર પેઠે મારું જીવન શાંતિથી ભર્યું ભર્યું હતું.

ત્યાં એક યુવતી મારા જીવનમાં દાખલ થઈ, જેમ બીજી અનેક આવી હતી તેમ એ પણ આવી. અમારી વચ્ચે મૈત્રી બંધાઈ, અમે સ્નેહીઓ પણ થયાં. પણ સહસા — ભાનુભાઈએ એક સ્થળે લખ્યું હતું તે પ્રમાણે:

> 'તને હૃદય આંગણે
> નિરખી દૂરથી આવતી,
> અસાવધ રહ્યો હું,
> ના હૃદયદ્વાર બન્ધ કર્યાં;
> પ્રવેશ કયમ તેં કર્યો ?
> કઈ દિશેથી આવી, મળ્યો,
> કયહીંથી અધિકાર,
> પ્રશ્ન નવ એક પૂછી શકયો,
> અશબ્દ ઉરમાં પ્રવેશ
> તુજ હું નિહાળી રહ્યો.'

એક ક્ષણમાં મેં જાણ્યું કે હું સ્નેહીમાંથી પ્રેમી થયો છું. પેલી યુવતીએ પણ તે જ પરિવર્તન નિહાળ્યું. એ તો સ્ત્રીસુલભ સરળતાથી એ પ્રેમક્ષેત્રમાં પ્રવેશતાં ન તો સંકોચ પામી કે ન તો એણે કાંઈ ચિંતા અનુભવી. પણ હું–મેં–?

હવે તો પચાસ વર્ષ પૂરાં થાય ત્યારે તો જિંદગીની શરૂઆત ગણાય છે.

અમારા એક વડીલ મિત્ર લગભગ ચોસઠ – પાંસઠ વર્ષના હતા અને મુંબઈમાં જ વર્ષોથી રહેતા. તેમને તે વખતે તેમનાં પત્નીએ કહ્યું કે 'હવે ચાલો, આપણે આપણા વતન સુરતમાં જઈ ને રહીએ, અને પ્રભુભજન કરીએ.'

આ ભાઈ તો હેબક જ ખાઈ ગયા. તેમણે જવાબ વાળ્યો, 'તમારે સુરત જઈને પ્રભુભજન કરવું હોય તો ખુશીથી કરો. મારી ના નથી. હું ઘરડો થયો છું એ વાત માનવાને તૈયાર નથી અને પ્રભુભજન કરવાની જ્યારે પણ વૃત્તિ થશે ત્યારે મુંબઈમાં જ કરીશ. બીજું કે મેં કાંઈ એવાં પાપ આ જિંદગીમાં કર્યાં નથી કે મારે પ્રભુનાં ભજન કરવા પડે. સુરત આવીને પેલા બીજા અરધો ડઝન ઘરડાઓ મંદિરને ઓટલે સાંજે બેઠા હોય અને તરેહતરેહની કૂથલી કરતા હોય તેમની સાથે હું બેસું ? નહિ, મારાથી એ નહિ બને !'

તે પછી ત્રણેક વર્ષે એ સુરત વતનમાં ગયા નહિ પણ પાછળથી પત્નીના દુરાગ્રહથી સુરત ગયા અને છ-એક માસમાં ગુજરી ગયા! પણ ઠેઠ સુધી એ પોતે વૃદ્ધ હતા એમ એમણે કબૂલ્યું નહિ.



અત્યારે 'અતીત' ઉલેચવા બેઠો છું ત્યારે વર્ષો પહેલાંનાં સ્મરણો પુનઃ ચક્ષુ સમીપ, ફિલ્મનાં દૃશ્યોની પેઠે આવે છે અને વીરમી જાય છે. ઓહોહો ! કેટલાંય વર્ષો વહી ગયાં કે પછી યુગો વહી ગયા ? આકાશમાં વિહરતો હું કોઈક જુદી જ દુનિયામાં વિચરતો હતો. તે વખતે, એક યુવતી મળી ઘણીય યુવતીઓનો હું મિત્ર હતો. કાંઈ કેટલી યુવતીઓ મારી સ્નેહી હતી. એમ આ યુવતી સાથે પણ મેં સ્નેહ બાંધ્યો – મૈત્રી સાંધી.

આમ વર્ષ, દોઢ વર્ષ થયું હશે. સામાન્ય રીતે બધાંય મારાં મિત્રો અને સ્નેહીઓ 'પખીના મેળા' પેઠે મને મળતાં અને પછી

ભવાટવિમાં ભળી જઈ મારી દુનિયામાંથી અદશ્ય થઈ જતાં. આમ સહજ બનતું અને એ બધાંય, જ્યારે જ્યારે સાંભરે ત્યારે, મને ઊંડો પણ મીઠો ખેદ થતો અને થાય છે.

તે સમય સુધી હું સ્નેહી હતો – પ્રેમી ન હતો. સાહિત્ય તો ઘણુંય વાંચ્યું હતું, પ્રેમી યુગલોનો પ્રેમ પુસ્તકોનાં પાનાંમાં પિછાણ્યો પણ હતો, પણ જીવનમાં એ ઊતર્યો ન હતો. એના અનુભવ વિના હું કાંઈક ઊણપ ધરાવું છું, હું અધૂરો છું એમ પણ હું માનતો ન હતો. શાંત સરોવર પેઠે મારું જીવન શાંતિથી ભર્યુંભર્યું હતું.

ત્યાં એક યુવતી મારા જીવનમાં દાખલ થઈ, જેમ બીજી અનેક આવી હતી તેમ એ પણ આવી. અમારી વચ્ચે મૈત્રી બંધાઈ, અમે સ્નેહીઓ પણ થયાં. પણ સહસા — ભાનુભાઈએ એક સ્થળે લખ્યું હતું તે પ્રમાણે :

> 'તને હૃદય આંગણે
> નિરખી દૂરથી આવતી,
> અસાવધ રહ્યો હું,
> ના હૃદયદ્વાર બન્ધ કર્યાં;
> પ્રવેશ ક્યમ તેં કર્યો ?
> કઈ દિશેથી આવી, મળ્યો,
> કયહીંથી અધિકાર,
> પ્રશ્ન નવ એક પૂછી શક્યો,
> અશબ્દ ઉરમાં પ્રવેશ
> તુજ હું નિહાળી રહ્યો.'

એક ક્ષણમાં મેં જાણ્યું કે હું સ્નેહીમાંથી પ્રેમી થયો છું. પેલી યુવતીએ પણ તે જ પરિવર્તન નિહાળ્યું. એ તો સ્ત્રીસુલભ સરળતાથી એ પ્રેમક્ષેત્રમાં પ્રવેશતાં ન તો સંકોચ પામી કે ન તો એણે કાંઈ ચિંતા અનુભવી. પણ હું–મેં–?

મારું શાંત રીતે વહેતું જતું જીવન સહસા ડહોળાઈ ગયું. એક તરફથી મને, કદાપિ નહિ અનુભવેલ, સ્વર્ગીય આનંદ થયો. બીજી તરફથી મેં આ માર્ગમાં અનેક કંટક ભાળ્યા. અનેકાનેક વિઘ્નો નિહાળ્યા. ભયંકર ઉત્પાત આને પરિણામે થશે એમ મેં કલ્પ્યું–સાચી રીતે કલ્પ્યું. કારણ કે જો કે હું ગગનવિહારી હતો પણ મારા પગ નક્કર પૃથ્વીની સપાટી પર હતા.

વર્ષો પહેલાનો એ જમાનો. કોઈ જ્યોતિષ કે હસ્તરેખાશાસ્ત્રીની સહાય વિના પણ હું કલ્પી શકેલો કે હું કદાપિ ધનિક થઈ શકવાનો નથી. મારી પ્રિયતમા જેવી સાહિત્યપ્રવૃત્તિ તજી દઈને હું દ્રવ્યની ગોઠવમાં ડૂબી જાઉં તો જ હું પૈસાદાર બની શકું; પણ એમ કરવાની મારામાં તાકાત પણ નહોતી કે ઇચ્છા પણ ન હતી. અને પ્રેમ તો અતિ ભારે મૂલ્ય માગે છે આપણી પાસે.

યુવતી ધનિકની પુત્રી. હું સામાન્ય વ્યક્તિ. ધનિકને ત્યાં ઉછરેલી એને હું કેવી રીતે સ્વીકારી શકું? ધનિકનું જીવન હું એને કયાથી અર્પી શકું? અને જેને મેં મારો પ્રેમ અર્પ્યો, મારું સર્વસ્વ–મારું હૈયું અર્પી દીધું–ભલે તે સહસા જ બની ગયું–તેને હું મારા જેવું સામાન્ય વર્ગના માનવીના જીવન જેવું જીવન જીવવા કહું?

સાચા પ્રેમીઓ પ્રેમયજ્ઞમાં ફના થઈ જાય છે અને સામી પ્રેયસીને ફના કરી દે છે. એ શિરી–ફરહાદ, એ શેણી—વિજાણંદ, એ જુલિયટ—રોમિયો આ બધાય પ્રેમની પુણ્ય જ્વાલામાં આહુતિ તરીકે અર્પાઈ ગયાં. ભલે આ કથા વાંચી પ્રેમના પૂજારીઓ મને ધિક્કારે પણ હું એ ફરહાદ નહિ, એ વિજાણંદ નહિ, એ રોમિયો નહિ.

જેની સાથે મેં આ દિવ્ય પ્રેમ અનુભવ્યો એને હું જ દુઃખના સાગરમાં ડુબાડી દઉં એ મારાથી બને તેમ ન હતું, મેં એને ભારે હૈયે–છતાં જાણે મને તો કશું લાગતું જ નથી એ પ્રમાણે બધી વાત કરી.

એણે તો કહ્યું: 'આપણે સૂકો રોટલો ખાઈને રહીશું.'

મેં સમજણ પાડી : 'ભલી, સૂકો રોટલો માત્ર ખાવાનો નથી. તારા અનેક સંબંધીઓનો પ્રચંડ સામનો કરવાનો છે. અને સૂકો રોટલો ખાવામાં મજા માણનાર તો બધાં સર્જકોનાં હૈયાનાં કલ્પિત પૂતળાંઓ પુસ્તકને પાને વિહરે છે. એ શમા—પરવાનાની પ્રશસ્તિ ગાનાર શાયરો પોતે પણ—એમાથી કેટલા પરવાના થવા તૈયાર થયા છે ખરા ? નહિ, નહિ, આપણે આ સારોય પ્રસંગ એક અત્યંત સુખદ પણ અશક્યવ્યવહારુ દુનિયામાં કેવળ અશક્યસ્વપ્ન પેઠે આપણા હૈયાને એક ખૂણે સંઘરી રાખીએ.'

બસ—યુવતીએ મને આ નિર્ણય માટે ધિક્કાર્યો હશે ? સમય જતાં એના હૃદયની મારા પ્રત્યેની કટુતા બદલાઈને કાંઈક કૂણી લાગણીમાં ફેરવાઇ ગઈ હશે ? શું કહેવાય ? શે સમજાય ? માનવહૈયાના તાગ ભલભલા જ્ઞાનીજનો મેળવી શક્યા નથી તો હું કોણ માત્ર !

આજે પણ વર્ષો વહી ગયાં છે એ વાતને, એ પ્રસંગને. એ યુવતી મને કોક કોક વાર મળે છે. અમે સામાન્ય વાતો કરીએ છીએ અને છૂટાં પડીએ છીએ. હરિ ઇચ્છા !

પેલો કવિ કહી ગયો છે ને કે :

> It is better to have loved and lost
> than never to have loved at all

તે પ્રમાણે સાંત્વન મેળવવાનું રહ્યું !

આ પ્રમાણે હું મારા શાંત માર્ગે ચાલ્યો જતો હતો ત્યાં સહસા પ્રેમ મળ્યો—કોઈ પરમ ભાગ્યવાનને મળે તેવો પ્રેમ મળ્યો. મેં તેને ક્ષણભર આવકાર્યો પણ ખરો. પણ—પણ પછી મેં જ તેને જાકારો દીધો—હા, મેં જ જાકારો દીધો. મારી પ્રિયતમાને જરા જેટલું પણ દુઃખ મારે લીધે થાય એ વિષમ પરિસ્થિતિમાંથી એને ઉગારી લેવા માટે જ મેં એને જાકારો દીધો !

પણ મેં એને જાકારો નહિ દીધો હોત તો?
આજ આટલે વર્ષે પણ એને આ ડંખ અશાંત કરી મૂકે.

★

પહેલેથી, મને માનવીઓના ચહેરા યાદ નહોતા રહેતા. ચહેરા યાદ રહે તો નામ યાદ ન આવે. આને લીધે હું તો ઠીક, પણ સામે માણસો કફોડી સ્થિતિમાં મુકાઈ જાય છે.

એક વાર હું રસ્તે જતો હતો ત્યાં મને એક યુવતી મળી તેણે મારી સાથે ખૂબ વાતો કરી. મેં પણ સામા હિંમતથી વાતો ચાલુ રાખી, પણ એવામાં મારાથી કાચું કપાઈ ગયું. મેં એક વાત તદ્દન ખોટી કહી. આ યુવતીને પુત્ર નહિ – માત્ર બે પુત્રી જ. એને મારાથી પૂછી જવાયું કે 'અલી, તારો પુત્ર હવે કૉલેજમાં આવ્યો કે નહિ?'

'મારે પુત્ર હોત તો જરૂર અત્યારે કૉલેજમાં હોત,' પેલીએ જવાબ આપ્યો. 'પણ ધનુમામા, હવે હું પૂછું કે હું કોણ છું? મારું નામ શું? તમે મને પણ ઓળખતા નથી?'

'તને સારી રીતે ઓળખું છું અને તું મારી ભાણેજ છે એમ પણ જાણું છું પણ તે કઈ તે મને યાદ આવતું નથી' મેં શરમાઈને જવાબ આપ્યો. 'પણ તું માઠું નહિ લગાડતી. હમણાં હમણાં કાંઈક આવું જ મને થઈ જાય છે.'

પેલી ખૂબ હસી અને પછી બોલી, 'ના, રે ના, ધનુમામા, તમારા કહેવાથી મને કદાપિ માઠું લાગે જ નહિ. પણ હું તો – હવે તો ઓળખીને?'

'અરે તું શું વાત કરે છે! તને ભૂલી જાઉં? તું તો મોટી સંગીતની રાણી, મોટી કવિયત્રી, મોટી —'

'હં હં હં, ધનુમામા, હવે બસ કરો. નહિ તો હું ફૂલીને ફાટી જઈશ.' આટલું કહીને મારી પ્રિય ભાણેજ રસ્તે પડી.

★

એક બીજી યુવતી : હું એને અવારનવાર રેડિયો પર પણ સાથે લઈ જતો, એની પાસે ગીતો પણ ગવડાવતો – તે વખતે બોખારે ( ડિરેક્ટર – રેડિયો ) મારા પર ફિદા હતા એટલે હું ગમે તેવો કાર્યક્રમ પણ લઈને રેડિયો પર વહેતો મૂકતો – પછી તો યુવતી ઈંગ્લૅન્ડ ગઈ. ત્યાંથી પાછી આવીને પરણી ગઈ.

એક વાર ઓડિટોરિયમમાં એક પહેલી લાઈનમાં બેઠેલ ખૂબસૂરત યુવતીએ પાછું ફરીને, હું પાચમી લાઈનમાં બેઠો હતો ત્યાં જોયું અને તે હસી મને લાગ્યું કે મારી પાસે એક સોહામણો યુવક બેઠો હતો તેની સામે પેલી હસી. કાંઈક ઇર્ષ્યાથી – ઇર્ષ્યાથી જ હશે – મે એ યુવક સામે જોયુ. પેલી યુવતી ફરીથી હસી. ફરીને મેં પેલા યુવક સામે જોયું. આથી પેલો યુવક ચિડાઈ ગયો અને બોલ્યો, 'મહેરબાન, પેલી યુવતી તમારી સામે હસે છે તેમાં દરેક વખતે તમે મારી સામે શું જુઓ છો ? એની સામે જ જુઓ ને.'

મેં એને ઘણું સમજાવ્યો કે હું એ યુવતીને ઓળખતો જ નથી પણ એના મનનું સમાધાન થયું નહિ. વિસામાનો વખત આવ્યો અને હું જેને બહુ સારી રીતે ઓળખતો હતો તેની યુવતીએ આવીને મારો ઊધડો લેવા માંડ્યો, 'તમે પણ વત્તુલાઈ, આટલા વિચિત્ર કેમ છો ?'

'પણ થયું શું તે તો કહે, ભલી !'

'થાય શું બીજું ! આ પેલી મારી બહેનપણી બેઠી છે તેણે તમને હસીને બે વખત તમારા સામું જોયું ત્યારે તમે મોં ફેરવી નાખ્યું !' પેલી બોલી.

'મારી બાઈ, એ યુવતી — પેલી ખૂબસૂરત યુવતી છે તે જ કેની ?'

'હા, તે જ.' પેલી હરડાકીમાં બોલી.

'પણ — પણ હું એને ઓળખતો જ નથી !' મેં કહ્યું.

'કાઢી નાખવા જેવી વાત નહિ કરો. એ યુવતી તો તમારી સાથે કાંઈ કેટલી વખત રેડિયો પર આવેલી.' પેલી બોલી, 'હવે ઓળખો છો ?'

'અરેરેરે ! ગજબ થઈ ગયો !' મારાથી બોલાઈ જવાયું, 'હું એને નહિ ઓળખું ? પણ — પણ —'

'હવે પણ ને બણ પછી કરજો. અત્યારે આવીને એની માફી માગી જાઓ. એટલે આસપાસ બેઠેલાંને પણ ખાતરી થાય કે તમને ઓળખવાનો દંભ નથી કરતી, ચાલો ઊઠો.'

પેલા યુવકે કટાક્ષમાં કહ્યું, 'કેમ મહેરબાન, હવે શું કહો છો!'

હું ઢીલો થઈને પેલી પાસે ગયો અને તેની માફી મેં માગી લીધી.



એક બીજી જ આવી વાત :

એક સિનેમા – થિયેટર. હું ટોળામાં ગભરાયેલો આમતેમ અફળાતો હતો તેવામાં એક સુંદર યુવતીએ મારી સામે જોઈને સ્મિત કર્યું. પણ હું તેને ભૂલી જ ગયેલો ! મેં મોં ફેરવી લીધું.

પાંચસાત દિવસ પછી, હિન્દુ સ્ત્રીમંડળના ગરબા. ભારતીય વિદ્યાભવનના ફોયરમાં હું ઊભો હતો અને જે પણ આવેજાય તેમની જોડે ગપ્પાં મારતો હતો ત્યાં એક યુવતીએ જરા છેટેથી મારી સામે સ્મિત કર્યું. મેં ઉત્તર નહિ આપ્યો. તરત જ પેલી યુવતી તેની એક બહેનપણીને લગભગ ઘસડતી મારી કને લઈ આવી અને પછી બોલી, 'ધનુભાઈ, હું 'ફલાણી', હવે મને ઓળખી ?'

'ઓહોહો ! અલી 'ફલાણી' હું તને ભૂલી જાઉં ! તારી ગરબીકલા વિશે તો મેં છાપાંઓમાં લેખ પણ લખ્યા હતા !' મેં ઉત્તર આપ્યો.

'પણ તો પછી મને આમ ભોંઠી પાડવાનું કાંઈ કારણ ?' પેલી યુવતી બોલી, 'આવી જ રીતે પાંચસાત દિવસ પહેલાં, મારી આ

અતીત ઉલેચું છું.

જ બહેનપણી સાથે હું સિનેમા-થિયેટરમાં હતી અને મેં તમારી સામે સ્મિત કરેલું, પણ તમે મૂંગા જ રહેલા. એટલે આણે જ મને ટોણો મારેલો કે 'અલી, મોટા માણસ જુએ છે એટલે તું એ બધાને જાણે ઓળખે છે એમ બતાવે છે!' બોલો, હવે શું કહેવું છે?'

'બહેન, હું ખરેખર દિલગીર છું, પણ ભવિષ્યમાં આમ પાછું નહિ બને એટલા માટે આજે હું તારો ચહેરો ગોખી રાખું.' આમ કહીને પેલીના ખભા મેં બે હાથે ઝાલ્યા અને તેના મોં સામે હું ટગર ટગર થોડી વાર જોઈ રહ્યો, પછી હું બોલ્યો, 'ના હવે હું નહિ ભૂલું – છતાં સાવચેતી ખાતર, તારે પહેલાં મારી સામે સ્મિત નહિ કરવું, સમજી?'

આ વાત પછી વળી થોડા દિવસ કેડે એ યુવતી મને મળી. આઘેથી જ મેં તેનું નામ દઈને તેને બોલાવી એટલે તે ખુશ થઈ ગઈ.



પણ કોઈ કોઈ વાર આવી નજીવી બાબતમાં હસવાનું ખસવું પણ થઈ જાય છે:

મારા એક મિત્ર – તાજા જ થયેલા – સુરતમાં મને મળ્યા અને એક મિત્રે મારી એમની જોડે ઓળખાણ કરાવી એ પ્રસિદ્ધ સૉલિસિટર અને એમનો એક પુત્ર સિવિલ સરવિસમાં. માત્ર દસેક દિવસ પછી હું એમને ફ્લોરા ફાઉન્ટન આગળ મળ્યો. જ્યારે હું એમનો ચહેરો ભૂલી ગયેલો એમણે પોતે પોતાની ઓળખાણ તાજી કરાવી. બનવા કાળ તે વળી પાંચ – સાત દિવસ કેડે હું એમને એક નાટકના થિયેટરમાં, ઑડિટોરિયમમાં મળ્યો અને તે વખતે પણ હું એમનો ચહેરો ભૂલી ગયેલો. એ સખત ગુસ્સે થઈ ગયા અને મને કહી દીધું કે 'તમે ગમે તેવા મોટા હશો પણ હવેથી મારે તમારી સાથે બોલવું નથી!'

બસ, થઈ રહ્યું. મેં ઘણીય માફી માગી પણ એઓ અડગ રહ્યા. મહિનામાં દોસ્તી થઈ પણ ખરી અને તૂટી પણ ખરી. પાછળથી એમના સિવિલિયન પુત્ર – કલેક્ટર – સાથે મારે ઓળખાણ થઈ અને મેં એમને આખો કિસ્સો કહ્યો, પણ એમણે કહ્યું કે વગી વાત ઉપાડવામાં વાત વધારે બગડશે. માટે એ પ્રસંગ તમે ભૂલી જ જાઓ.



અત્યારે તો વર્ષો થયાં, શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક એક પ્રખર, પ્રતિભાશાળી રાજદ્વારી નેતા છે. પણ આ તો વર્ષો પહેલાંની વાત છે. મેટરલિંકના ત્રણ નિબંધોનું ગુજરાતી ભાષાંતર કરવા માટે રૂપિયા અઢીસોનું ઇનામ જાહેર થયું અને મોરલીના 'કોમ્પ્રોમાઇઝ 'નું ભાષાંતર કરવા માટે રૂ. ૧૦૦૦નું ઇનામ ઠરાવવામા આવ્યું. નિર્ણાયકોમાં જસ્ટીસ બીમન, સર લલ્લુભાઈ શામળદાસ અને શ્રી તનસુખરામ ત્રિપાઠી એ ત્રણ હતા. એમના નિર્ણય પ્રમાણે બને સાવ અજાણ્યા યુવકોને એ ઇનામ મળ્યાં. 'કોમ્પ્રોમાઇઝ ' માટે મહાદેવ દેસાઈને અને મેટરલિંકના નિબંધો માટે ધનસુખલાલ મહેતાને. આ હરીફાઈમાં તે વખતના સારામાં સારા સાક્ષરો અને લેખકોએ ભાગ લીધેલો. તનસુખરામે તો રણજિતરામને કહીને એના ભાણ્યા – ધનસુખલાલને જોવા માટે પણ બોલાવેલ – પણ આ વાત એની નથી.

' મેટરલિંકના નિબંધો ' નામની પુસ્તિકા છપાઈ. એની સમીક્ષા 'નવજીવન 'મા લેતા તંત્રી ઇન્દુલાલે એના ભારોભાર વખાણ કરેલાં અને લખેલું કે મેટરલિંક જેવા પ્રતાપી લેખકના નિબંધોનું આવું સફળ ભાષાંતર કરીને ભાષાંતરકારે ગુજરાતી ભાષાનું ગૌરવ વધારી દીધું છે. આ નવજીવનકારે એક વાર રણજિતરામને પૂછ્યું કે નવ-જીવન વધારે લોકપ્રિય થાય એને માટે શું કરવું ?

રણજિતરામે સહજ જવાબ દીધો કે એને જરાક હળવું બનાવો અને એને માટે હું મારા ભાણેજ ધનસુખલાલને કહીશ : એ તમને

દરેક મહિને કાંઈ ને કાંઈ આપ્યા કરશે. ઈન્દુભાઈએ હા પાડી. અને એ પ્રમાણે મેં લેખ મોકલવા માંડ્યા અને ' નવજીવન 'માં છપાવા માંડ્યા. ત્રણેક મહિના પછી ઈન્દુભાઈ રણજિતરામને મળી ગયા એટલે એમણે વાત ઉપાડી : ' ભાઈ, તમે કહ્યું તે પ્રમાણે મેં ધનુના લેખો નવજીવનમાં છાપ્યા, પણ એ કયા હાસ્યરસપ્રધાન લખે છે ! આ ત્રણે લેખ મને તો ગંભીર લાગ્યા ! '

રણજિતરામે સમજાવ્યું કે એનો હાસ્યરસ બીજાથી બહુ જુદો હોઈ તમને આવી અસર થઈ હશે !

પછી તો ' નવજીવન ' ગાંધીજીએ લઈ લીધું.



એક સાચી બનેલી વાત છે :

રેલવેમાં અઢી – ત્રણ હજાર કમાનાર ગૃહસ્થના ઘરમાં એમનાં ભારે માન. એમનો પડ્યો બોલ ઘરમાં ઝિલાય. સવારના દાતણ-પાણીની એમની જગ્યા મુકરર. પછી ચાહ અને નાસ્તો પણ સૌથી પહેલો એમને મળે. પછી જમવામાં પણ એમની બધી જ સોઈ સચવાય. સાંજે પાછા ઘેર આવે એટલે આખું ઘર ઉપર – તળે થઈ જાય.

પણ એમની નિવૃત્ત થવાની ઉંમર થઈ અને તે નિવૃત્ત થયા. ઘરમાં અજબ જેવો ફેરફાર થઈ ગયો. ઘરમાં મોટાં છોકરા – છોકરીઓ અને એમની પત્ની એ બધાંએ જ એમના પ્રત્યે જોવાની રીતમાં ફેરફાર કરી નાખ્યો. ઑફિસે જતા છોકરા, કૉલેજ જતી છોકરીઓ વગેરેને ચાહ – નાસ્તા વહેલા મળે. નહાવા માટે પણ સૌથી છેલ્લો વારો પેલા ગૃહસ્થનો આવે ! જમવા પણ એમ જ અને રાતના પણ એ જ રીતે !

જરાજરામાં ઘરમાંથી સાંભળવા મળે : ' હવે તમારે ક્યાં નોકરીએ જવાનું છે ! અમસ્થી બૂમાબૂમ શીદ કરો છો ? '

પેલા ગૃહસ્થ તો,

'સમય બહુત બળવાન હય,
નહિ પુરુષાર્થ બળવાન,
કાબે અરજુન લૂટિયો,
વહોઈ ધનુષ વહોઈ બાણ.'

જેવુ પોતાને થયું એથી ખરેખર ઘણા મૂંઝાઈ ગયા. પણ આવી મોટી નોકરી કરનાર અને સેંકડો માણસને સાચવનાર ઘરનાં દસબાર માણસને સાચવી નહિ શકે? એણે વિચાર કરીને તરકીબ શોધી કાઢી :

પોતાનો એક મિત્ર લખપતિ હતો અને તેની મોટી ઑફિસ ચલાવતો હતો. ત્યાં જઈને પેલા મિત્રને એણે વાત કરી :

'ભાઈ, તું મને એક નાનીસરખી અલાયદી રૂમ કાઢી આપે! ત્યાં એક ટેબલ-ખુરશી અને એક સરસ સોફા. હું મનમાં આવે ત્યારે આવું અને મનમાં આવે ત્યારે જાઉં.'

પેલો મિત્ર તો હસી પડ્યો કે 'અલ્યા, વાત તો કર, તેં શું કરવા ધાર્યું છે? કાંઈ ગાડનાં ગોપીચંદન કરીને બાવો તો નથી બનવું ને?'

પેલાએ બધી સમજણ પાડી અને તેનો ખુલાસો કર્યો કે આ તો સહેજ બાવો બની ગયો છું તે પાછું શેઠિયો થવું છે!

મિત્રે તરત જ એ પ્રમાણે કરી નાખ્યું અને પોતે તો બહુ જ ખુશ થઈ ગયો. તેણે તો કહી નાખ્યું, 'જો એમ તું નિયમિત આવતો હોય તો હું તને ત્રણચાર કંપનીમાં ડિરેક્ટર પણ નીમી દઈશ, એટલે તારે એક જહું નહિ બોલવું પડે. અને રોજ બપોરનું 'લંચ' આપણે સાથે જ લઈશું. બહુ મજા આવશે.'

તે દિવસે રાતે જમતી વખતે પેલા ગૃહસ્થે ફોડ પાડ્યો, 'મારો એક મિત્ર બહુ આગ્રહ કરતો હતો એથી મેં આખરે એને હા પાડી છે, આવતી કાલથી હું પાછો નોકરીએ ચડી જાઉં છું.'

અતીત ઉલેચું છું.

અને ઘરમાં વીજળીક અસર થઈ ગઈ, ' શું કહો છો! ચાલો, બહુ સારું થયું, તમારો દિવસ નહોતો જતો તે પણ જશે.' વગેરે વાક્યો સંભળાયા. પહેલાંની માફક જ તેનું સ્થાન ઘરમાં પહેલું થઈ ગયું – લગભગ છેલ્લું થયું હતું - પોતાની મોટરકારનો કબજો પણ બે મોટા છોકરાઓએ લઈ લીધો હતો તે મોટરકાર પાછી પિતાજીને સોંપાઈ ગઈ. પિતાજીએ પણ પોનાની વર્તણૂકમા અત્યંત ભલાઈ અને મૃદુતાને બદલે જરાક સખતાઈ રાખી. રવિવારે પણ ઑફિસના કામે પોતાને મોટરકાર જોઈ શે જ એમ જણાવીને બીજાઓનાં મોં જ બંધ કરી દીધાં!

આ પોતાનો અનુભવ એ ગૃહસ્થે પોતે જ મારા મોટાભાઈને કહેલો અને એના ઉપરથી મે એક નવલિકા પણ લખી નાખેલી.

નિવૃત્તિ લઈ, ઘરમાં પહેલાને બદલે ચોથાં-પાયમાં સ્થાન લેનાર ગૃહસ્થોને માટે આ નુસખો અજમાવવા જેવો છે. પરિણામ એમના લાભમાં જ આવશે એની સોએ સો ટકા ખાતરી આપુ છું. પછી તો ભાઈ, એમાં, આ યુક્તિ અજમાવનાર કાંઈક ભૂલ કરી બેસે તો એનો જોખમદાર એ – હું નહિ

મેં પોતે તો આવા ઘણા નિવૃત્તિ લઈ, પેન્શન ખાનારને ઘરમાં બધાંના જ ખાસડાં ખાતા જોયા છે, એટલે આ કહેવા હું તૈયાર થયો છું.



નાટકમાં પાત્રોએ પોતાનાં ભાષણ મોંએ કડકડાટ કરવાં કે રિહર્સલમાં જ યાદ રાખવાં એ પ્રશ્ન પર મોટા મોટા અભિનેતા અને અભિનેત્રી વચ્ચે મતફેર છે. કડકડાટ મોંએ કરવામાં યાન્ત્રિક થઈ જવાય છે એમ એક મત કહે છે. વાત ધારો કે ખરી હોય, પણ તો પછી ભાષણો યાદ રહે એટલાં નિયમિત રિહર્સલ થવાં જોઈએ ને.

એલન ટેરીનો પિતા પણ સારો અભિનેતા હતો. તેની પુત્રીએ પૂછેલું કે આપણે ભાષણ કેવાં તૈયાર કરવાં? પિતાએ કહ્યું કે તું

ભરનિદ્રામાં હોય અને તે વખતે તને કોઈ ઉઠાડીને કહે કે હેમલેટમાં એફિલિયાનો પાર્ટ બોલી જા – તો તે વખતે તું બોલી શકે એટલા તૈયાર હોવાં જોઈએ.

ચન્દ્રવદન મહેતા રિહર્સલમાં ભાષણ તૈયાર કરવાની તરફેણમાં. 'આગગાડી'નું ત્રીજું રિહર્સલ ચાલે. હું પુસ્તક લઈ નહિ ગયેલો તે જોઈ ચન્દ્રવદને મને કહ્યું, 'નવાબ, તારું પુસ્તક નથી લઈ આવ્યો તે હવે તને કોઈ બીજો આપે ?'

મે જવાબ દીધો કે 'મારે પુસ્તકની હવે જરૂર જ નથી તું મારો આખો પાર્ટ લઈ લે' આમ કહી હું મારો આખો પાર્ટ બોલી ગયો ! મને પ્રોમ્પ્ટર તરફ ધ્યાન આપવાનું ફાવતું જ ન હતું. એટલે મારે ભાષણ કડકડાટ મોઢે કર્યા સિવાય બીજો માર્ગ જ ન હતો.

અહીં મર્ઝબાન પ્રોમ્પ્ટર રાખવાની વિરુદ્ધમાં છે. હા, એક વાત ખરી કે ગમે તેવા ભાષણ મોઢે હોય તોપણ કોઈ વેળા એવો પ્રસંગ ઉપસ્થિત થઈ જાય છે કે જ્યારે ગાંઠનું ઉમેરણ કર્યા સિવાય છૂટકો જ નથી તે વખતે તેની પણ કુશળ અભિનેતાએ તૈયારી રાખવી જોઈએ.

'કાકાની શશી' નાટક ચાલે. જ્યોતીન્દ્રને એક બીજા પાત્ર જોડે સાડા પોણી મિનિટનો સંવાદ હતો. પછી બીજો સીન શરૂ થાય જ્યોતીન્દ્ર રંગમંચ પર. પાછળથી નાયક અને નાયિકા વચ્ચે કોઈક કારણસર ઝઘડો થયો. (તે વખતે આવા આવા ઝઘડા સામાન્ય હતા) મુનશીજીએ એક છોકરા જોડે ચિઠ્ઠી મોકલી જ્યોતીન્દ્રને કહેવડાવ્યું કે બીજી ચિઠ્ઠી આવે નહિ ત્યાં સુધી સંવાદ ચલાવ્યે રાખજો !

આવે પ્રસંગે ગાંઠનું ઉમેરણ કરવાની શક્તિ નહિ હોય તો રકાસ જ થાય જ્યોતીન્દ્રે પોતાના સાથીને ચિઠ્ઠી વંચાવી અને કહ્યું કે 'ચાલવા દો.' અને આ પ્રમાણે શ્રોતાઓને ખબર પણ નહિ પડી

અને ઝઘડો પત્યો નહિ અને 'ઑલ ક્લીઅર'ની સિગ્નલ આવી નહિ ત્યાં સુધી જ્યોતીન્દ્રે ધપાવ્યે રાખ્યું.



'આગગાડી'નું નાટક ચાલે. હું બહાદર, ચન્દ્રવદન મહેતાજી અને સરલા બાનરજી રૂપી. આમાંથી અમે બે ચશ્માં વગર લગભગ આંધળા. એટલે પહેલાં તો અમને ખબર નહિ પડી પણ પાછળથી જણાયું કે બહાદરનો દીકરો હાજર જ નહિ. મેં જાણ્યું કે તરત મેં ચન્દ્રવદનને ખબર આપી. તેણે ઠંડે કલેજે જવાબ દીધો કે 'હવે ક્યાં શોધવા જઈએ?'

હું વ્યવસ્થાનો આશક એટલે ચીડવાયો, તો પાછો જવાબ મળ્યો, 'હવે ડાહ્યો નહિ થા ને. તને સાચી જિન્દગીમાં પણ ક્યાં દીકરો છે તે ફીકા ખાંડે છે? જા, જઈને તારી બૈરીને પણ કહી દે, નહિ તો એ વળી બાફશે!'

મેં સરલાને ખબર આપી અને છોકરા વગર જ અમે દશ્ય આસાનીથી પાર ઉતાર્યું.



આમ કટોકટીની વેળા આપણે ચલાવી લેવું જ રહ્યું. પણ અમારા જ્યોતીન્દ્રભાઈની તો વાત જ જુદી. 'બલિદાન' નામે નાટક સાંતાક્રુઝમાં ખુલ્લા મેદાનમાં સ્ટેજ બાંધીને અમે કરીએ. રિહર્સલો તો કરેલાં અને જ્યોતીન્દ્ર ઠેઠ સુરતથી એમાં ભાગ લેવા આવેલા. પણ એમણે રિહર્સલમાં ધ્યાન આપેલું નહિ. જ્યારે હું કહું ત્યારે જવાબ મળે: 'તું જરા પણ ગભરાતો નહિ, બધુ થઈ રહેશે!'

પ્રયોગના આરંભમાં પરદો ઊપડ્યો. હું અને જ્યોતીન્દ્ર રંગમંચ પર ઊભેલા. સામેથી એક યુવતી ચાલી આવે. જ્યોતીન્દ્રે મને ધીરેથી પૂછ્યું, 'અલ્યા, આ કોણ?'

મેં એમને પેલી યુવતીનું સાચું નામ આપ્યું. તરત જવાબ મળ્યો, 'મૂર્ખા! એને તો હું જન્મી ત્યારથી જાણું છું. નાટકમાં એનું નામ શું?'

આવી ગજગનાક તૈયારીથી હું જરા 'અપસેટ' થઈ ગયો અને બોલ્યો: 'હું નથી કહેવાનો તમે આટલું પણ જાણતા નથી?'

સંવાદ ચાલ્યા કરતો હતો અને વચમા આ આંતરનાટક પણ ચાલતું હતું. જ્યોતીન્દ્રે સ્વસ્થતાથી કહ્યું, 'ઠીક છે, ત્યારે મારી મરજી માફક હું વર્તવાનો આ આવે છે એ મારી બૈરી અને તું —'

મે આજીજી કરીને કહ્યુ, 'ના ભાઈ ના, મારી ભૂલ થઈ. હું કહુ છુ: જુઓ, તમે મારા બાપ થાઓ, હું તમારો દીકરો, અને આ આવે છે તે મારી બૈરી.'

'બસ ત્યારે એમ સીધેસીધું કહી દે ને. હવે જો મારો સપાટો!' જ્યોતીન્દ્રે આટલુ કહ્યુ અને એ તો મચી પડયા નાટક ખાસ્સુ ચાર કલાક ચાલ્યુ. જ્યોતીન્દ્રભાઈના સંવાદોથી શ્રોતાઓમા હાસ્યના પૂર ઊલટયા

એમ કરતા કરતા છેક છેવટનુ દૃશ્ય આવ્યું. મારી પુત્રી મૃત્યુ પામેલી અને તેની ચિતા. મારે ત્યા આગળ 'સોલિલોકવી' બોલવાની. મે આના પર બધો આધાર રાખેલો પણ જ્યોતીન્દ્રે એવી અસર જમાવેલી કે જો જ્યોતીન્દ્રની હાજરી રંગમંચ પર હોય તો કરુણ રસ જામે જ નહિ મે એમને વિનંતી કરી. અમારા દિગ્દર્શક આ બધુ જાણે નહિ એટલે તેમણે તો આગ્રહ જ રાખ્યો કે પુત્રની પુત્રીની ચિતા બળતી હોય તે વખતે દાદાની ગેરહાજરી હોઈ શકે જ નહિ।

જ્યોતીન્દ્રે મને ખાનગીમા કહી દીધું: 'તુ જો તો ખરો હું પરદો ઊઘડતા જ ચિતાની પાછળ સતાઈ જઈશ દિગ્દર્શકને સંતોષ થશે કે દાદો રંગમંચ પર હાજર છે તને મારી હાજરીથી ગેરલાભ નહિ થાય. હિંમત રાખ.'

અને ખરેખર, જ્યોતીન્દ્રભાઈ ચિતાની પાછળ જઈને ગોઠવાઈ ગયા અને હું મારી 'સોલિલોકવી' સરસ બોલ્યો જ્યોતીન્દ્રભાઈ

અતીત ઉલેચું છું.

પણ મારા અભિનયથી બહુ જ ખુશ થઈ ગયા. આવી તૈયારી સાથે આવી સફળતા મેળવનાર જ્યોતીન્દ્ર અને ચન્દ્રવદન સિવાય બીજા અભિનેતા મારી જાણમાં નથી. હા, સ્વ. ભાનુભાઈ એમ કરી શકત ખરા—જો જરૂર પડી હોત તો!

અમારી કારકિર્દીમાં આવા આવા અનુભવ પણ થતા. હવે તો આ દિશામાં ઘણો સુધારો થઈ ગયો છે. આવા પ્રસંગ હવે બને નહિ એમ લાગે છે. પછી તો ભાઈ, ભીતરની કોણ જાણે?



આમ આપણે અસલના જમાનામાંની ૧૯૨૦–૧૯૪૦ સુધીના જમાનાની અમારી સાચેસાચી બિનધંધાર્થી ગુજરાતી રંગભૂમિની જિન્દગીમાં જરા ડોકિયું કરી લીધું. હવે પાછા આપણે થોડુંક જ્યોતિષ વિશે જોઈએ:

આ વિષય જ એવો છે કે એની વાતોનો પાર જ ન આવે. આપણે ત્યાં ભૃગુસંહિતા, સત્યસંહિતા વગેરે ઘણી સંહિતા છે. એમાં ભવિષ્યનું તો કોણ જાણે પણ ભૂતકાળ અને વર્તમાનકાળનું તો ઘણું ચોક્કસ લખાયેલ હોય છે જ.

એક મહાપ્રતિભાભર્યા ગૃહસ્થ સત્યસંહિતામાંથી પોતાની હકીકત જોવડાવે. બધી હકીકત કહી ને છેવટે વાંચનારે કહ્યું કે 'આ હકીકત જ્યારે હું વાંચી રહ્યો છું ત્યારે સાંભળનાર ચાર વ્યક્તિ હશે.'

અને બરાબર એ જ પ્રમાણે હતું. પેલા ગૃહસ્થ, એમનાં પત્ની, એમની બહેન અને એમનો પુત્ર. પછી ગૃહસ્થે પોતાની પત્ની વિશે વાંચવાનું જ્યોતિષીને કહ્યું. તેમણે તે વાંચ્યું અને પૂરું કરી રહ્યા પછી તે ગ્રંથમાં લખેલું કે આ હકીકત પૂરી થશે ત્યારે સાંભળનાર બે વ્યક્તિ હાજર હશે!

અને ખરેખર તેમ જ બન્યું હતું:

• તે વંચાતું હતું ત્યારે વચમાં કોઈ મહેમાન મળવા આવ્યા. ગૃહસ્થના કહેવાથી તેમની બહેન અને પુત્ર મહેમાનને સત્કારવા ગયેલાં અને સાંભળવા રહેલાં બે જ – ગૃહસ્થ અને તેમનાં પત્ની !

આ ગૃહસ્થને અને તેમનાં કુટુંબીજનોને હું બહુ સારી રીતે પિછાણું છું, પણ ખરાં નામ આપવાથી શો ફાયદો ?



મારા મોટાભાઈ જયસુખલાલ એક વાર દાદર – મુંબઈમાં એક જ્યોતિષીને ત્યાં આવી કોઈ સંહિતા વંચાવવા ગયેલા. સાથે મારા નાનાભાઈ માધવલાલ પણ ગયેલા. વાંચવામાં બહુ સમય નીકળી ગયો એટલે માધવલાલને અગત્યનું કામ હોવાથી તે ઊઠીને ચાલ્યા ગયા. વંચાઈ રહ્યું એટલે એમાં લખેલું કે આ સાંભળવાનું પૂરું થતાં માત્ર એક વ્યકિત હાજર હશે !



એક જરાક જુદા પ્રકારનો દાખલો :

એક લખપતિનો જુવાન પુત્ર. આપણે તેનું નામ જમનાપ્રસાદ કહીએ. મારા એક સ્નેહી બનારસમા એક ભૃગુસંહિતા વાંચનાર જોષીને ઓળખે જમનાપ્રસાદે તેમની મારફતે પોતાનું ભવિષ્ય જાણવા માગ્યું. ફી રૂપિયા સો. મારા સ્નેહી પર બનારસથી 'ભવિષ્ય' આવે અને તે જમનાપ્રસાદને વંચાવે પણ તેમાં ભૂતકાળના જીવનમાં જરા જરા ફેર આવ્યા કરે એટલે પેલો જોષી બીજું મોકલે. આમ ત્રણ વાર જોષીએ 'ભવિષ્ય' મોકલાવ્યું અને ત્રણેયમા જરા જરા ફેર હતો એટલે ચોથી વાર મગાવ્યું. ચોથી વાર પેલા જોષીએ મોકલ્યું. તે અમારા સ્નેહીને મળ્યું તેને આગલે દિવસે જ જમનાપ્રસાદ વરલી આગળ, ચોમાસાના દિવસોમાં, પોતાની નવી કાર લઈને જતા હતા તેવામાં કાર નીચે પડી ,અને જમનાપ્રસાદ પાણીમાં ડૂબીને મૃત્યુ પામ્યા તેમની સાથે, પણ તેમની પાસે જ બેઠેલ ડ્રાઈવર

બચી ગયો. જમનાપ્રસાદ વ્હીલ પર હતા એટલે નીકળી શક્યા નહિ.

બીજે દિવસે સઝેલ ભવિષ્યમાં સાફ લખેલું કે આ યુવાન કોઈ યંત્રથી ચાલતા વાહનમાં સમુદ્રમાં પડીને મરણ પામશે!

આ પરથી શું સમજવું? જે મૃત્યુ આપણાથી ખાળી શકાય તે મૃત્યુની આગાહી આપણને આગળથી કોઈ અગમ્ય શક્તિ જણાવા દે જ નહિ એમ જ ને?

લખપતિના પિતાએ બહુ ના પાડેલી કે આવી મોસમમાં નવી કાર લઈને શા માટે જવું? પણ પુત્રને માથે કાળ ભમી રહેલો તે પિતાનું કહ્યું માન્યું નહિ એમ જ હશે ને?



પશ્ચિમના મહારથીઓ કહે એટલે આપણે પણ વેદવાક્ય સમજીને એમ જ કહેવું એવો આપણે ત્યાં રિવાજ પ્રચલિત થઈ ગયો છે. અલબત્ત, આમ કબૂલ કરવા કોઈ તૈયાર નહિ થાય. 'લેડી ચેટરલીઝ લવર'નું પુસ્તક અશ્લીલ છે, ગંદુ છે એમ કહેવા ઘણા સારા સારા લોક તૈયાર નથી. મારા અદના મતાનુસાર આના કરતાં તો 'હમીર હઠ' યાને 'રણથંભોરનો કિલ્લો'માંનો પ્રસંગ વધારે નિર્દોષ છે. જે વખતે આ 'ગુજરાતી'ની ભેટ તરીકે બહાર પડેલ તે વખતે કેટલાકોએ ખૂબ ઊહાપોહ જગાવેલો અને પરિણામે સરકારે તેને અશ્લીલ ગણી બંધ કરાવેલ.

પણ આ લોરેન્સના પુસ્તક વિશે તો જાણે એ કોઈ મહાકાવ્યનો ગ્રંથ હોય કે એમાં કલા ભારોભાર ભરી હોય તેમ એના પક્ષે ઘણું ઘણું તોફાન થયું અને તેને પરિણામે, હું ધારું છું ત્યાં સુધી, યુનાઈ-ટેડ સ્ટેઈટ્સ અને ઇંગ્લેંડની કોર્ટોએ એને દોષરહિત ગણ્યું છે હજી સુધી આપણી સરકારે એને એવું ગણ્યું નથી — અને તેથી જ કદાચ એ પુસ્તક નહિ વાંચ્યું હોય એવા બહુ જ થોડા માણસો મળી આવે છે!

ઇંગ્લેંડની અતિ સુપરિચિત કવયિત્રી એડિથ સિટવેલ આ પુસ્તક સબંધે લખી ગઈ છે તે વાચવા જેવુ છે :

' લોરેન્સે આ પુસ્તક લખ્યુ છે—મારા મત પ્રમાણે પુસ્તક ઘણું ગદ્દુ અને સાહિત્યિક મૂલ્ય વગરનું તદ્દન નકામુ કે કોઈએ પેલા ' ગેન્ગ્પીપર ' મેલોરને ચાબુકે ફટકાર્યો લાગતો નથી — જે કે એ એ જ સજાને યોગ્ય હતો.

' અને આ એવી પણ નહિ શકાય એવો ગંદી, ઘાતકી, ગંધાતી ભાષા, મેલોરે વાપરેલી તે ભાષા આપણા ગધેડા જેવા બ્રિટિશ પ્રાન્તજનોમાથી કેટલાક આપણા ગ્રામજનોની ખુલ્લા દિલની, દભરહિત, દિલમાથી નીકળેલી ભાષા તરીકે સ્વીકારે છે ·

' આવી ભાષા આવો કોઈ ગ્રામજન બોલે તે કેવળ અસભવિત છે!'

આ જ પ્રમાણે હમણા હમણા ' લોલિતા 'ને ચડાવવામા આવે છે એ પુસ્તક લોરેન્સના જેવી ઉઘાડી રીતે અશ્લીલ નથી છતા એમા કોઈ પણ પ્રકારનું સાહિત્યિક મૂલ્ય હોય એવુ મને તો લાગ્યુ નથી !

પણ હમણા હમણા આપણે ત્યા પણ જેમ વધારે જાતીય પ્રશ્ન સબધે ઉઘાડુ લખાણ આવે તેમ તે પુસ્તકનું કલામૂલ્ય વધારે એમ મનાવવામા આવતું જાય છે આભ ફાટે ત્યા થીગડા પણ કયા અને કેટલા દેવાય ?



હુ ઘણી વાર કહી ગયો છુ કે અમારા બાપાજી ધર્મના કર્મ-કાડમા માનતા નહિ એમનો મૂળ ભાર માનવતા અને ચારિત્ર્ય પર એ એક ટુચકો વારવાર કહેતા ·

એક સન્યાસી નદીએ નહાવા ગયા નહાઈને આવીને જુએ છે તો એક વીંછુ પાણીમા તણાય સન્યાસીએ તેને ઉપાડીને જરા આઘે કોરી જગ્યાએ મૂક્યો પણ તરત જ વીંછુએ તેમને ડખ માર્યો થોડી વારમા પાણીનો હિલોળો આવ્યો અને વીંછુ પાછો તણાયો

સંન્યાસીએ પાછો એને કાઢીને જમીન પર મૂક્યો અને પાછો વીંછુ ડંખ્યો ! આમ ત્રણેક વાર થયું એટલે સંન્યાસીનો શિષ્ય હસી પડ્યો.

સંન્યાસીએ શિષ્યને હસવાનું કારણ પૂછતાં શિષ્યે જવાબ દીધો કે આપને વારંવાર વીંછુએ ડંખ દીધો છતાં આપ તેને કાઢયા કરો છો એ તે કેવું ?

સંન્યાસીએ કહ્યું : 'અરેરે ! મારી પાસે આટલી વાર તુ રહ્યો છતાં આટલું પણ જ્ઞાન તને મળ્યું નહિ ? વીંછુનો સહજ ગુણ છે કે એને જે કોઈ અડકે તેને તે કરડે. ત્રણ-ત્રણ વખત પોતાનો જાન જોખમમાં હતો છતાં તે પોતાનો ગુણ ભૂલ્યો નહિ; તો આપણે માનવી – આપણો બીજાને બચાવવાનો ધર્મ – દયાનો ગુણ તે આટલા નાના ડંખથી ભૂલી જઈએ – આપણે તેનો ત્યાગ કરીએ ?'

સમજવું હોય તેને માટે આ નાના ટુચકા પરથી પણ ઘણું સમજી શકાય તેમ છે.

જીવનમાં જેટલી વાર માંદા રહીને તેથી વધારે વાર ( એમના પોતાના જ શબ્દોમાં ) આળસુ રહીને ઉમરની પોણી સદી વટાવી ગયેલા શ્રી ધનસુખલાલ મહેતાને આજની પેઢી ' અમે બધાં 'ના સહલેખક તરીકે હાસ્યકાર લેખતી થઈ તે પૂર્વેના એ હાસ્યલેખનના જૂના જોગી છે; અને જેરોમ કે. જેરોમ જેવા અનેક અંગ્રેજ હાસ્યલેખકોનાં લખાણે એમને એ ક્ષેત્ર તરફ વાળ્યા તે પહેલાં તે અંગ્રેજી નવલિકાઓથી આકર્ષાઈ ગુજરાતીમાં ટૂંકી વાર્તાઓ લખતા. હાઈ સ્કૂલમાં અભ્યાસ કરતા આ પત્રના તંત્રીને એમણે મોતીના દાણા જેવા અક્ષરે પોતાના માસિકના લવાજમની પહોંચ લખેલી ત્યારના એ તંત્રી થઈ ચૂકયા છે.

જેટલા પોતાની આળસથી તેથી વિશેષ ખોરાક, પોશાક અને રહેણીકરણીથી માંડી નાનાવિધ પોતાના શોખને કારણે અંગત મિત્રોમાં ' નવાબ 'ના નામે ઓળખાતા, મિત્રોના વહાલસોયા ' ધનુભાઈ 'ની એ નવાબીનું મૂળ એમની ઊંચી રસવૃત્તિમાં રહ્યું છે, અને તેથી જ વિવિધ લલિતકલાઓના એ ભાવક ને વિવેચક છે, ૨૨ વર્ષ પર લખેલી આત્મકથા ' આથમતે અજવાળે 'માં ન સમાયાં કે ઊભરાઈ ગયાં એવાં પોતાનાં અનેક સ્મરણોનો ખજાનો એ થોડા વખત થયાં ' સુકાની,' ' સમર્પણ,' ' નવનીત ' સામયિકોમાં લખતા હતા, તે હવે અહીં ગ્રંથસ્થ થાય છે. ' નવાબ 'ને માફ કરી શકાય એવા અહમ્ સાથે, પોતાના લાંબા જીવનકાળમાં જાણેલી અને માણેલી વિવિધ વ્યક્તિઓ અને હકીકતોનાં રસળતી શૈલીએ લખાતાં એમનાં એ સ્મરણોમાં વાતડાહ્યા ધનસુખભાઈના કથનરસ સાથે એ જમાનાનું દસ્તાવેજી ચિત્ર પણ ઊપસતું જણાશે.

● ■ ●

## ◼◼◼◼◼ અતીતનાં પુષ્પો ◼◼◼◼◼

જન્મે કાઠિયાવાડી છતાં કાઠિયાવાડીની લાક્ષણિક ચાલાકી, આગળ વધવાની આકાંક્ષા વગેરે સારા ગુણને બદલે મને મારા વતન સુરતની લાક્ષણિક આલસ્યવૃત્તિ મળી લાગે છે. અલબત્ત, નાનપણથી જ હું માંદો, એને લઈને હું ગ્રેજ્યુએટ ન થઈ શક્યો, પરદેશ ન જઈ શક્યો, રમતગમતમાં ભાગ ન લઈ શક્યો એ બધું ખરું; છતાં આળસ મારામાં આટલું બધું ન હોત, આગળ વધવાની આકાંક્ષા થોડા પ્રમાણમાં પણ હોત અને પૈસા કમાવાની — પછી ભલે કમાઈ ને મોજશોખમાં જ વાપરત — વૃત્તિ વધારે હોત, તો મેં સાહિત્યમાં જે કંઈ કર્યું છે તે કરતાં ઘણું વધારે કરી શક્યો હોત, નોકરીમાં સહેલાઈથી આગળ જઈ શક્યો હોત ને વૃદ્ધાવસ્થામાં જે જાતના આરામ ભોગવવાની ઇચ્છા હતી તે ભોગવી શક્યો હોત. પણ એ હોત હવે શા કામનું ?

હું સ્વભાવે કદાચ કંજૂસ પણ કહેવાઈ શકું. ચાર આના ખરચવાના હોય તો હું વિચાર કરવા બેસું, પણ હજાર બે હજાર જતા કરવાના હોય તો આસાનીથી તેમ કરું. જે કામ સારી રીતે કરી શકું તેમ હોઉં તે કામ મને કોઈ સોંપે અને સાથે ઉમેરે કે આમાં પાંચ પૈસા તમે કમાશો, તો તરત જ મને તે કામ પ્રત્યે કંટાળો આવે. 'મારી તબિયત ચાલે નહિ, અને હું તે ક્યાં આવાં કામ કરવા બેસું ?' વગેરે અનેક વિચારો આવે. પણ, જો કોઈ આવીને મને કશુંક કામ

ફરમાવે અને સાથે સાફ ગંભળાવી દે કે, 'ભાઈ રે, આમાં દોઢિયું એક કમાવાનું નથી!' તો મને તે કામ કરવામાં અમુક પ્રકારનો પોરસ ચડે.

વિચાર કરતાં લાગે છે કે આવી વિચિત્ર પ્રકૃતિવાળા માણસો સારા પ્રમાણમાં જોવા મળે છે! મારા જ એક પરમ સ્નેહી બરાબર આવી પ્રકૃતિના છે. કદાચ મારા કરતાં પણ બે વેંત વધી જાય. 'મુફત કે લાલિયા ઘસ બે ચંદન' હોય તો એમને કામ કરવામાં અનેરી મોજ આવે છે, પણ જો કમાવાનું હોય તો એમનું મોં પડી જાય છે; 'અરે ભાઈ, રહેવા દો ને! ઝેર ખાવાની ફુરસદ નથી, તેમાં વળી આ નવો બોજો ક્યાં ઉપાડું?' કહેવાની જરૂર છે ખરી, કે હું ને મારા એ પરમ સ્નેહી બંને 'ધનિક' નથી પણ આ બધું લખ્યું એ મારે તો એકાદ-બે દાખલા આપવા છે તેથી.

વર્ષો પહેલાંની વાત: હિમાંશુ રાય અને દેવિકા રાણીની 'બોમ્બે ફિલ્મ કંપની.' તેમાં સંગીત-ડિરેક્ટર તરીકે એક બહેન કામ કરે. અમે બંને એકમેકને ઓળખીએ. એ કંપનીમાં એક ફિલ્મનું શૂટિંગ ચાલે. તે વખતે ફિલ્મમાં નૃત્યો નહોતાં; પણ નૃત્યને બદલે ગરબા રખાતા. ગરબા પણ સમૂહ-નૃત્ય ગણાતા ને?

પેલાં બહેને એક નાટક-કંપનીના નાટકમાંથી ગરબો ઉપાડ્યો. માલિકની રજા લેવાની એમને જરૂર જણાઈ નહિ. ગરબાની તાલીમ શરૂ થઈ. એ કામ લગભગ પૂરું થવા આવ્યું એવામાં કોઈક યુવતીને ફિલ્મવાળા જોડે તકરાર થઈ. પોતાના વગવાળી પાંચસાત બહેનોને લઈને તે ચાલી ગઈ. સંગીત-ડિરેક્ટર બહેન મૂંઝાઈ ગઈ અને મારી પાસે આવી. મેં ખૂટતી યુવતીઓ મેળવી આપી, પાછું રિહર્સલ શરૂ થયું.

શૂટિંગના બે દિવસ બાકી રહ્યા. કોઈએ પેલી નાટકકંપનીને ચાડી ખાધી. નાટકવાળાએ ફરિયાદ કરવાની ધમકી આપી. આમેય તે વેળા 'બોમ્બે ફિલ્મ કંપની' આફતમાં આવી પડી હતી. તેમણે

ણે પારસી યુવતીઓને અભિનેત્રી તરીકે રાખેલી તેની વિરુદ્ધ સખત આંદોલન ચાલી રહ્યું હતું. તેમાં આ આવ્યું. હિમાંશુ રાયે પેલાં બહેનને બોલાવીને કહી દીધું કે આનો ફડચો તું, કાંઈ પણ નવો ખર્ચ કર્યા વિના, ચોવીસ કલાકમાં નહિ લાવે તો તારી નોકરી જોખમમાં છે!

એ તો ગભરાઈ ગઈ. પણ એવામાં એને આ લખનાર સાંભરી આવ્યો. એણે આવીને મને બધી હકીકત કહી. જ્યારેજ્યારે કાંઈક કામ કરી જશ ખાટવાનો હોય (પૈસાનો તો સવાલ હોય જ નહિ) ત્યારે હું માંદો જ હોઉં. આ વખતે પણ હું તાવ અને ઉધરસથી ત્યારે ખાટલે પડ્યો હતો. જો હાથમાં વખત હોત તો તો ભાનુશંકર વ્યાસ, ચન્દ્રવદન મહેતા, રમણ વકીલ વગેરે ઘણા કવિઓ મારા ગજવામાં હતા, તેમનામાંથી એકાદ પાસે હું નવો ગરબો તૈયાર કરાવી શકત, પણ હવે તો માત્ર છત્રીસેક કલાક બાકી હતા!

મારી પાસે એ વહેલી સવારે આવેલી. મેં એને કહ્યું કે હવે જો નવો જ ગરબો તૈયાર કરવો છે તો પછી મને તું પ્રસંગ કહે. એ પ્રસંગને યોગ્ય આપણે ગરબો તૈયાર કરીએ. પેલી બહેને પ્રસંગ તો કહ્યો, પણ સાથે એ પણ કહ્યું કે, 'ધનસુખભાઈ, આમાંથી કશું થવાનું નથી. નવો ગરબો તમે તૈયાર કરી આપો તેથી પણ મારું કામ પૂરું નહિ થાય!'

'કેમ એમ?'

'તદ્દન નવો ગરબો આટલા થોડા સમયમાં સાજિન્દાઓ પાસે મારાથી તૈયાર કરાવી શકાય નહિ. ગરબાનાં નોટેશન અને તાલ પણ જૂના ગરબા પ્રમાણે જ હોય તો હજી બને.'

'તેમ થાય, પછી છે કંઈ?'

પેલી બહેનને સંતોષ થયો નહિ. મેં એને સમજાવીને કહ્યું કે જો આજે સાંજે પાંચ વાગ્યે આવીને ગરબો લઈ જા. એનાં તમામ

નોટેશન જૂના ગરબાનાં જ હશે. તાલ પણ એ જ. પછી તારે શું જોઈએ?'

'એ તે કેમ બનવાનું?' આમ બબડતી, નિરાશાથી મૂંઝાતી એ ગઈ.

જિંદગીમાં મેં કાવ્ય લખેલું નહિ. ગરબો લખેલો નહિ. એમાં આ અમુક ઢાળ અને તાલમાં, પેલા પ્રસંગને યોગ્ય ગરબો રચવાનું કામ મેં શેખાઈથી માથે લીધું હતું. પેલી અંગ્રેજીમાં કહેવત છે ને: 'મૂર્ખા ધસે જ્યાં ફિરસ્તા જતાં ડરે.'

શરીરમાં તાવ, ઉધરસ પણ આવ્યા કરે. પણ આપણે તો ચાર-પાંચ ગરબાસંગ્રહો કાઢ્યા. બેચાર શબ્દો અહીંથી, બેચાર વાક્યો તહીંથી, આમ કરીકરીને અઢીએક કલાકમાં ગરબો તૈયાર કરી નાખ્યો!

સાંજે સંગીત-ડિરેક્ટર બહેન બરાબર પાંચ વાગે હાજર.

મેં પેલો ગરબો ધર્યો. પેલી તો ધા ખાઈ ગઈ! કઈ રીતે મારો આભાર માનવો એની ગડમથલ કરવા લાગી મેં એને સમજાવીને કહ્યું કે આભારવિધિ આપણે પછી રાખશું; હમણાં તો તું તરત સ્ટુડિયોમાં પહોંચી જા. પેલી ગઈ અને કલાકમાં પાછી પણ આવી પહોંચી!

'ધનસુખભાઈ, નોટેશન તો એ જ છે, પણ તાલ તૂટે છે!'

મેં એને ફરીથી સમજણ પાડી. કેટલાક શબ્દોના ઉચ્ચાર એ ખોટા કરતી હતી એટલે તાલ તૂટતો હતો. મેં મારી પુત્રી પૂર્ણિમાને બેસાડી ને તેને એ ગરબો બેત્રણ વાર સંભળાવ્યો. સંગીત-ડિરેક્ટર ખુશ થઈને સ્ટુડિયોમાં ગઈ અને દેવિકા રાણીને બધી વાત તેણે કહી. દેવિકા રાણી તો મને મળવા આતુર થઈ ગઈ: 'એ તારા જીનિયસ મિત્રને મારે મળવું છે; મારો એની સાથે મેળાપ કરાવી આપ.'

પણ આપણે પણ નસીબના લીલા અને પ્રકૃતિએ ઉદાસીન. એણે ત્રણેક વાર મને કાર મોકલી બોલાવ્યો. બધી જ વખત કાંઈ ને કાંઈ અડચણ આવેલી, અને હું નહિ જઈ શક્યો.

એ જ દેવિકા રાણીનો એક બીજો પ્રસંગ :

બોમ્બે ફિલ્મ કંપનીએ એક જાહેરખબર આપનાર માટે ટૂંકી કથા અને તેમાં એક ગીત એકલું તૈયાર કરવાનું માથે લીધું હતું. તેની ફિલ્મ ઉતારવાનું આ સંગીત ડિરેક્ટર પાસે આવ્યું. કંપનીના એક કવિએ ગીત લખ્યું. કથા ઉતારવા માંડી. ગીત તાલમાં બેસે નહિ. પેલા કવિથી પણ એ બેઠું નહિ. સંગીત ડિરેક્ટર મૂંઝાઈ ગઈ ને ત્રણચાર દિવસ નીકળી ગયા. અચાનક હિમાંશુ રાયે પેલી કથા તૈયાર થઈ કે નહિ એમ પૂછ્યું. જવાબમાં નકાર સાંભળતાં એ ગરમ થઈ ગયા. ટૂંકી ટચ કથા ઉતારવામાં અઠવાડિયું નીકળી જાય તો એમાં પછી નફો કેવી રીતે રહે? આમ કહીને એમણે આસપાસનાં બધાંને સારી પેઠે ઝાડયાં!

દેવિકા રાણીએ સંગીત ડિરેક્ટરને કહ્યું : 'અલી! તારો પેલો જીનિયસ મિત્ર બહારગામ છે?'

'ના, એ તો સાંતાક્રુઝમાં જ છે.'

'તો ભલી, જાને એની પાસે. એ તરત તૈયાર કરી આપશે. નાહકનું આ તોફાન શા માટે ચાલવા દે છે?' તે વખતે રાતના નવેક વાગેલા.

ડિરેક્ટરે કહ્યું : 'તો પછી કાલે સવારે ત્યાં જઈ આવું.'

'અરે ભલી બાઈ, તું પણ ભારે વિચિત્ર છે તો! હજી કાલ સવાર પર મુલતવી રાખવાની વાત કરે છે? અત્યારે જ જા. આવતી કાલે સવારે ગીત ઊતરી જાય અને બપોર સુધીમાં કથા પણ પૂરી થઈ જાય.'

તે વખતે વરસાદ ધોધમાર પડે. સંગીત ડિરેક્ટરે મને ફોન કર્યો. રાતના દસ થવા આવેલા. મેં એમને આવવાનું કહ્યું અને વરસાદની ઝડીમાં તે પોણા અગિયારેકે આવી પહોંચ્યાં. મેં હકીકત સાંભળી. સંગીત ડિરેક્ટર ગાય અને હાથે તાલ આપતી જાય. જ્યાંજ્યાં તાલ તૂટે ત્યાં ત્યાં હું શબ્દો ફેરવતો જાઉં. રાત્રે બાર વાગે ગીત તાલમાં

તૈયાર થઈ ગયું અને સંગીત ડિરેક્ટર ખુશ થતી સ્ટુડિયો પર પહોંચી ગઈ.

બીજે દિવસે સવારે, પાછી દેવિકા રાણીએ આ 'જીનિયસ' મિત્રને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પણ નવાબની પ્રકૃતિ ઉજમના જેવી! એ દેવિકા રાણીને મળ્યો જ નહિ. થોડા વખત પછી હિમાંશુ રાય ગુજરી ગયા. દેવિકા રાણી કંપની સંકેલીને દિલ્હી ગયાં અને ત્યાં થોડા સમય પછી નિકોલસ રોરિકના પુત્ર સ્વેતોસ્લાવ જોડે પરણી ગયા.

યંગ ઇન્ડિયા ગ્રામોફોન કંપની કે કાંઈક એવા નામની કંપનીના માલેક સરદાર વલ્લભભાઈ અને મહાત્મા ગાંધી વિષે બે ગીત રચાવેલાં, પણ પોતાને સંતોષ થાય નહિ. સરદારના ગીતમાં એમની લોખંડી પ્રકૃતિ બરાબર ઊઠે નહિ. એમણે પોતાના બે ખાસ સ્નેહીઓ પાસે જઈ ને એક પછી એકની મુલાકાત લીધી. તેમને ગીત વંચાવ્યાં અને તેમને સુધારી આપવાની વિનંતિ કરી. કોણ જાણે શાથી, પણ એ બન્ને અતિ સમર્થ લેખકો હતા, કવિ હતા, છતાં કોઈએ ખાસ ધ્યાન આપ્યું નહિ અને ગીતનાં ખૂબ વખાણ કરી એમને વિદાય કર્યા.

અચાનક એક સભામા એમને મારી જોડે ઓળખાણ થઈ. મને એમણે પોતાની મૂંઝવણ કહી. મેં સાફસાફ કહ્યું કે હું કવિ નથી, છતાં આવશો તો મહેનત કરીને તમારું કામ કરી આપીશ.

એ તો એક વાર આવ્યા. બીજું કામ પડતું મૂકી હું એ બે ગીત પાછળ માંડચો અને તેમા સુધારાવધારા કરીને તેમને સંતોષ આપ્યો.

પરિણામે મને એમણે પાંચ પાંચ મિનિટની હાસ્યપ્રધાન વાતો રચવાનું કામ સોંપ્યું અને એની પછી રેકર્ડ ઉતારવી એમ ઠર્યું. એક ડઝન રેકર્ડ અને બંને બાજુ એકેક નાની વાત, આમ ચોવીસ વાતોનો કૉન્ટ્રૅક્ટ. એમણે ફી પૂછી. હું હસી પડચો: 'હવે એમાં ફી તો શું કહું?'

આખરે એમણે કહ્યું કે એ બાબત હું જોઈ લઈશ. ત્યાં ને ત્યાં મેં પાંચ પાંચ મિનિટની ચાર કથા લખી આપી અને તે કેવી રીતે વાંચીને ઉતારવી તે વિષે પણ સમજણ આપી. એ તો ખુશ થઈ ગયા. ઘેર ગયા. ન્યુમોનિયાનો અચાનક હુમલો થયો. એમણે કંપની વેચી કાઢી અને દેશમાં ચાલ્યા ગયા. જતાં જતાં બે ડઝન રેકર્ડ – અવિનાશ, વસુમતી વગેરેની એમણે મને પેલાં બે ગીત મઠાર્યાં તેના બદલામાં મોકલી આપી. પેલી નાની કથાઓ તો જન્મતાં જ મૃત્યુ પામી!

ડૉ. ઠાકરને ત્યાં જયસુખલાલભાઈ અને હું બેઠા હતા. એક વૃદ્ધ ત્યાં દવા લેવા આવ્યો. છ ફીટ ઊંચો, કદાવર, તદ્દન ધોળી ભરાવદાર દાઢીવાળો એ મુસલમાન આવીને બેઠો. ઠાકરે જયસુખભાઈને પૂછ્યું: 'આમની ઉંમર કેટલી હશે?'

જયસુખભાઈ જરા ચીડાયા અને બોલ્યા: 'તમે પણ ડાકટર, કેવા છો? આ માણસની દાઢી તદ્દન ધોળી થઈ ગઈ છે તે એટલું પણ હું નહિ જાણી શકું કે એની વય પંચોતેરએંશી હશે?'

ઠાકર હસ્યા અને બોલ્યા: 'જયસુખભાઈ, હું એવો મૂર્ખાઈભર્યો સવાલ પૂછું ખરો? આ ગૃહસ્થને પંચાશી વર્ષનો પુત્ર છે જે પથારીવશ છે અને એની દવા લેવા આ ગૃહસ્થ આવ્યા છે. એમનું પોતાનું વય એકસો ને પંદર વર્ષનું છે!'

'શું કહો છો? ત્યારે તો એમણે ૧૮૫૭ના બળવા વખતે ભાગ લીધો હશે?' જયસુખલાલ બોલી ઊઠ્યા. ઠાકરે કહ્યું: 'હા, સારી રીતે. એ દિલ્હીમાં હતા અને બાદશાહના દૂરના લાયાત હતા.'

પછી તો બધી વાત નીકળી. દિલ્હીના મહેલોમાં અત્તરના ફુવારા પણ એમણે માણ્યા હતા. નાનપણથી સોમલ લેવાની આદત. અને તે વધતો વધતો લગભગ પોણા – એક તોલા સુધી પહોંચેલો! રોજનું એમને વીસ શેર કે એથી પણ વધુ તો ઘી પીવા જોઈતું;

'તો હવે એનું શું કરવા ધારો છો ?'

'એટલા માટે તો હું તમને તે બતાવું છું. એના પરથી તમે એક, બે કે ત્રણ નાનીનાની નવલિકા લખી નાખો ને. મને માસિકને માટે વાર્તા મળે અને આ ચિત્રોના બ્લોકનો ઉપયોગ થઈ જાય.'

પહેલે ઝપાટે તો તો હું હસી જ પડ્યો : 'તમે પણ વર્મા, ખરા છો હોં ! વાર્તા પહેલાં લખાય અને પછી ચિત્રો દોરાય; તમે તો આખો ક્રમ ઉલટાવી નાખો છો !' વર્મા કાબેલ વ્યક્તિ હતા. મારી તબિયત જાણતા હતા. મને ફુલાવીને કહે : 'અરે ધનસુખભાઈ, આ નિયમ સામાન્ય માણસોને લાગુ પડે છે; અસામાન્ય માણસોને નહિ. હું અસામાન્ય તંત્રી છું એમ માની લો, અને તમે અસામાન્ય લેખક છો એમ ધારી લો, અને પછી મને વાર્તા તૈયાર કરીને આપી દો !'

અને સાચે જ, મેં એ ચિત્રોની આસપાસ ત્રણ નવલિકા ગૂંથી દીધી અને તે ગુણસુંદરીમાં છપાઈ પણ ખરી ! હવે આજે એ પ્રેરણા નથી, એ કલ્પના નથી અને એવો ઉત્સાહ આપનાર પણ નથી ! આમ કહું ? ના રે ના. તો તો અમારા રામભાઈ અને ધીરુબહેનને ભારે અન્યાય થયો કહેવાય. એમણે લગભગ બળાત્કાર કરીને, મારી પાસે 'ગરીબની ઝૂંપડી' નાટક લખાવેલું.

ઘણીય વાર આપણને આપણાં સગાંમાં, આપણા સ્નેહીઓમાં ચહેરાનું જે મળતાપણું જણાતું નથી તે માત્ર થોડી વાર કોઈક કોઈક વાર જોનારને જણાઈ જાય છે. લાંબા સમય પહેલાંની વાત છે. મારી મોટી પુત્રી પૂર્ણિમા તે વખતે લગભગ પંદર–સોળની હશે. (અત્યારે આશર પિસ્તાળીસની હશે.) હું એને લઈ ને જુહુ કિનારે ફરવા ગયેલો. ત્યાં હું એક ઠેકાણે બેઠો અને પૂર્ણિમા આગળ ફરવા ગઈ.

હું બેઠો હતો ત્યાં મારા એક પ્રશંસક આવીને બેઠા. થોડી વારમાં વર્ષોનાં મારાં એક સ્નેહી (એ તો એમ કહે છે કે હું જન્મી ત્યારથી ધનુભાઈ, મારા સ્નેહી છે !) વિનોદિની નીલકંઠ આવીને કહે

છે કે, 'કેમ ધનુભાઈ, તમે અહીં નિરાંતે બેઠા છો? તમે આ તરફ બેઠા છો એવું મેં જાણ્યું એથી હું અહીં આવી.'

'તમને ક્યાંથી ખબર પડી કે હું અહીં બેઠો છું?' મેં પૂછ્યું.

'તમારી પુત્રી મને મળી હતી.' જવાબ મળ્યો.

'પણ તમે એને ક્યાંથી ઓળખો?' મેં પૂછ્યું.

'એમાં ઓળખવાની એવી ખાસ જરૂર ન હતી. દૂરથી ધનુભાઈ સાડી પહેરીને આવતા હતા તે મેં જોયા! હવે, તમે હાસ્યકાર છો છતાં સાડી પહેરીને જુઠ્ઠ કરવા આવો નહિ; એથી મેં જાણ્યું કે આ સાડી પહેરીને મને મળનાર તમારી પુત્રી હોવી જોઈએ. મેં તેને પૂછ્યું અને હું સાચી ઠરી!' વિનોદિની બોલી. અમે બન્ને ખડખડાટ હસ્યાં. થોડી વાર ટોળટપ્પા માર્યા પછી એ ચાલી ગઈ. તે ગઈ પછી મારા પ્રશંસક, જે સારા પ્રમાણમાં ગુસ્સે થયા હતા તે બોલ્યા: 'આ તે કાંઈ રીત છે? તમારા જેવાને માટે આમ કહેવું? એ યુવતી કોણ છે?'

મેં એમને શાંત કર્યા અને એમનુ ઓળખાણ આપીને સમજાવ્યું કે એમને કોઈ પણ પ્રકારે બોલાવાનો હક્ક છે.

એક જમાનો એવોય હતો જ્યારે બિનધંધાર્થી ગુજરાતી રંગભૂમિ તરફથી ત્રિઅંકી નાટકો તો કોઈક કોઈક જ ભજવાતાં. બાકી તો બધા કાર્યક્રમ ચવચવના મુરબ્બા જેવા હતા. એમાં એકાદ બે એકાંકી હોય, બેએક ગરબા હોય, બેએક નૃત્ય હોય અને એકાદ દાંડિયારાસ પણ હોય.

એ વખતે રંગમંચની ભીતરમાં કાંઈ કાંઈ તમાશા થતા. એક વાર ત્રિઅંકી નાટક 'કાકાની શશી' વખતે જ નાયક – નાયિકા ઝઘડી પડેલાં ને એમનો ઝઘડો પતે નહિ ત્યાં સુધી મુનશીજીની યુક્તિથી જ્યોતીન્દ્ર દવેએ દસેક મિનિટ શ્રોતાઓ — પ્રેક્ષકોને પોતાની યુક્તિપ્રયુક્તિથી રોકી રાખેલા! આમ 'ચવચવ'માં પણ થતું.

એક વાર રૉયલ ઑપેરા હાઉસમાં આવું "ચવચવ" ચાલે. તેમ લઘુમતીનો એક પક્ષ ભંગાણુ પાડવા ઇચ્છતો હતો. મને તેની ખબર ન હતી, કારણ કે આ ચવચવ મુંબઈગરાંઓએ સ્ટેજ કરેલું. હું તે 'જનરલ મૅનેજર' તરીકે ત્યાં હતો. દાંડિયારાસની આઇટમને અરધો એક કલાકની વાર હતી એટલે મેં એમાં ભાગ લેનારાઓની હાજરી ગણી લીધી. એટલામાં ખબર પડી કે દાંડિયાનો કોથળો જ ગુમ છે!

બીજા દાંડિયા લેવા જવું પડે ઠેઠ સાંતાક્રુઝ. એટલો સમય કોઈ રીતે મળે એમ ન હતું. બહુમતીવાળાં ઉપરતળે થઈ ગયાં. મેં 'કાંઈક રસ્તો નીકળશે' એમ કહી એમને શાંત રાખી બાકીનો કાર્યક્રમ ભજવવા કહ્યું. વિચાર કરતાં મને સૂઝી આવ્યું: વીજળીનું ફિટિંગ કરવા માટે વપરાતી લાકડાની 'કેસિંગ' ત્યાં મોટા જથ્થામાં હતી. એક સુથાર ઝોકાં ખાતો સીનસીનરીને અઢેલી એક ખૂણામાં બેઠો હતો. મેં એને પાંચ રૂપિયાની નોટ સરકાવી એ કેસિંગનાં દાંડિયા જેવડા બત્રીસ ટુકડા કાપી આપવાનું કહ્યું. તેણે ચુપચુપ તે કરી આપ્યા. આઇટમનો સમય પાસે આવતો ગયો. બધાં પૂછ્યા કરતાં હતાં. મારો જવાબ એટલો જ કે વખત થયે દાંડિયા મળશે.

દાંડિયા ગુમ કરનાર — અમે તેમનાં નામ જાણી ગયા હતા — છાતી ફુલાવી ફરતા હતા. સમય આવ્યો. સોળેસોળ વ્યક્તિને મેં લાકડાના બબ્બે ટુકડા આપી દીધા. અને દાંડિયારાસ પૂર દમામથી રમાઈ ગયો! પેલા દાંડિયા ગુમ કરનાર ભાઈ મારી પાસે આવીને બોલ્યા: 'આપ મુરબ્બી આ કાર્યક્રમની વ્યવસ્થામાં હતા તેની અમને ખબર નહિ; નહિ તો આમ કરત નહિ! માફ કરજો મુરબ્બી!'

એક એકાંકી એમાં એક યુવક–યુવતી વચ્ચે બોલવાનો ફાંકડો સંવાદ મેં મહેનત લઈ એમને સરસ 'કૉમ્પોઝિશન' શીખવ્યાં.

તે ભજવતી વખતે, હું તો જોઈ જ રહ્યો: યુવક એક વિંગ તરફ અને યુવતી બીજી વિંગ તરફ! સંવાદનો 'ટેમ્પો' પણ લઈ

ધીમો થઈ ગયો. ઠેઠ સુધી પેલા પ્રેમી યુગલનું મિલન જ રંગમંચ પર ન થયું !

પાછળથી જણાયું કે બંને પોતપોતાનાં ભાષણો ભૂલી ગયેલાં અને બંને પ્રોમ્પ્ટરની શોધમાં જુદીજુદી બાજુની વિંગ તરફ ગયેલાં !

પણ આમાં એમને પણ શો દોષ દેવો ? પ્રથમ કક્ષાના અભિનયકારોને મેં એ જ રીતે વિંગ આગળ જઈ પ્રોમ્પ્ટરને વિનવતા જોયા છે !

અમારા ડૉ. ઠાકર ઘણી વાર કહેતા કે ડૉક્ટરોને સામાન્ય બુદ્ધિ અસામાન્ય પ્રમાણમાં હોવી જોઈએ. એથી ઘણી વાર અમને કેસ તપાસવામાં ઘણું સૂતરું થઈ પડે છે.

અને એક વાર એ 'કૉમનસેન્સ'થી એમણે મારું દર્દ પણ સચોટ પારખેલું. હું નોકરીને અંગે કરાચી ગયેલો. ત્યાં ચાર માસ રહેલો. છેલ્લો માસ મને જમણી બાજુ પેટમાં દુખ્યા કરતું અને ત્યાંના ડૉક્ટરે કહેલું કે કદાચ એપેન્ડિસાઇટિસ પણ હોય. આમ કહીને એમણે મારી પાસે ઠીકઠીક ચરી પણ પળાવી હતી.

હું કરાંચીથી મુંબઈ આવ્યો ને હું તથા મારા મોટાભાઈ જયસુખલાલ ડૉક્ટર પાસે ગયા. મેં ત્યાંના ડૉક્ટરનો અભિપ્રાય કહ્યો. એમણે એ સાંભળ્યો અને પછી કહ્યું કે, 'હવે બેસ ને, ચાર મહિને આવ્યો છે તો જરા ગપ્પાં તો મારી લઈએ. પછી તપાસીશ.' આમતેમ ગપ્પાં માર્યાં પછી અચાનક એમણે મને સવાલ પૂછ્યો : 'ધનુભાઈ, ખરું કહેજે, કરાંચીમાં ઑફિસમાંથી કેટલા દહાડા ગાબડી મારેલી ?'

'એક પણ દિવસ નહિ. અરે, ગુડ ફ્રાઈડેની ચાર દિવસની રજા હતી છતાં હું એ ચારેય દિ ઑફિસે ગયેલો. ઘરમાં રહીને કરું પણ શું ?'

અ. ઉ. પુ. ૧૪

તરત જ ડૉક્ટરે જયસુખભાઈને કહ્યું : 'તમે નિરાંતે ઑફિસ જાઓ; ધનુભાઈ ને બીજું ગમે તે દર્દ હશે, પણ એપેન્ડિસાઇટિસ નથી.

'તમે તપાસ્યા વગર કેવી રીતે જાણ્યું ?' જયસુખભાઈએ પૂછ્યું.

'એ જ ખૂબી છે ને ?' ડૉક્ટરે હસતાં હસતાં કહ્યું : 'આને હું છેલ્લા પચ્ચીસ વર્ષ થયાં ઓળખું છું નવ્વાણું તાવ હોય તો એ ઑફિસ નહિ જાય. સહેજ પેટમાં દુઃખે તો એ ઑફિસ નહિ જાય. તો પછી એપેન્ડિસાઇટિસનું દર્દ થયું હોય અને એ એક પણ દિવસ ઑફિસમાં પાડે નહિ એ બને જ કેમ ?' અને આખરે એમણે મને તપાસ્યો ત્યારે નીકળ્યું પણ એમ જ, ખોટું 'ડાયેટિંગ' કરવાથી મને 'લો બ્લડપ્રેશર' થઈ ગયેલું. અને એક વાર હું ઊંટ પર બેઠેલો એથી મારા આતરડામાં સહેજસહેજ દુખ્યા કરતું હતું !

દરેક કુટુંબે એકએક કુટુંબનો ડૉક્ટર રાખવો જોઈએ તે આને માટે જ. એ આપણી તબિયત બરાબર જાણતો જ હોય.



વઢવાણમાં તાબૂતનો વખત આવે એટલે બેત્રણ પંજા લઈને સાંઈ ઓલાઓ ચાલતા હોય. ધૂપ લોબાન સાથે સાંઈઓ ગંભીર સૂરવાળાં ગીતો ગાતા હોય, ને આગળ પાંચ-સાત જુવાનિયા હાથમાં ગરજી લઈને ચાલતા હોય. 'ગરજી' એટલે એક સવા ફૂટ લાંબો લોઢાનો અણીદાર સળિયો ને તેને માથે નાનીનાની સાંકળોનો ઝૂડો.

પછી કોઈકને ત્યાં એ ઊભા રહે. પંજા તેમના લાંબા વાંસડા સાથે જમીન પર ટેકવીને ઊભા રાખે, સાથે ધૂપ-લોબાન વધારે ને વધારે ધુમાડા કાઢવા માંડે અને પેલા મોટી ધોળી દાઢીવાળા સાંઈ કલમા-કે એવું કાંઈક પઢતા હોય.

થોડી જ વારમાં પેલા જુવાનોને ઝનૂન ચડે ને તેઓ 'યા અલ્લાહ, યા અલ્લાહ' કરતા ખુલ્લી છાતીમાં પેલી ગરજી-પેલો તીક્ષ્ણ

ચોંયો ભોંકી દે! પાછી તરત કાઢે, થોડી વાર ગરજી હવામાં ઉછાળે, તેની અનેક સાંકળો ઓર જાતનો અવાજ કરી વાતાવરણને વધારે ઉરું અને તંગ બનાવે, અને વળી પાછા જુવાનિયાઓ ગરજી છાતીમાં ને પેટમાં ફૂલાવી દે! ગરજી ખાય તે વખતે તેમની નજર દૃઢતાથી પેલા પંજા ઉપર જ સ્થિર હોવી જોઈએ. જો એમ ન થાય તો ગરજી ખાતાંવેંત લોહી નીકળવા માંડે. પેલા સાંઈ ધૂપલોબાનની ભસ્મ લઈ પેલા ઝખમ પર લગાડે એટલે તરત લોહી નીકળતું બંધ થાય.

અમે જ્યાં સુધી વઢવાણ રહ્યાં ત્યાં સુધી દર વર્ષે અમે આ ગરજી ખાતા જુવાનોને જોતા. પછી પાલીતાણા ગયાં, પણ ત્યાં આવી ગરજીની પ્રથા જોવામાં આવી નહિ. વચમા રાજકોટમાં પણ તાબૂત જોયેલા અને ત્યા તાબૂત આગળ રજપૂતોને સાચી તલવારના અટાપટા રમતા જોયેલા, પણ આવી ગરજી ખાનાર જોયેલા નહિ, પછી સુરત અને મુંબઈમાં પણ તાબૂત જોયેલા પણ આવું દશ્ય દીઠેલું નહિ.

પેલી અંગ્રેજીમા ઉક્તિ છે તે પ્રમાણે 'શ્રદ્ધા પર્વતોને પણ હઠાવી દે છે' તેવુ જ કાંઈક હોવું જોઈએ.

મેઘાણંદ ગઢવીને પંચોતેર વર્ષ પૂરાં થયાં એ નિમિત્તે મુનશીજીએ કાવસજી જહાંગીર હોલમાં એક મેળાવડો યોજેલો અને તેમાં મેઘાણંદને પંચોતેર અસરફી આપવામાં આવેલી.

એ વખતે જુદાજુદા વક્તાઓએ પ્રસંગોચિત ભાષણો કરેલાં ને તેમાં માઈક-લાઉડ સ્પીકરનો ઉપયોગ પણ કરેલો. પછી મેઘાણંદના પુત્ર મેરૂભા ઊભા થયા, તેમણે કવિતા અને દુહા ગાવાના હતા. માઈકવાળો આવીને મેરૂભા પાસે માઈક ગોઠવવા ગયો, મેરૂભાએ તે દૂર ખસેડી નાખ્યું. હોલમા ચિકાર મેદની હતી. ઉપરની ગેલેરીઓ પણ ભરચક હતી ગેલેરીવાળા બોલી ઊઠ્યા: 'માઈક લાવો, માઈક લાવો!'

મેરભાએ હાથ જોડી કહ્યું: 'ભાઈસ.હેબો, અમે પાંચપાં હજારની સભામાં કવિતા દુહાઓની રમઝટ બોલાવીએ છીએ ત્યાં માઈક હોતાં નથી એટલું જ નહિ પણ માથે છાપરું પણ હોતું નથી ત્યાં અમારા અવાજ બરાબર સંભળાય છે તો અહીં તો ઉપર છાપરું છે ને? હું બોલવા માંડું અને તમારે કહેવું પડે કે, 'ભાઈ, જરા ધીરે બોલો, આ તો કાનમાં વાગે છે!' તો પછી?'

અને પછી એમણે અને ગોકુળદાસ રાયચુરાએ રમઝટ બોલાવી. માઈકની જરૂર ન જ પડી. એમના અવાજ સાંભળ્યા પછી જ્યારે આપણા હમણાના અભિનય કરનારના અને ગીતો ગાનારના ગળા સાંભળીએ છીએ ત્યારે આપણને શરમની લાગણી ઉત્પન્ન થાય છે. પણ ભાઈ, હું ભૂલ્યો, હવે તો એમના એવા 'માર્ક વોર્મ્સ' જ વખણાય છે ને? કેમકે એમાં નજાકત છે, કોમળતા છે! આજે પુરુષોના અવાજમાં મરદાનગી નથી, સ્ત્રીઓના અવાજમાં રણકો રહ્યો નથી પોળોમાંના ગરબા જેમણે માણ્યા હશે તેમને હું શું કહું છું તે સમજાશે.



ગરબાની વાત નીકળી એટલે એક અદ્વિતીય પ્રસંગ સાંભરી આવે છે. હું તે વખતે સાત વર્ષનો હતો. સુરતમાં અઠવા લાઈન્સમાં અમે એક બંગલીમાં રહેતા હતા સામેના જ બંગલામાં વઢવાણના ઠાકોરસાહેબ બાલસિંહજી આવીને રહેલા. એક વખત એમણે સુરતની ગાયકણીઓને બોલાવી એમની પાસે રાસડા લેવડાવેલા. એ લગભગ રાતના દસ વાગ્યે શરૂ થયેલા તે ઠેઠ સવારના ચાર વાગતા સુધી ચાલેલા. હું તે રાસડાના સંગીતે ઉત્પન્ન કરેલું માદક વાતાવરણ હજી ભૂલ્યો નથી.

વાર્તાલાપની કલામાં મને ટીકટીક રસ છે એટલે એ કલામાં શું શું આવશ્યક તત્ત્વ હોવાં જોઈએ એની મને થોડીથોડી ખબર છે. વાર્તાલાપ કરી શકનાર માણસમાં સામાની વાતો સાંભળવા જેટલી

યારી હોવી જોઈએ. સામાની વાત જરા શુષ્ક હોય તોપણ રસથી સાંભળવા આપણે તૈયાર રહેવું જોઈએ. જ્યારે ત્યારે આપણે ને આપણે જ વાર્તાલાપ કર્યા કરતા હોવા જોઈએ એવી ધૂન રાખનારને આવી વાર્તાલાપની કલામાં કલાકારની ઉપાધિ મળતી નથી.

વાર્તાલાપ કરનારે તીવ્ર વિરોધ ઉત્પન્ન થાય એવી વાતો ન કરવી જોઈએ. જ્યાં વિરોધ ઉત્પન્ન થાય ત્યાં જ એને સમેટી લેવાની અને ઝટ સમેટાય નહિ તો એ વિરોધ પચાવવાની શક્તિ હોવી જોઈએ.

આવી રીતે વાર્તાલાપ કરનાર બે કલાક ભલે સાંભળનારને જકડી રાખે, પણ પછી જો એ સાંભળનારના અંતરને તમે પૂછો તો એમાંનો દરેક એમ ધારતો હશે કે આ બે કલાકમાં પોતે પણ વાર્તાલાપમાં સારો જેવો ભાગ લીધો હતો. આ તો એક વાતની વાત.

અમારા સુરતમાં એક વાર્તાલાપ કરનાર રહે મોટી વયના, સમાજમાં મોટા ગણાય તેવા પણ એમનામાં એક મોટી ખોડ એ કે સાંભળનારને તે વચમાં એક શબ્દ પણ બોલવા દે નહિ! પોતે સતત બોલ્યા જ કરે, ને તેમાં પણ મોટો ભાગ આત્મપ્રશંસાનો. માણસ મોટા રહ્યા, એટલે બીજા કરે પણ શું? બેએક વાર્તાલાપ કરનારા એમને દ્વંદ્વ યુદ્ધમાં હરાવી શકવાની તાકાત ધરાવનાર હતા, પણ પેલા રહ્યા એમના મુરબ્બી, એટલે યુદ્ધનું આહ્‌વાન એમનાથી આપી શકાય નહિ.

તે વખતે દરેક ઉનાળાની મોસમમાં હું સુરત જતો. વાર્તાલાપ કરનાર તરીકે હું ઠીકઠીક જાણીતો હતો, એટલે ત્રણચાર જણાએ મને કહ્યું કે મારે પેલા મોટા માણસને મહાત કરવા! હું જુવાન હતો, યુદ્ધનો રસિયો હતો, એટલે મેં હા પાડી અને એક વાર યોજના પ્રમાણે પેલા ત્રણેક જણ સવારના સાડાઆઠ સુધીમાં પેલા મુરબ્બીને ત્યાં જઈને ગોઠવાઈ ગયા હું આશરે નવેક વાગ્યે ત્યાં પહોંચ્યો ત્યારે પેલા અજેય વાર્તાલાપ કરનાર સતત બોલ્યે જતા હતા ને બીજા સાંભળ્યા કરતા હતા

હું ગયો. મુરબ્બીએ મને વિનયથી સત્કાર્યો. હું બેઠો અને હજી તો પેલા મુરબ્બી કાંઈક શરૂ કરે ત્યાં તો મેં શરૂ કરી દીધું. લગભગ પોણો કલાક મેં અસ્ખલિત વાગ્ધારા ચલાવી; કાંઈ કાંઈ વિષયો છેડ્યા; પણ વચમાં મેં પેલા મુરબ્બીને એક શબ્દ પણ બોલવા દીધા નહિ.

પછી હું બોલતો બંધ થાઉં ને પેલા મુરબ્બી પોતાનો દાવ લેવાનું શરૂ કરે તે પહેલાં હું ઊભો થઈ ગયો અને ઘડિયાળ જોઈ ને બોલી ઊઠ્યો : 'અહોહો ! ઘણો વખત નીકળી ગયો. મારે હજી બીજે ત્રણેક જગ્યાએ જવું છે.' આટલું કહી, જે જે કરીને હું એમનો દાદર ઊતરી ગયો.

મારા ગયા પછી પેલા મુરબ્બીએ હાજર રહેલાઓને કહ્યું : 'આવો માણસ તો મેં આજે જ જોયો ! શું અહીં એ સભાખંડ સમજતો હતો ? અને પોતે ભાષણ આપવા આવ્યો હતો ?' ચેલામાંથી એકાદે વિનયથી કહ્યું : 'પણ મુરબ્બી, કહો ન કહો, પણ મજા તો આવી !'

'શું ધૂળ મજા આવી ?' મુરબ્બીએ ઉદ્ગાર કાઢ્યો.

મારા એક પરમ મિત્ર સ્વ. રમેશ દીક્ષિત (અમે બધા એમને રમણભાઈ કહેતા) પણ અચ્છા વાર્તાલાપકાર હતા, પણ તે મેદાનનો કબજો લઈ લેતા ન હતા, યથાવકાશ બીજાઓને પણ રમવા દેતા હતા.

બે મહિનામાં એ રમણભાઈ ને ત્યાં અમારો દાયરો જામતો. સાંજે ચારેક વાગ્યે એકઠા થઈએ તે રાતે સાત-સાડાસાતે બેઠક પૂરી થાય. તરેહતરેહના વિષયો ચર્ચાતા; પણ વાતાવરણમાં જરા પણ ઉગ્રતા આવતી નહિ. એક પ્રકારનું સુસ્થ, આનંદમય વાતાવરણ સર્જાઈ જતું.

એ જ રમણભાઈ ને ત્યાં, મુંબઈમાં, પન્નાલાલ ટેરેસિઝમાં શનિવારે બપોરે એવા દાયરા જામતા, પણ હાજર રહેનારની સંખ્યા

ઓછી. આવી જ ઓછી સંખ્યાવાળા દાયરા જ્યોતી-દસાઈ ને ત્યાં મુંબઈમાં મોરારજી ગોકુળદાસની ચાલમાં પણ થોડોક વખત ભરાયા હતા – જે દરમિયાન ' અમે બધાં 'ની હાસ્યપ્રધાન નવલ સર્જાઈ હતી.

એક વાર હું, મારા એક મિત્ર, તેમનાં પત્ની ને તેમની એક નાની વયની ઓળખીતી યુવતી ' કફરિન 'ના એક મેળાવડામાં જતાં હતાં. મૅલ પરથી લૉંચમાં બેઠાં. મિત્ર તેમની પત્ની જોડે વાતમાં ગૂંથાઈ ગયા. પેલી યુવતી બોલે કોની જોડે? એટલે એણે મારી જોડે વાત કરવા માંડી. પ્રત્યક્ષ હું એને ઓળખતો ન હતો. પણ આમ હું જાણતો હતો કે એ સંગીતની અજબ શોખીન હતી અને ચિત્રો પણ દોરતી હતી. તે સમયની ફૅશનની પણ બહુ જાણકાર હતી. આ ધ્યાનમાં લઈ મેં એ વિષયો પર જ વાત છેડી. પાએક કલાકમાં યુવતી બોલી : ' મુરબ્બી ! એક વિનતી કરું ? ' મેં કહ્યું : ' ખુશીથી.'

' મારા એક પિતા કાયદેસરના છે, બરાબર ? ' મેં કહ્યું : ' હા.'

' બીજા આ તમારા મિત્ર મારા સામાજિક પિતા છે, સમજ્યા ? અને હવે તમને હું મારા કલાવિષયક પિતા તરીકે સ્થાપવા માગું છું. હા પાડો છો ને ? ' યુવતી બોલી.

એ વાતને આજે લગભગ ત્રીસ વર્ષ વહી ગયાં. યુવતી પરણીને યુવતી મટીને પ્રૌઢા થઈ છે. પણ હજી સુધી તે દિવસનો બંધાયેલો સ્નેહ એવો ને એવો છે. અમુક બાબતમાં હું કેટલો ભાગ્યશાળી છું !

હું જુવાન હતો ત્યારે મિજાજનું જાણું હતો. લડ કાં તો લડનાર દે એવો મારો સ્વભાવ પણ આખી જિંદગીમાં જો સાચી મારામારી કરી હોય તો તે મેં સ્વ. કનૈયાલાલ વકીલ-સુપ્રસિદ્ધ કલાવિવેચક – જોડે ક્રિકેટની મૅચમાં કરેલી. એમાં અમે બન્ને ઠીકઠીક મૂર્ખા બન્યા હતા.

પણ પછી મને ચેન પડે નહિ. કોઈ પણ માણસ મારી જોડે વાત ...ન કરે તે મારાથી ખમાય નહિ; અને તેમાં વળી આ તો મારો પિત્રાઈ ભાઈ. એમના મોટા ભાઈ સ્વ. કપિલરામ જોડે તો તે વખતે પણ મારે

ઘણું સારું, પણ હવે કરવું શું? કનૈયાલાલ, જેમને અમે ગણુભાઈ કહેતા, તે પણ મિજાજના તિસમારખા. આથી હું બહાનું ગોધ્યા કરતો હતો, એવામા એમને જડયું. ગણુભાઈ બી એ. મા પાસ થયા. મે મારા મોટાભાઈને કહ્યું કે 'હું ગણુભાઈને અભિનદન આપવા જાઉં છું!'

'જા મારી ના નથી; પણ જવાબમા એ જો એકાદ તમાચો ઠોકી-દે તો હવે તુ સામો મારતો નહિ. એ શરત કબૂલ હોય તો જા!'

એ શરત સ્વીકારી, હું એક સવારે, ગણુભાઈને ત્યા પહોચ્યો. બહાર કપિલભાઈ ઊભા હતા, તેમને મે કહ્યું: 'મારે ગણુભાઈને અભિનદન આપવા છે. બોલાવો ને એમને.' થોડી વાર એ જોઈ રહ્યા, પછી બોલ્યા: 'બોલાવુ છુ; બેસ.' જરા વારે એ ગણુભાઈ આવ્યા મે એમને અભિનદન આપ્યા અને એ મને ભેટી પડ્યા! ત્યારથી એ અકાળે મૃત્યુ પામ્યા ત્યા સુધી, અમે નિકટના સ્નેહી થઈ રહ્યા.

રજાને દિવસે હુ એમને ત્યા જતો અને હુ, ગણુભાઈ ને માદીમહેન કલાકોના કલાક ગપ્પા મારતા. ગણુભાઈની એવી ઇચ્છા કે એ અગ્રેજીમા કલાવિવેચક, તેવા મારે ગુજરાતીમા કલાવિવેચક થવુ; અને એ પ્રમાણે મેં લેખો લખવા પણ માડેલા. ચિત્ર શિલ્પપ્રદર્શનોમા અમે સાથે જતા નાટકોના વિવેચન પણ અમે સાથે બેસીને કરતા પણ એ ઇચ્છા બર આવે તે પહેલા એ મૃત્યુ પામ્યા. એમની મૃત્યુનોધ આ પ્રમાણે મેં લીધેલી:

"ગુરુવાર તા. ૨૫-૧૧-૧૯૩૭ની રાતે આશરે નવ વાગ્યા હતા. કનૈયાલાલના ખડમા અંધકાર હતો. ઘેરી દુઃખદાયક શાંતિમા યત્કિંચિત પણ વિઘ્ન ન પડે તેવી ગતિથી નર્સ તે ખડમાં ફરતી હતી આગલા ખડમા, નષ્ટ થતી જતી આશાને ટકાવી રાખવા મથતા કનૈયાલાલના વડીલબધુ કપિલરામ બેઠા હતા. બને ખડની વચ્ચેના દ્વારમા, મૃત્યુની ગાઢતર થતી જતી છાયા વિખેરી નાખવા અશક્ત ને હતાશ માદીમહેન ઊભા હતા થોડી વારે એ અદર ગયા. હું ઊઠીને બારણા આગળ

ગો રહ્યો. પોતાની સ્વપ્નસૃષ્ટિમાંથી જાગૃત થતા કનૈયાલાલનો ત્યુધેરો અવાજ મારે કાને પડ્યો : ' All my dreams are shattered. new chapter will have to be begun '

કનૈયાલાલના મુખમાથી મે એ શબ્દો છેવટના સાંભળ્યા. મૃત્યુની ાયા વધારે ઘેરાતી ગઈ અને આખરે તેણે પોતાનુ કાર્ય શુક્રવારે પ્રાહ્નને પૂર્ણ કરી દીધુ. કનૈયાલાલનો આત્મા પરમ શાંતિ પામ્યો.''

પણ એમનાં અધૂરાં સ્વપ્નોનુ શુ ? જે લક્ષ્યપ્રાપ્તિ અર્થે તેમણે પાખા જીવનની કુરબાની કરી હતી તેનુ શુ ? ઉત્તર સ્પષ્ટ છે: જે અનેક ઊગતા ને પ્રૌઢ કલાકારોએ કનૈયાલાલના જીવનમાંથી રણા મેળવી છે તેમણે એ અધૂરા સ્વપ્ના પૂરા કરવા ભગીરથ પશ્ચર્યા કરવી રહી ! '



હું એક ઠેકાણે નોકરીમા હતો. ત્યા મારા ટેબલ આગળ કાંઈ ાઈ તરેહના ગૃહસ્થો આવતા અને મારી પાસે બેસીને ગામગપાટા મારતા. એક વખત ક્વેબ કુરેશી આવ્યા. એક કાળે તો એ અહીંની અતિ વિખ્યાત વ્યક્તિ હતા. પ્રતિભાશાળી વ્યક્તિત્વ, સરસ ઊંચાઈ, કદાવર શરીર, કેમ્બ્રિજમા અભ્યાસ કરીને બૅરિસ્ટર થઈને આવેલા. અહીંની અસહકારની ચળવળમા ઘૂમેલા.

એ કલાકોના કલાક મારા ટેબલ આગળ બેસીને વાર્તાલાપ કરતા. ખરેખર, એ રત્ન હતા. પણ આવા કાઈક રત્નો, આપણા દેશને દુર્ભાગ્યે, આપણે ખોયાં ! આપણા નેતાઓએ એમને એમની આગળ જગ્યા પર ઝખમ કરેલા અને અનિચ્છાએ એ અસહકારમાથી નીકળી ગયેલા.

એમના એક ઓળખીતા — એક વખતના ઘણા પૈસાદાર — આફ્રિકાની ચળવળમા બધી દોલત દેશને અર્પી બેઠેલા. એ તો મૃત્યુ પામ્યા, પણ એમનો એક પુત્ર અહીં રહે ચળવળને સર્વ ને એ ઓળખેલો નહિ. આ માટે માત્ર સો રૂપિયાની નોકરીનો સવાલ ક્વેબ કુરેશીએ

આપણા મોટામોટા નેતાઓ પાસે નાખ્યો અને એ બધા જ નેતાઓએ કોઈ પણ પ્રકારની મદદ કરવાની ના પાડી દીધી. સ્વેબની પોતાની પાસે પણ તે વખતે પૈસા નહિ. એમને ઘણું લાગી આવ્યું. એમની આસપાસ દેશભક્તો કહેવાતા કાંઈ કેટલાયે પોતાનાં ઘર ભરી દીધેલાં, પણ આ યુવાન માટે સો રૂપિયાની નોકરી પણ ફાજલ નહિ પાડી શક્યા।

ભારે હૈયે સ્વેબ કુરેશી ભોપાળ ગયા. ત્યાં નોકરી લીધી હતી અને ભાગલા પડતાં પાકિસ્તાન ચાલ્યા ગયા. પણ આ દેશને માટેની એમની લાગણી એવી કે એમણે પાકિસ્તાનમાં ગયા છતાં ભારત સામે એક હર્ફ પણ ઉચ્ચારેલો નહિ। આવા દાખલા હું ઠીકઠીક પ્રમાણમાં જાણું છું જ્યાં આવાં અણમોલ રત્નોનાં મૂલ્ય આપણે પારખ્યાં નહિ.

પણ આવી વાતો કરીને જીવ બાળવાથી શો ફાયદો? થનાર થઈ ગઈ. આવા અન્યાયો માટે પ્રાયશ્ચિત્ત પણ શાં કરવાં? ને કોણ કરે?



ક્રિકેટની રમત દુનિયાના જુદાજુદા ભાગમાં રમાય છે અને એમાં કાંઈ કાંઈ અજબ જેવા પ્રસંગો બની જાય છે. સાંતાક્રુઝમાં અમારી ટીમના કપ્તાન સ્વ. ડૉ. ઠાકર. તે વખતે પૂર્વ સાંતાક્રુઝમાં હમણાં જ્યાં એરોડ્રોમ છે ત્યાં અંગ્રેજી છાવણી રહેતી. ત્યાં જૂના સોલ્જરો જાય અને નવા આવે. આવી એક છાવણીના કપ્તાને ડૉ. ઠાકરની ટીમની મૅચ ગોઠવી. અમે અમારી ટીમમાં ત્રણ ધંધાર્થી ખેલાડીને હંમેશ લઈ આવતા બાકીના અમે આઠ જણ।

પહેલો દાવ અમે લીધો. સો–સવાસો રન કરી આઉટ થઈ ગયા. પછી પેલાઓનો દાવ આવ્યો. એ બધા જ હિટર, બૉલને હવામાં ઉછાળી, ક્યાંના ક્યાં મોકલનાર. ગૌળીબારની જમીન પર અમે રમીએ. એ જમીન ઢોળાવવાળી એટલે બૉલ પડ્યા પછી પણ દૂર ને દૂર ચાલ્યો જ જાય. એટલે દૂરથી આ બૉલ અમારે દરેક વખતે લાવવો શી રીતે?

અમે પેલા લશ્કરીઓને કહ્યું કે 'અમે તમારો દાવ આપવા તૈયાર છીએ બૉલ જરાક આવો જાય એટલે અમે ચાર રનની બાઉંડરી પણ જાહેર કરી દઈએ. પણ પછી બૉલ લાવવા માટે અમે બાઉન્ડરી આગળ નાનાનાના છોકરાઓને સાઈકલ પર તૈયાર રાખ્યા છે તે સાઈકલ પર જઈને બૉલ લઈ આવે! આ શરત મંજૂર હોય તો અમે દાવ આપીએ!'

આ સાભળીને પેલા લોકો ખૂબ હસ્યા, પણ પછી અમારી શરત એમણે કબૂલ રાખી. અમે પણ ત્રણેક બૉલ ઉપયોગમા લીધા. એક બાલ લેવા એક વૉલિન્ટીઅર સાઈકલ પર જાય અને તે પાછો આવે ત્યા સુધી થોભવાને બદલે અમે બીજા બૉલથી બોલિંગ કરવા માડીએ.

આ પ્રકારની ફીલ્ડિંગ બીજે કોઈ પણ ઠેકાણે થઈ નહિ હોય એમ હુ માનું છુ. અલબત્ત, લશ્કરીઓની જીત થઈ અને એમને આનંદ પણ ઘણો થયો. પછી રીટર્ન મૅચમા તો તેઓમાના પાચેક રમનારા અમારી બાજુ રમેલા ને અમારામાથી એટલા એમના પક્ષમાં રમેલા!

બધી રમતો પર મે હાથ અજમાવેલા, પણ મારી તબિયત મૂળથી જ ખરાબ, એટલે એકેમા પણ હુ નિષ્ણાત નહિ થઈ શકેલો. કેટલીક તો મે શરૂ કરીને ટાળેલી.

એક મિત્રને ત્યા બિલિયર્ડ ટેબલ. એમનાં કુટુંબીજનોએ મને તે શીખવવા માડી. આરંભમા તો ઠીક ચાલ્યું, પણ પછી અચાનક મારા 'ક્યુ'થી જોરમા ફટકો લગાવાઈ ગયો. (હાથી દાતનો) બૉલ ઊછળ્યો અને તેમની કાચની બારીમાથી બરાબર ગોળ કાણું પાડી, કંપાઉન્ડમાં દૂર ચાલ્યો ગયો. પેલા મિત્રનાં કુટુંબીજનો તો કાંઈ હસ્યા છે, કાંઈ હસ્યા છે! પણ હું બિલિયર્ડની રમતના ક્ષેત્રમાથી નિવૃત્ત થઈ ગયો! પેલાઓએ આગ્રહ કર્યો પણ મે કહ્યું : 'આ

આપણા મોટામોટા નેતાઓ પાસે નાખ્યો અને એ બધા જ નેતાઓએ કોઈ પણ પ્રકારની મદદ કરવાની ના પાડી દીધી. સ્વેબની પોતાની પાસે પણ તે વખતે પૈસા નહિ. એમને ઘણું લાગી આવ્યું. એમની આસપાસ દેશભક્તો કહેવાતા કાંઈ કેટલાયે પોતાનાં ઘર ભરી દીધેલાં, પણ આ યુવાન માટે સો રૂપિયાની નોકરી પણ ફાજલ નહિ પાડી શકયા!

ભારે હૈયે સ્વેબ કુરેશી ભોપાળ ગયા. ત્યાં નોકરી લીધી હતી અને ભાગલા પડતાં પાકિસ્તાન ચાલ્યા ગયા. પણ આ દેશને માટેની એમની લાગણી એવી કે એમણે પાકિસ્તાનમાં ગયા છતાં ભારત સામે એક હર્ફ પણ ઉચ્ચારેલો નહિ! આવા દાખલા હું ઠીકઠીક પ્રમાણમાં જાણું છું જ્યાં આવાં અણમોલ રત્નોનાં મૂલ્ય આપણે પારખ્યાં નહિ.

પણ આવી વાતો કરીને જીવ બાળવાથી શો ફાયદો? થનાર થઈ ગઈ. આવા અન્યાયો માટે પ્રાયશ્ચિત્ત પણ શાં કરવાં? ને કોણ કરે?



ક્રિકેટની રમત દુનિયાના જુદાજુદા ભાગમાં રમાય છે અને એમાં કાંઈ કાંઈ અજબ જેવા પ્રસંગો બની જાય છે. સાંતાક્રુઝમાં અમારી ટીમના કપ્તાન સ્વ. ડૉ. ઠાકર. તે વખતે પૂર્વ સાંતાક્રુઝમાં હમણાં જ્યાં એરોડ્રોમ છે ત્યાં અંગ્રેજી છાવણી રહેતી. ત્યાં જૂના સોલ્જરો જાય અને નવા આવે. આવી એક છાવણીના કપ્તાને ડૉ. ઠાકરની ટીમની મૅચ ગોઠવી. અમે અમારી ટીમમાં ત્રણ ધંધાર્થી ખેલાડીને હંમેશ લઈ આવતા. બાકીના અમે આઠ જણ!

પહેલો દાવ અમે લીધો. સો–સવાસો રન કરી આઉટ થઈ ગયા. પછી પેલાઓનો દાવ આવ્યો. એ બધા જ હિટર, બૉલને હવામાં ઉછાળી, ક્યાંના ક્યાં મોકલનાર. ગોળીબારની જમીન પર અમે રમીએ. એ જમીને ઢોળાવવાળી એટલે બૉલ પડ્યા પછી પણ દૂર ને દૂર ચાલ્યો જ જાય. એટલે દૂરથી આ બૉલ અમારે દરેક વખતે લાવવો શી રીતે?

અમે પેલા લશ્કરીઓને કહ્યું કે 'અમે તમારો દાવ આપવા તૈયાર છીએ. બૉલ જરાક આઘો જાય એટલે અમે ચાર રનની બાઉંડરી પણ જાહેર કરી દઈએ. પણ પછી બૉલ લાવવા માટે અમે બાઉન્ડરી આગળ નાનાનાના છોકરાઓને સાઈકલ પર તૈયાર રાખ્યા છે તે સાઈકલ પર જઈને બૉલ લઈ આવે! આ શરત મંજૂર હોય તો અમે દાવ આપીએ!'

આ સાભળીને પેલા લોકો ખૂબ હસ્યા, પણ પછી અમારી શરત એમણે કબૂલ રાખી. અમે પણ ત્રણેક બૉલ ઉપયોગમાં લીધા. એક બૉલ લેવા એક વૉલિન્ટીઅર સાઈકલ પર જાય અને તે પાછો આવે ત્યાં સુધી થોભવાને બદલે અમે બીજા બૉલથી બૉલિંગ કરવા માંડીએ.

આ પ્રકારની ફીલ્ડિંગ બીજે કોઈ પણ ઠેકાણે થઈ નહિ હોય એમ હુ માનું છુ. અલબત્ત, લશ્કરીઓની જીત થઈ અને એમને આનદ પણ ઘણો થયો. પછી રીટર્ન મૅચમા તો તેઓમાંના પાચેક રમનારા અમારી બાજુ રમેલા ને અમારામાંથી એટલા એમના પક્ષમાં રમેલા!

બધી રમતો પર મે હાથ અજમાવેલા, પણ મારી તબિયત મૂળથી જ ખરાબ, એટલે એકમાં પણ હું નિષ્ણાત નહિ થઈ શકેલો. કેટલીક તો મે શરૂ કરીને ટાળેલી.

એક મિત્રને ત્યાં બિલિયર્ડ ટેબલ. એમનાં કુટુંબીજનોએ મને તે શીખવવા માંડી. આરભમાં તો ઠીક ચાલ્યું, પણ પછી અચાનક મારા 'ક્યુ'થી જોરમા ફટકો લગાવાઈ ગયો. (હાથી દાંતનો) બૉલ ઊછળ્યો અને તેમની કાચની બારીમાથી બરાબર ગોળ કાણું-પાડી, કંપાઉન્ડમાં દૂર ચાલ્યો ગયો. પેલા મિત્રનાં કુટુબીજનો તો કાંઈ હસ્યા છે, કાંઈ હસ્યાં છે! પણ હું બિલિયર્ડની રમતના ક્ષેત્રમાંથી નિવૃત્ત થઈ ગયો! પેલાંઓએ આગ્રહ કર્યો પણ મેં કહ્યું: '

તો ઠીક છે કે એક કાચમાં ગોળ ઢાળ્યું પડ્યું. પણ બીજી વખત આ ટેબલની ફ્લેનલ ચીરાઈ ગઈ તો ? નહિ, નહિ. મારે નથી શીખવી આ રમત!'

કોઈ માને પણ નહિ, કારણ કે લગભગ બધાં માણસો બેત્રણ દિવસમા સાઇકલિંગ શીખી જાય છે. મને તે શીખતાં પૂરો દોઢ મહિનો થયેલો, અને તે પણ દેઠ સુધી એમાં હું એકસપર્ટ તો નહિ જ થયો.

તે વખતે સાંતાક્રુઝમાં રસ્તા પર મોટરકારો તો હતી જ નહિ. કોઈક ઘોડાગાડી હોય, ગાડા હોય ને બકરાં કે ઘેટાંના ટોળાં હોય. આ બકરા – ઘેટાંના ટોળામાં હું ઘણી વાર સાઈકલ પરથી ગબડી પડેલો ને જમીન પર નહિ પડતાં કોઈ ઘેટાં કે બકરાં પર સવાર થઈ ગયેલો.

વખત જતા ઘોડાગાડી ઓછી થતી ગઈ અને મોટરનાં ભૂંગળાં વાગવા માડ્યાં. પાછળ ભૂંગળું વાગે કે તરત જ, કોણ જાણે શાથી, હું અને સાઈકલ કોઈ ઘરના કમ્પાઉન્ડની દીવાલ સાથે અથડાઈ એ જ! આવી પરિસ્થિતિમા મેં સાઈકલ પણ છોડી.

મોટરકાર હાંકવાનું શીખવવા મારા મિત્રોએ ઘણા યત્નો કરેલા પણ તે તો મેં સ્વીકારેલા જ નહિ. હા, હું ટેબલટેનિસમાં ઠીકઠીક રમનાર ગણાયો તો – લગભગ સરસ રમનાર પણ ગણાઉં એટલી રમત મને સાધ્ય થયેલી. પણ વચમાં ત્રણ – ચાર વર્ષ રમત છૂટી ગઈ અને તે ગાળામાં આ રમત એટલી બધી બદલાઈ ગઈ કે ન પૂછો વાત!

અસલ તો એ રમતમાં ગતિ ધીમી હતી, સ્ટ્રોકમાં બ્રેક કરવાનો રિવાજ હતો અને હાફવોલી પણ લેવાતી. પણ પછી ગતિ એવી વધી ગઈ કે મારાથી બૉલ જ જણાતો નહિ!

ટેનિસ હું ઠીક ઠીક રમેલો. હું એક વખત રેલવેમાં. સાંતાક્રુઝમાં જ રેલવે જિમખાના. સારામાં સારા ખેલાડીઓ ત્યારે રમવા આવતા

પણ મને તે સમય અનુકૂળ નહિ, એથી હું રોજ સાંજે રમવા જતો. સાંજે બહુમતીમાં અંગ્રેજ અમલદારોની સ્ત્રીઓ રમવા આવતી ને સારા ખેલાડીઓ તેમને શીખવવા જેટલો સમય ગુમાવવા તૈયાર ન હતા, એટલે હું લગભગ 'કોચ' થઈ પડેલો. ઉજ્જડ ગામમાં એરન્ડો પ્રધાન! આ બધી આંગ્લ યુવતીઓ મને ચૅમ્પીઅન જ ધારતી

આ પ્રમાણે હું એક ચક્રવે રાજ્ય ચલાવતો હતો અને તેમાં કોઈ ભાગ પડાવે તેમ ન હતું. પણ થવા કાળ તે અમારા એક દિલ્હીના મિત્રને આ વાતની ખબર પડી. તે મશ્કરા જબરા અને 'પ્રૅક્ટિકલ' મશ્કરીઓ પણ કરે; એટલે એક વખત સાંજે હું પેલી યુવતીઓ સાથે રમતારમતાં ટેનિસની રમતનાં 'ફાઈન પૉઈન્ટ' સમજાવતો હતો તેવામાં એ પોતાના મિત્રને લઈ ને આવી પહોંચ્યા.

પેલા મિત્ર સ્થૂલ શરીરના જણાતા હતા. મારા મિત્રે મને એમની જોડે રમવાનું કહ્યું. મેં હા પાડી, રમત શરૂ થઈ. પહેલી ગેઈમ હું જીત્યો (એમણે મને જાણી જોઈ ને જિતાડેલો એમ મને પાછળથી સમજાયું!) પછી બીજી ગેઈમથી એણે પોતાની ખરી રમત દેખાડી. હું આમથી તેમ દોડું અને તેમથી આમ, પણ બૉલને અડકી જ નહિ શકું! જો અડકું તો બીજે જ ફટકે પેલો એવો સ્ટ્રોક મારે કે મારાથી તો જોઈ જ ન શકાય!

આમ હું સખત હાર્યો. પણ દિલ્હીના મિત્રે આ પ્રસંગ ખૂબ માણ્યો. પણ પછી પેલા નવા આવનારે મને ધીમે રહીને કહ્યું: 'હું ખરેખર દિલગીર છું. પણ આ મિત્રે મને કહ્યું એટલે મારાથી ના નહિ પડાઈ. હું છેલ્લાં ત્રણ વર્ષથી દિલ્હીનો ચૅમ્પીઅન છું!'

અલબત્ત, પેલી આંગ્લ યુવતીઓ બહુ ગુસ્સે થઈ ગઈ અને મારા મિત્રને સારું સંભળાવ્યું કે 'મિ. મહેતા હમણાં જરા માંદા છે એટલે આમ રમ્યા, બાકી તે કદાપિ હારે જ નહિ!'

અને પેલા બે જણના ચાલ્યા ગયા પછી તેમણે મને કહ્યું કે, 'એ બે જણ બહુ જ અવિવેકી હતા. તમે જરા પણ મનમાં લાવતા નહિ. સારામાં સારા ખેલાડીઓ પણ કોઈ કોઈ વખત 'ઑફકલર' થઈ જાય છે!'

મેં અનેક વાર સાંભળ્યું છે કે કાશીમાં એવા ચોબા રહે છે જે દશ શેર, વીસ શેર અને ત્રીસ-ચાલીસ શેર દૂધપાક ખાઈ જાય. પણ મેં માત્ર સાંભળ્યું છે; મારો પોતાનો અનુભવ નથી. બાકી મારી જિંદગીમા મેં પણ ઠીક ઠીક ખવૈયા જોયા છે ખરા.

અસલના સુવર્ણ યુગમા, સુરતમાં લગ્ન હોય ત્યારે, લગ્નના બારેક દિવસ અગાઉ 'તાવી બંધ'નો રિવાજ હતો. હમણાંના 'મુબર્ક બધ,' જેવો નહિ; પણ 'તાવી બધ' એટલે તે દિવસથી તાવી મુકાતી નહિ, એટલે કે રોટલી થઈ શકે નહિ – લોહિવામા પૂરી જ થાય!

આ પ્રમાણે અમે એક દિવસ રાતે પૂરી ને રવૈયા-વેંગણનું જમણ જમતા હતા. અમે અને અમારાં સગાવહાલા બધાંયે ભાત માગ્યો. મારાં બહેને એક ગૃહસ્થને આગ્રહ કર્યો, 'હવે આટલામાં ભાત શુ માગો છો? લો લો, બેત્રણ પૂરી તો લો.' એ ગૃહસ્થે જવાબ દીધો: 'તારો આગ્રહ છે તો મૂક, પણ મૂકવી હોય તો બેત્રણ પૂરીથી શું થાય?'

બહેને હાથમા ડઝનેક પૂરી હતી તે પેલા ભાઈની થાળીમા ઠાલવી દીધી પેલાએ કહ્યુ: 'ચાલો, તો હવે થોડું શાક પણ જોઈએ ને!'

બહેને શાક મૂક્યું. અમે વાતોમાં ચડયા. પેલાની થાળીમા પૂરી થઈ રહી, અને એ ભૂલી ગયેલા કે આ પૂરી તો આગ્રહ પછી મુકાઈ હતી! એટલે એમણે પાછી પૂરી માગી. એ મૂકવામા આવી એટલે શાક થઈ રહ્યું. એટલામા પૂરી પાછી થઈ રહી એટલે પૂરી માગી આ પ્રમાણે ભાત માગ્યા પછી એ ગૃહસ્થે બરાબર ત્રણ ડઝન પૂરી અને ત્રણ વખતનું શાક ખાઈ લીધું. અલબત્ત, પછી બહેને ફરીથી આગ્રહ

ર્થી જ નહિ, એટલું જ નહિ પણ ઝડપથી ભાત લઈ આવીને ત્વાને પીરસી દીધો! પેલા ભાઈએ કહ્યું: 'હવે અહીંથી જમીને ારે તરત 'નાઇટ ડયુટી' પર જવું છે ને, એટલે સભાળીને ખાવુ ડે! બાકી બહેન, પૂરીશાકથી કાંઈ થોડુ પેટ ભરાય?'

અમારા એક મિત્રના પત્ની પિયર ગયેલાં. ઘરમાં મિત્ર એકલા એટલે એમણે એક રવિવારે ચારપાચ મિત્રોને ઘેર જમવા બોલાવેલા. પોતે રસોઈમા પ્રવીણ એટલે રસોઈ પણ 'ઓહો' બનાવેલી. બધા જમી રહ્યા અને પાનસોપારી ખવાતા હતા ત્યારે મારા મિત્ર આરામ-ખુરશીમા આડા પડયા.

પેલા ચારપાચ મિત્રો અદરઅંદર વાતે ચડયા. એકે કહ્યુ કે હું હવે એક શેર શિખડ ખાઈ જાઉં. બીજો કહે કે હુ દોઢ શેર ખાઉં. ત્યારે ત્રીજાએ ઝુકાવ્યુ કે એમા તમે શી ધાડ મારી? હું બશેર ખાઈ જાઉં.

આ વાતથી અમારા મિત્ર ઉશ્કેરાયા તેમણે આરામખુરશીમાં ટટ્ટાર થઈને કહ્યુ: 'તમે પણ ભલા, શી નાનાં છોકરાની રમત રમી રહ્યા છો? હું કોઈ ખવડાવે તો અત્યારે દશ શેર શિખંડ ખાઈ જાઉં!' પછી બોલ્યા: 'શુ આપો?'

મિત્રો બધા ઠંડા જ થઈ ગયા. પણ એમણે આ વાત માની નહિ. બધાને લાગ્યુ કે અમસ્થો ગપ્પા મારે છે, એટલે એક જણાએ કહ્યું: 'તુ દસ શેર શિખડ ખાઈ જાય તો રૂપિયા દસ આપવા.' તે જમાનામા દસ રૂપિયા નાની રકમ ગણાતી ન હતી.

આમણે પડકાર ઝીલ્યો. બધાએ ઝવેરીબજારમા (મુબઈમા) જઈ નાકે એક ભૈયાની જાણીતી દુકાન હતી ત્યા દસ શેર શિખડ જોખાવ્યું. તે લઈને મારા મિત્ર બેઠા તે ધીમેધીમે દસ શેર શિખંડ ખાઈ ગયા.

રૂપિયા દસની નોટ ગજવામાં સરકાની ચારેક આનાની એલચી લીધી સૌ સૌને ઘેર ગયા પણ આ ભાઈ મુબઈમાં રખડવા નીકળી

પડ્યા. વણેક કલાકની રખડપટ્ટી કરીને સાથે પેલી એલચી પણ ખલાસ કરી અને પછી ઘેર આવીને જરા સૂતા.

બીજે દિવસે સવારના પેલા મિત્રો આ ભાઈની ખબર કાઢવા આવ્યા તેમને હતું કે ખાતા તો ખાઈ ગયા, પણ પછી તબિયત કદાચ બગડી પણ હોય પરન્તુ આ ભાઈ તો બોલ્યા. 'અરે મારા ભાઈ શી વાત કરું ! આ સારી પેઠે રખડ્યો એટલે બધું પચી ગયું અને ભૂખ્યે પેટ આપણને ઊંઘ આવે નહિ એથી રાતે થોડી ખીચડી ને મોગરીની કઢી બનાવીને ખાઈ લીધા !'

હું અને મારા બનેવીનું કુટુંબ દેવલાલી ગયેલ ત્યાંથી એક વાર હું મારા બનેવીના સુરતથી આવેલા એક મિત્ર સાથે નાસિક ગયા ત્યાં બધે ફર્યા અને રસની કેરી પાકી સો ( એટલે ૧૩૬ નગ ) લીધી તેમાંથી મે, બનેવીએ અને પેલા ભાઈએ પાંચપાંચ કેરી સાથે નાસ્તો ખાધો અને એક ઓટલા પર વિશ્રાંતિ લેવા સૂતા. પેલા ભાઈએ કહ્યું કે આપણને બપોરે ઊંઘ નહિ આવે, એટલે હું તો બેઠો છું; તમેતમારે ઊંઘ લઈ લ્યો; પછી આપણે દેવલાલી જઈએ'

અમે સૂતા બેઅઢી કલાક પછી ઊઠીને નાસ્તાના વાસણો એકઠા કર્યા અને આસપાસ પેલી કેરી માટે જોયું. અમને ફાંફાં મારતા જોઈને પેલા બોલ્યા. તમે શું શોધો છો ? કેરી ?'

અમે હા પાડી અને એ બોલ્યા. 'માફ કરજો પણ મને ખબર નહિ કે તમે ઘેર લઈ જવા કેરી લીધી છે એટલે આપણે તો બેઠા બેઠા કેરી ચૂસી ગયા ! પણ હરકત નહિ હું હવે બીજી પાકી સો લઈ લઈશ' આમ એ ભાઈ એકસો ને એકવીસ કેરી બેઠાબેઠા ચૂસી ગયેલા !



આજના જમાનામાં યુવતીઓ ભલે હોમ સાયન્સ શીખવા કૉલેજમાં જતી અને ઠેઠ અમેરિકા પણ જતી, પણ જરૂર તો યુવકોએ

હવે રસોઈની તાલીમ લઈ લેવાની છે. પત્ની પણ નોકરીએ જાય — એમાંની ઘણીખરીને નોકરી કરવી જ પડે—એવી આજની સ્થિતિ છે; આ મોંઘવારીમાં એ વિના ઘરના બજેટનાં બે પાસાં મળે જ નહિ; એટલે પતિને પણ અવારનવાર રસોડાનો કબજો લેવાનું જરૂરી બને છે. હવે કાંઈ થોડા અસલના દહાડા છે?— જ્યારે

'નાનકડી નાર ને નાકે મોતી, પિયુ પરદેશ ને વાટડી જોતી;
પત્ર લખે ને નિર્ગમે દહાડા, એ એંધાણીએ નાગરવાડા.'

એમ હતું. હવે તો સવાર પડે ને પતિપત્ની બન્નેને ઑફિસે જવાની દોડદોડ. એવું પણ બને છે, કે પતિ સવારે સાત વાગ્યે નોકરીએ જાય અને અગિયારે પાછો આવે; પત્ની અગિયારે જાય તે છેક સાંજે આવે. પતિ પાછો છએક વાગ્યે જાય તે રાતના દસ-સાડા દસે આવે! અરે એ તો ઠીક, પણ પતિ મુંબઈમાં પ્રોફેસર અને પત્ની અમદાવાદમાં પ્રોફેસર! વેકેશનમાં જ બે મળે! એટલા માટે મારો આગ્રહ છે કે હવે યુવકો માટે પણ પાકશાસ્ત્ર શીખવાનો પ્રબંધ થવો જોઈએ. જો કે તે વિના પણ ધીમેધીમે પુરુષો શીખી તો લે છે જ; કારણ કે તે વિના અન્ય માર્ગ નથી, પણ વર્ષો પહેલાં એવી સ્થિતિ ન હતી.

છતાં એક વખત એવી પરિસ્થિતિ ઊભી થઈ કે મારી પત્ની સુવાવડ માટે સુરત ગઈ. પાંચેક માસ ત્યાં રહેવું પડે. મોટાભાઈ દિલ્હી ગયેલા: પહેલા વિશ્વયુદ્ધમાં મ્યુનિશન્સ બૉર્ડમાં. નાનો ભાઈ પૂને ઈજનેરી કામ શીખવા ગયેલો. સાંતાક્રુઝમાં હું ને મોટાભાઈના સાળા ચન્દ્રપ્રસાદ બેને એકલાને રહેવું પડવાનું. સાંતાક્રુઝમાં મારાં મોટાંબહેન રહે અને એમની મહેમાનગીરી એટલે 'ઓહો!' છતાં અમે બેએ કેસરિયાં કર્યાં અને પણ લીધું કે 'હવે હાથે રસોઈ કરીને જ જમવું.'

મારાં મોટાં બહેન અને તેમનાં સાસુ બન્ને ઊકળી પડયાં. ને અમને ખૂબ ધમકાવ્યા. પણ અમે એકના બે ન થયા. હા એક વાતનો એકરાર કરી દેવો જોઈએ. અમે તો 'સુરતી,' એટલે 'ખાનપાનને ખાતર જિંદગી છે' એવું માનનારા. આથી અમે એક વાતની છૂટ મૂકી કે તહેવારને દિવસે અમારે બહેનને ત્યાં જમવું. અલબત્ત, વાત એ હતી કે જો આ પ્રમાણે ન કરીએ તો તહેવારને દિવસે પણ અમારા નસીબમાં કાચીપાકી રસોઈ જ હોય! છતાં દેખાવ એવો કરેલો કે મોટી બહેન અને તેમનાં વૃદ્ધ સાસુના વચનને માન આપી અમે આટલું સ્વીકારેલું છે.

પણ હવે અમારી રસોઈની જ વાત કરું. પહેલે દિવસે અમે પડોશીને પૂછીને દાળ ચડવા મૂકી. આરંભ શાકથી જ કર્યો; અને તે પણ કાંદા-બટાટાના; એટલે એમાં પણ વાંધો આવ્યો નહિ. ભાત પણ ચડાવી દીધો અને પછી રોટલીને માટે કણક બાંધવા સામ-સામા બેઠા.

પહેલાં કણક જરા ઢીલી થઈ ગઈ, એટલે અમે લોટ ઉમેર્યો. કણક આથી કઠણ થઈ એટલે અમે પાણી નાખ્યું, એથી વળી ઢીલી થઈ ગઈ. આ ક્રમ ત્રણચારપાંચ વાર થતાં બે માણસને બદલે સાતઆઠ માણસ ખાય એટલી કણક બંધાઈ ગઈ અને છતાં ઢીલી અને કઠણની સ્થિતિ તો બદલાઈ જ નહિ! હવે અમે બન્ને ગભરાયા. મારે પાછા નોકરીએ જવાનું અને ચન્દ્રપ્રસાદને કૉલેજમા જવાનું; એને પણ મોડું થતું જતું હતું. સવારના અમુક સમય પછી સલાહકાર પણ કોણ મળે? આખરે અમે પડોશી પારસી કુટુંબ હતું ત્યાં જઈને અમારી પરિસ્થિતિ સમજાવી. પહેલાં તો એ બધાં ખૂબ હસ્યાં, પણ પછી એક પારસી યુવતીએ આવીને કણક બાંધી આપી, એટલું જ નહિ પણ અમને સવારે ચાલે તેટલી રોટલી પણ વણી આપી. પાછી કહેતી ગઈ કે 'રાતે મને બોલાવજો એટલે રાતની રોટલીનું પણ તમને સમજાવી દઈશ.'

આમ અમે રસોઈની કલામા પારગત થવાના પ્રયત્નનો આરભ કરી દીધો. મને તો એવુ ખરુ કે હજી અમને એ કલા જરા પણ સાધ્ય નથી, પરતુ અમારા ચદ્રપ્રસાદભાઈ બહુ આશાવાદી, એટલે એમણે તો માની જ લીધુ કે એ કલા એમને પૂરેપૂરી આવડી ગઈ છે!

આ માન્યતાથી ઉત્તેજિત થઈને, એક દિવસ સવારે ચદ્રપ્રસાદે જણાવ્યુ કે આજે તો ભજિયા જ બનાવીએ. મે ના પાડી, પણ એમણે માન્યુ નહિ ભજિયા માટેનુ ખીરુ એમણે બનાવ્યુ. મે કાદા, બટાટા, ગલકા, વેગણ વગેરેની કાતરી આપી. ચૂલા પર લોઢિયુ મૂકી ચદ્રપ્રસાદે ખીરામા બોળીબોળીને પેલી કાતરીને લોઢિયામા મૂકવા માડી પણ ભજિયાને બદલે લોઢિયામા જ એક તરફ ખીરુ તળાય અને બીજી તરફ કાદા, બટાટા વગેરેના પતીકા તળાય! ચદ્ર-પ્રસાદે ખૂબ પ્રયત્ન કર્યા, પણ પેલા બે સાથે જોડાઈને ભજિયા થાય જ નહિ!

અમે કટાળ્યા અને કોઈકની મદદ માગવા અમારા કઠેરામા ઊભા રહ્યા થોડી જ વારમા અમારા એક પરમ સ્નેહી (સ્વ) કરણલાલ ભાઈ ત્યાથી નીકળ્યા અમે એમને ઘાટો પાડી બોલાવ્યા અને એ મિનિટમા કોણ જાણે એમણે શુ કર્યુ કે પેલી બે વસ્તુ જોડાઈને ભજિયા નીકળવા માડ્યા પાછળથી ચદ્રપ્રસાદ તો કહેલુ કે હવે મને આવડી ગયુ પણ મે 'એ રીતે ફરીથી ખીરુ ને શાક એમ બે છૂટ છૂટ ખાવાની મારી તૈયારી નથી' એમ કહીને એ પ્રયોગ ફરીને કરવા દીધો નહિ

આવી નિષ્ફળતા છતા અમે અમારા નિશ્ચયને વળગી રહ્યા અને ધીમેધીમે સાદી રાજિંદી રસોઈ બનાવતા થયા, જો કે કેટલીક કચાશ તો રહી જતી દા ત. હુ જ્યારે જ્યારે ખીચડી બનાવતો ત્યારે ત્યારે ખીચડી અરધી તપેલીમા નીચેથી બળી જતી, અને બાકીની અરધીમા ઠીકઠીક પ્રમાણના પાણી રહેતુ. બળેલી ખીચડી સરસ લાગે, જો

વધારે ઘી લઈ એ તો, એમ કહી એ ભાગ ચંદ્રપ્રસાદ ઠાંસેઠાંસે ખાતા.

થોડે થોડે દિવસે ચંદ્રપ્રસાદને પોરસ ચઢતો અને નવી વાની પર અમે હાથ અજમાવતા. એક વાર તો, મને યાદ છે કે, અમે મેથીનાં મૂઠિયાં બનાવ્યાં હતાં. સ્વાદમાં સારાં થયેલાં, પણ હાથેથી તો એ ભાંગેલાં જ નહિ. શ્રીનાથજીનો હોર જેમ આપણે હથોડીથી ભાંગવો પડે છે તે જ પ્રમાણે અમે પહેલાં એ મૂઠિયાંને હથોડીથી ભાંગી નાખેલાં અને પછી જ જમવા બેઠેલા. પછી બહુ ત્રાસ પડેલો નહિ.

પાંચછ માસ પૂરા થયા. મારી પત્ની સુરતથી પાછી આવી ગઈ. અમે તે પછી એકેક વખત તેને કહેલું કે તું કદીક આરામ લે અને આખી રસોઈ અમને જ કરવા દે. પણ અમારી રાંધણકલાની થોડીક વાતો એને કાને પણ પહોંચેલી, તેથી અમારી દરખાસ્ત તેણે અપનાવી નહિ.

માનવી બહુ વિચિત્ર પ્રાણી છે. એની ખાસિયત પણ વિચિત્ર. જગવિખ્યાત ચિત્રકાર હોય એને પોતાની ચિત્રકલા માટે અભિમાન ન હોય, પણ કદાચ પોતાની ખૂબસૂરતીની જ ખુમારી હોય! એક લખપતિ, કુન્નરઉદ્યોગના મહારથી, જેમણે અસલની દિલ્હી અને સિમલાની ધારાસભામાં પણ અનેક પ્રશ્નો વિષે નિષ્ણાત તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરેલી, તેમને એ બધી બાબતોનું અભિમાન ન હતું, પણ પોતે બહુ જ સારા સ્થપતિ છે એમ મનાવવામાં એમને ખૂબ પોરસ ચઢતો. મને એમણે ઘણી વાર કહેલું કે, 'ધનસુખલાલ, આ બધી જંજાળ માથા પર ન હોત તો હું એવી ઇમારત બાંધત કે ઘડીભર લોકો જોઈને છક થઈ જાત!' અસલના જમાનામાં માસિક પંદરથી વીસ હજારની પ્રેક્ટિસ ધરાવનાર એક ધારાશાસ્ત્રીને કાયદાના જ્ઞાનનું બહુ મહત્ત્વ ન હતું,, પણ પોતે ભલભલા રસોઈયાને પણ પાણી ભરાવે એવી પોતાની રાંધણકલામાં અભિમાન હતું! એક પ્રથમ કક્ષાના એન્જિનેરને પોતાની જ્યોતિષવિદ્યાના જ્ઞાનનું જ અભિમાન હતું. આ

પ્રમાણે માનવીઓને, પોતે જેમાં કીર્તિ મેળવી હોય તેમાં ખાસ રસ ન પડતાં નાનીનાની બાબતોમાં રસ પડે છે; એટલું જ નહિ પણ તેમાં પોતે ગર્વ પણ લે છે

ધનસુખલાલ મહેતાએ હાસ્યરસના ક્ષેત્રમાં ઠીકઠીક કર્યું છે, રંગભૂમિને ક્ષેત્રે પણ ઠીક કર્યું છે; પણ એને પૂછો તો પોતે રણજી, કે દુલીપ કે વિજય મરચંટ ન થઈ શક્યાનો અજંપો ભોગવે છે; તબલાંમાં તિરકવા કે નિખિલ ઘોષ જેવા ન ગણાયાનો એમને અફસોસ છે; અને પોતે અતિથિ તરીકે અવ્વલ નંબરના છે એનું અભિમાન છે. એમાં કોઈ એમનાં વખાણ કરે તો એમને ખૂબ સંતોષ થાય છે! અહીં પોતાની એ બાબતની કુશળતાના બેત્રણ દાખલા બસ થશે.

એક સ્નેહી અને એમનાં પત્નીને ત્યાં એ સાતેક દિવસના અતિથિ થયા. ડિસેમ્બર મહિનો, એટલે ટાઢનું પૂછવું નહિ. બેત્રણ દિવસ પછી એમને ત્યાં વર્ષોથી કામ કરનાર બાઈએ મિત્રપત્નીને કહ્યું: 'આ પરોણા આટલી ઠંડીમાં પણ ટાઢે પાણીએ કેમ નહાય છે?'

મિત્રપત્નીએ એ માન્યું નહિ અને કહ્યું કે, 'ભલી બાઈ, એમની તબિયત નાજુક ને વળી આટલી ઠંડી; પછી ટાઢે પાણીએ તે એ નહાય!'

'પણ મોટીબહેન, એમના નહાઈ રહ્યા પછી હું કપડાં લેવા જાઉં છું તો બંબો તો ભરેલો જ હોય છે!'

મિત્રપત્નીએ મને પૂછી જોયું અને મારે કબૂલ કરવું પડ્યું કે હું નહાયા પછી ખાલી બંબો પાછો ભરી દઉં છું! મારી આ પ્રકૃતિને લીધે હું જ્યાં પણ જાઉં ત્યાંના નોકરો મારા પર ખુશ હોય છે.

હું કોઈને પણ ત્યાં જાઉં તો પહેલાં એમને પૂછી લઉં કે એમને ત્યાં સવારસાંજ જમવાનો સમય કયો? પેલાં કહે કે તમે આવો તે સમય. પણ તે હું કબૂલ ન કરું અને એમના રોજના નિયમથી પાઅરધો કલાક વહેલો જ ઘેર પહોંચી જાઉં. પણ માત્ર નાનીનાની

બાબતોથી જ હું મારી જાતને નમૂનેદાર અતિથિ કહેડાવવા માંગતો નથી. કેટલીક વાર મારી કપરી કસોટી પણ થઈ છે.

મારા એક વડીલ મિત્ર અને તેમનાં પત્ની. એમને સંતાન ન હતું એથી ઘરમાં ચોખ્ખાઈ રાખવાનો ખૂબ આગ્રહ. મિત્રનો મિજાજ ગજબનો ગરમ. એક વાર પોતાના કોઈ નજદીકના સગાને એમણે પોતાને ત્યાં રહેવાનુ આમંત્રણ આપ્યું. પેલો બિચારો એક માસની રજા લઈ પોતાની પત્ની સાથે એમને ત્યાં રહેવા ગયો. પણ એને બિચારાને ચોખ્ખાઈની ગમ નહિ, તેમ જ નિયમિતપણું પણ આવડે નહિ. પરિણામે, માત્ર સાત દિવસમાં અમારા પેલા વડીલ મિત્રનું મગજ ફાટયું અને પેલા ભાઈ અઠવાડિયામાં જ પોતાને ગામ પાછા ફર્યા.

એ વડીલ મિત્રે મને પોતાને ત્યાં બોલાવ્યો. ત્યાં જ મને નોકરીમાં ઠરીઠામ કરી આપશે એવી આશા એમણે આપેલી. ઘણાઓએ મને કહ્યું કે, 'ભાઈ, ભલભલા માણસો એમની સાથે અઠવાડિયું રહી શક્યા નથી, તો તું શું રહેવાનો ?' છતાં આપણે તો ગયા. હું ઘરમાં દાખલ થયો કે તરત એ મિત્રે મને એક વૉર્ડરોબ બતાવ્યું અને કહ્યું કે આમાં તારાં કપડાં તારે મૂકવાનાં. હું સવારે ત્યાં પહોંચેલો. પછી મેં સ્નાન કર્યું અને સાજના એમની સાથે મોટરકારમાં ફરવા ગયો. રાત્રે સૂવા જતી વખતે પેલા મિત્રે મારા રૂમમાં જોયું તો બધું વ્યવસ્થિત! એક પણ કપડું બહાર રખડતું નહોતું. બૂટ પણ એમની જગ્યાએ! આ પ્રમાણે હું એમની પહેલી કસોટીમાંથી તો પસાર થઈ ગયો.

પણ મને લાગ્યા કરે કે કાંઈક પણ અહીં બોદું છે. ત્રણ-ચાર દિવસ ગયા કેડે મને .કારણ જણાયું. એ મિત્ર અને એમનાં પત્ની રાત્રે જમતાં જ નહિ. માત્ર અલ્પાહાર કરે. એક મારે લીધે એમને આખી રસોઈ કરવી પડતી! હું મૂંઝાયો, કારણ કે ભૂખ્યે પેટે મને ઊંઘ આવે નહિ.. છતાં બીજો ઉપાય ન હતો. અંતે એક દિવસ રાત્રે

વાણુ વખતે મેં સહજ પૂછ્યું : 'મુરબ્બી, તમે રાતનાં પણ પૂરી રસોઈ જમો છો ?'

'કેમ આમ પૂછો છો ?'

'એટલા માટે કે હું સાંતાક્રુઝમાં સવારે જ પૂરી રસોઈ જમું છું. રાત્રે તો અલ્પાહાર જ કરું છું, એટલે પૂછું છું.'

બસ થઈ રહ્યું. મિત્ર આનંદથી હસી પડ્યા અને પત્ની તરફ જોઈ ને બોલ્યા : 'જોયું કેની ? મેં તો તને કહ્યું જ હતું કે આપણે ધનુભાઈને પહેલેથી પૂછી લઈએ કે તું રાતના આખી રસોઈ જમે છે કે માત્ર થોડુંક કાચુંકોરું ? પણ, તેં મને ધમકાવીને ના પાડી દીધી કે એવું તે કાંઈ પુછાતું હશે ? ચાલો આજથી બધો ખુલાસો થઈ ગયો.'

અલ્પાહારથી શરૂશરૂમાં તો મને બિલકુલ ઊંઘ આવી નહિ; પણ પછી તો મને ટેવ પડી ગઈ અને ઊલટાની બહુ સારી નિદ્રા આવવા માંડી.

એ મિત્રને બ્રિજિકનો બહુ શોખ. રોજ રાત્રે અમે રમીએ : હું અને એક ડૉક્ટર હતા તે બે એક તરફ, અને બીજી તરફ પેલા વડીલ મિત્ર અને તેમનાં પત્ની. પત્ની રમવામાં ઘણાં કાચાં, એટલે એ બે જણ રોજ હારે ! પરિણામે મિત્રનો પિત્તો જાય અને પત્નીને ખખડાવે, ને પત્ની આખરે રડી પડે ! આમ રોજ રાતના અચૂક થાય. એટલે મેં કીમિયો શોધી કાઢ્યો. એક દિવસ બપોરે મેં મિત્રને કહ્યું : 'મુરબ્બી, મને પેલા ડૉક્ટર જોડે રમવું ફાવતું નથી. એ નાહકનો મિજાજ કર્યા કરે છે માટે હું ને તમારી પત્ની ભિલ્લુ થઈએ, તમે ને ડૉક્ટર થાઓ !'

મિત્ર તો આ સાંભળીને અત્યંત આનન્દમાં આવી ગયા. એમણે તો મને સાવ ગધેડો જ ધાર્યો હોય ને ? પણ આ યોજના એમણે સ્વીકારી લીધી. તે દિવસથી રોજ રાત્રે, ઘણુંખરું તો અમે સખત હારીએ જ, પણ કોઈક વાર 'પાસા પડે તે અનાડી જીતે' જેવું

થવા જાય તો હું જાણીજોઈને કાંઈક ગંભીર ભૂલ કરું અને પરિણામે અમે હારીએ. ધીમેધીમે તો પેલાં મિત્રપત્ની પણ મને કેમ રમવું તે વિષે શિખામણ આપવાની હિંમત કરતાં! રોજ રાત્રે અમે બધાં બહુ જ આનંદમાં બાજી પૂરી કરતાં. પરિણામે, આ ચાપલિયાં અને વિચિત્ર પ્રકૃતિનાં યજમાનોને ત્યાં હું ખાસ્સો સાડાત્રણ માસ રહ્યો — રહી શક્યો. પણ મારી તબિયત ત્યાં સારી ન રહી તેથી પાછો સાંતાક્રુઝ કૂચ કરી ગયો. હું જવા નીકળ્યો ત્યારે એ પતિ-પત્ની રડી પડયાં. એમને તો એમ જ લાગેલું કે હું એમને ત્યાં માત્ર પંદરેક દિવસ રહ્યો હતો!

અતિથિ તરીકેની મારી કસોટી કોઈ ને પણ કરવી હોય — મારી આવડી વયે પણ — તો હું તે કસોટીમાંથી પાર ઊતરવા તૈયાર છું.

આપણા સાહિત્યજગતમાં કેટલા લેખકો પત્રવ્યવહારમાં નિયમિત હશે? મારા અનુભવમાં તો આશરે પંચોતેરએંશી ટકા સાક્ષરો ભયંકર રીતે અનિયમિત છે. અને એમની આ પ્રકૃતિ : બધા જાણે પણ છે. અમારા જ્યોતીન્દ્રભાઈ ને આ બાબતમાં ગણાવતાં મને સહેજ પણ સંકોચ નથી થતો. પત્ર લખવામાં તો શું, પણ લેખ નિર્ણિત સમયે આપવામાં પણ જ્યોતીન્દ્રભાઈનું અનિયમિતપણું જાણીતું છે અને એ પણ કબૂલ કરે છે.

પણ એમની એક ટેવ બહુ સારી હતી; — 'હતી' કહું છું, કારણ કે હમણાંનો મને અનુભવ નથી. પહેલાં તો આપણે ગદ્યમાં પત્ર લખીએ તો જવાબ પદ્યમાં આપે! આવી એમની ઘણી કૃતિઓ મારી પાસે હતી, પણ અત્યારે હાથવગી નથી.

જ્યોતીન્દ્રભાઈ ને પણ આંટી મારે તેવા બીજા એક મિત્ર ઉમાશંકર છે. પત્રોના જવાબ નહિ આપવાની એમની ટેવ સાહિત્યજગતમાં જાણીતી છે. છતાં એક વાર, કોણ જાણે શાથી, એમણે મને એક પત્ર લખેલો એટલું જ નહિ, પણ હાસ્યરસિક લખેલો. ઉમાશંકરભાઈ

આવો હાસ્યરસ અંતરમાં છુપાવીને ક્યાં કરે છે એની મને ત્યારે જ ભાળ લાગી.

કેટલાક સાક્ષર મિત્રો આપણા પત્રનો જવાબ વીસ-પચીસ દિવસે અને તે પણ એવા અક્ષરે કે મારે બીજું બધું કામ પડતું મૂકીને રામભાઈ બક્ષી પાસે એ વંચાવવા જવા પડે!

અને રામભાઈની પોતાની જ વાત કહું: એમને આપણે નાની-સરખી પણ ચિઠ્ઠી મોકલીએ કે જવાબ પદ્યમાં! જ્યોતીન્દ્રભાઈની જેમ કમનસીબે એ બધા તો નથી સચવાયા; પણ બેચાર નમૂના આપીશ:

મારા રાંધણકળા શીખી લેવાના યત્ન વિષે મેં જણાવ્યું છે. એ લેખ મેં એમને વંચાવેલો. જવાબમાં:

'રસોઈ તો ભલે કદી ન આવડી,
પરન્તુ વાતનાં વડાં, બનાવવાં, ચખાડવાં.
કલા ભલેરી આગને એ સાંપડી.
હોય રજકણ જ ભલે; પરન્તુ રત્ન એ દિસે,
ઈન્દ્રજાળ એવી થાય છે ખડી.'

એક વાર મેં 'ગરબા' વિષે એક લેખ લખેલો. એમણે તે વાંચેલો અને મારા પર નીચેનું કાવ્ય આવી પડ્યું:

'શાં રંગ જૂના ગરબા તણા એ! ગયા વિલાઈ, સ્મરવા રહ્યા એ;
શાં ઢંગ આજે બદલ્યા જણાયે! જોવા રહ્યા એ, સહેવા રહ્યા એ.
ભલે પડે માસિક અંક – પાને, આ લેખને છો ગુજરાત જાણે;
કું કોઈ, ઝીણા દગ, તીવ્ર કાને, ગોતી રહ્યો છે ગરબા – કલાને.'

એક વધારે નમૂનો આપીને આ બંધ કરું. વચમાં મેં પાનમાં તંબાકુ ખાવાનો શોખ મઢેલો. પણ મારા કૃત્રિમ દાંતે સોપારી ચવાય નહિ. પરોપકારી રામભાઈએ બીડું ઝડપ્યું કે હું સોપારી ઝીણી

કાતરી આપીશ. હું ઓરલીની સોપારી હાજર કરું અને રામભાઈ કાતરીને મોકલી આપે. એક વખત કાતરેલી સોપારી સાથે આ મળ્યું :

આજની સોપારી રળિયામણી
મારો વહાલો લઈ આવ્યો સોહામણી રે—મારે આજની૦
સૂડી વચ્ચે તેને મૂકી તે મૂકી,
છટકી શકી ન છટકામણી રે—મારે૦
વાંકી તો વટકે ને સટ દઈ ને છટકે
એવી હોય કો સોપારી સતામણી રે—મારે૦
આ તો બિચારી ભલી બેઠી તે બેઠી
બેઠી બનીને દયામણી રે—મારે૦
સરસર સરકી સૂડી, પતી ગઈ
વીસ જ મિનિટમાં કતરામણી રે—મારે૦
ઝીણી ને ફૂણી એ કાતરી છે રામે
હોજો ધનસુખને સુખામણી રે—મારે૦

હમણા સૂતા સૂતાં અતીત ઉલેચતો હતો, એમાં સાંભરી આવ્યું કે વર્ષો પહેલાં ઇંગ્લૅન્ડની પાર્લામેન્ટમા સર ગિલબર્ટ પાર્કર સૌથી વરણાગિયો — સુંદર વસ્ત્રોમા સજ્જ થનાર મનાતો તે પછી હમણાં થોડાં વર્ષ પહેલાં વિન્સ્ટન ચર્ચિલનો જમાઈ સર ઍન્થની ઈડન એવો જ ગણાતો. ત્યારે મને વિચાર આવ્યો કે આપણા સાહિત્ય-જગતમા અસલથી માંડીને હમણાં સુધીમાં આવા વરણાગિયા કોઈ ખરા કે નહિ ?

અલબત્ત, આવો વિચાર કરતાં નરસિંહરાવ, રમણભાઈ, બળવંત-રાય વગેરેનાં નામ તો કાઢી જ નાખવાં પડે. ડાહ્યાભાઈ દેરાસરી ખરા વરણાગિયા. છેલ્લે છેલ્લે મેં એમને એંશીએકની વયે જોયેલા ત્યારે પણ તે સરસ લાગતા હતા. આનંદશંકર પણ સોહામણા તો ખરા. ફક્કી ભરચી પાઘડી. પછી એકદમ યુરોપિયન પોશાક. અને

એ પછી ખાદીયુગમાં પણ મુનશીજી જ મેદાન મારી ગયા એમ કહેવું પડે. પગમાં નાજુક ચંપલ, ખાદીનું પણ ઝીણું ધોતિયું, તે પર શેરવાની, ને માથે બાસ્તા જેવી ટોપી. એ ટોપીની પણ કીર્તિ એવી કે દરજીઓને ત્યાં 'મુનશી કટ'ની ટોપી જ કહેવાય.

આજેય મુનશીજીનો હરીફ કોઈ નથી પણ જેમ 'જવાહર પછી કોણ?' એક વાર પુછાતું તેમ 'મુનશીજી પછી કોણ?' એમ પૂછીએ તો જવાબ શો નીકળે? આજના યુગમાં જેમ દરખાસ્ત મૂકનાર પોતાનું નામ પણ આસાનીથી મૂકી શકે છે તેમ આ સ્થાને હું પણ ધનસુખલાલનુ નામ મૂકું છું. (તે સિત્તેરના થયા ત્યાં સુધીના જ); પણ એની સાથે જોડું છું હું ગગનવિહારી મહેતાને સાથે સાથે યુરોપિયન લેબાસમાં ફરનાર રવિશંકર ભટ્ટ પણ આવે.

વળી નજર ફેરવીએ તો એક વખતના રામપ્રસાદ બક્ષી પોતાના ધોળા ઝભ્ભા, ધોળી પાટલૂન, ધોળા કોટ અને ધોળા ફેંટા સાથે સાહિત્યજગતમાં સારા શોભતા. ઉમાશંકર એમનાં ચંપલ, ધોતિયું અને કફનીમાં અને ભાયાણી પણ લગભગ એ જ પોશાકમાં હજી પણ સરસ લાગે છે. ગુલાબદાસ બ્રોકર પણ આ વર્ગમાં ખુશીથી સ્થાન લે.

પણ સમયે કોઈનુંયે માન રાખ્યું નથી. મુનશીજી ખખડી ગયા છે; ધનસુખલાલ પીછાં વગરની મુરઘી જેવા જણાય છે. ગગનભાઈને પણ વૃદ્ધાવસ્થાની અસર થઈ છે. હા, ગુલાબદાસે એકેક વર્ષ થયાં પોતાનું એ સ્થાન છોડી દીધું જણાય છે. રવિશંકર ભટ્ટ, ઉમાશંકર અને ભાયાણી પણ હજી ટંકણખાર રહેલા છે.

બબ્બે વિશ્વયુદ્ધ થયાં એટલે સારાય જગતમાં અનેક પરિવર્તન થઈ ગયાં. જ્યાં ઝીણામાં ઝીણી બાબતમાં પણ 'એટિકેટ' પાળવી પડે એવા ઇંગ્લંડ જેવા દેશમાં પણ હવે તો ઘણી એવી એટિકેટો ભૂતકાળની બની ગઈ છે. ઘણાંઘણાં વર્ષો પહેલાં ગોપાળકૃષ્ણ ગોખલે

ઈંગ્લંડ ગયેલા અને ત્યાં એક અંગ્રેજ કુટુંબમાં રહેલા. એક વાર ઉતાવળ થઈ અને ખાસ પ્રેક્ટિસ પણ નહિ, એથી ગોખલે ટાઈ પહેરવાની ભૂલી ગયા અને ટાઈ વિહોણા જ ભોજન પર બેઠા એમને તરત જ લાગ્યું કે કાંઈક કાચું કપાય છે, કારણ કે કોઈ એમની જોડે વાત જ ન કરે।

આખરે ગોખલેએ પોતે સાફ વાત કરી કે મારાથી કંઈ ગલતી થઈ હોય તો કહી દેજો. ત્યારે કહેવામાં આવ્યું કે તમે ટાઈ પહેર્યા વગર આવ્યા છો અને તેમ કરીને અમારી સ્ત્રીઓનું અપમાન કર્યું છે। ગોખલેએ માફી માગી અને ટાઈ પહેરી આવ્યા.

તેમનો એક બીજો દાખલો છે : એક વાર યજમાનની એક કોલેજિયન પુત્રી ગોખલેને લઈને બાગમા ફરતી હતી. તેણે તો જુદા જુદા વૃક્ષ, પુષ્પો વગેરે — ત્યાંનાં તેમ જ આપણા દેશનાં—વિષે વાતો કરવા માંડી અને ગોખલેને સવાલો પૂછવા માંડ્યા. ગોખલેએ અટવાઈને કહી દીધું કે, 'તમારા સાહિત્યમા જે વૃક્ષ અને પુષ્પોના ઉલ્લેખ આવે છે તે બધાંના માત્ર હું નામ જ જાણું છું, અને મારા દેશનાં વૃક્ષ અને પુષ્પો વિષે હું કશું જ જાણતો નથી.' પછી પોતે એક ઠેકાણે લખે છે કે, 'આપણે ત્યાનું ભણતર કેવું પાંગળુ છે। કુદરત — ઘરને આંગણે મહોરતી કુદરતને પણ આપણે આળખતા નથી।'

એક વધારે કિસ્સો : ગોખલે ઇંગ્લંડમાં ભાષણ આપતા હતા તેમાં એક વાર હિંદને બ્રિટિશોએ કેવો ગુલામીનો દેશ બનાવી દીધો છે વગેરે વગેરે એમણે કહ્યું. સાંભળનારમાંથી મજૂરપક્ષને માનનારા એક ગૃહસ્થ બોલી ઊઠ્યા : 'મહેરબાન તમારે ત્યાં બ્રિટિશો કેટલા?'

'બે લાખ.' ગોખલેએ ઉત્તર આપ્યો.

'તમે કેટલા.' પ્રશ્ન પૂછ્યો.

'તેત્રીસ કરોડ.' જવાબ મળ્યો.

'ઓહોહો! ત્યારે ભલા, તમે અહીં આવીને રોદણાં શીદને રડો છો? તેત્રીસ કરોડ આદમી એક વખત માત્ર થૂંકે તોપણ આ એ લાખ લોકો એમાં તણાઈ જાય! પછી તમે આ ગુલામી શીદને સહન કરો છો?'

એક સમય એવો હતો જ્યારે મુંબઈની હાઈ કોર્ટમાં અનેક વિરાટકાય બૅરિસ્ટરો હતા. તેમની વક્તૃત્વશક્તિ, સામા જવાબ દેવાની કુનેહ, હાજરજવાબીપણું વગેરે દેશ આખામાં અજોડ હતાં. મને એ હાઈ કોર્ટની વાતો સાંભળવાનો ઘણો શોખ. મારા મિત્ર બિપિન પકવાસા, સ્વ. ધનસુખલાલ મજમુદાર, સ્વ. કાંતિલાલ દેસાઈ અને મંગળદાસ દરૂ જ્યારે પણ મળે ત્યારે હું આ વિષય એમની પાસે છેડું. તે વખતે મેં જો એ બધી વાતો ટપકાવી લીધી હોત તો એકાદ નાનું પુસ્તક થઈ શકત.

સર ચિમનલાલ સેતલવડે પોતાનાં સંસ્મરણો ગ્રંથાકારે પ્રસિદ્ધ કર્યાં છે, પણ એમાં આવા દાખલા બહુ ઓછા છે. મુનશીજીનાં સંસ્મરણોમાં થોડાંક દૃષ્ટાંતો છે. બાકી એ ધારત તો ઘણું લખી શકત.



ઘણાં વર્ષો પર મુંબઈની હાઈ કોર્ટમાં ઇનવેરારિટી નામે અતિ મશહૂર બૅરિસ્ટર થઈ ગયો. તેની હાજરજવાબીના તો અનેક દાખલા અને ટુચકા તે વખતે પ્રચલિત હતા. તેમને એક વખત એક કેસમાં જુબાની આપવાની આવી. સામા બૅરિસ્ટરે એમને સવાલ પૂછ્યો: 'વારુ, મિ. ઇનવેરારિટી! ઈંગ્લૅન્ડમાં તમે અમુક તારીખે, અમુક જગ્યાએ જન્મ્યા એ વાત સાચી છે?' ઇનવેરારિટીને જવાબ આપતાં જરા વાર લાગી, એટલે હાઈ કોર્ટનો આખો ખંડ ઇંતેજારીથી જોઈ રહ્યો. થોડી વાર રહીને એ મશહૂર બૅરિસ્ટરે કહ્યું: 'મને એમ કહેવામાં આવ્યું છે ખરું, બાકી મને પોતાને એ વિષે કશું ગ્નાન નથી!'

એક વાર મુઝફ્ફરશદર વિજ્ઞાનશાસ્ત્રી પ્રો. ટી. કે. ગજ્જરે હસ્તાક્ષર–નિષ્ણાત તરીકે હાઈ કોર્ટમાં પ્રૅક્ટિસ કરવા ધારેલું. પણ પ્રથમ ગ્રાસે જ મક્ષિકા જેવું થઈ ગયું: પહેલા કેસમાં સામેના બૅરિસ્ટર ઈનવેરારિટી. લાખો રૂપિયા એ કેસમાં ચડાવાયેલા.

ઈનવેરારિટીએ તો જાણીતા બુકસેલર થેકરને ત્યાં જઈને કડબંધ પુસ્તકો આ શાસ્ત્ર સંબંધે ખરીદી લીધા અને તે જોઈ કાઢ્યાં. પછી ગજ્જરસાહેબની ઊલટતપાસ એણે હાથમાં લીધી. લગભગ ૭ દિવસ એ ચાલી અને આખરે ગજ્જરસાહેબે કહ્યું કે, 'હા, આખરે આ શાસ્ત્ર પણ અપૂર્ણ છે, કાંઈક તર્કનો હિસ્સો પણ એમાં રહેલો છે.'

કેસ ઈનવેરારિટી જીતી ગયો અને ગજ્જરસાહેબે એ પ્રૅક્ટિસ કરવાનો મનસૂબો પણ છોડી દીધો.



આ વિચિત્ર ખવાસના બૅરિસ્ટર માટે કહેવાય છે કે તે પાંચછ માસ ઇંગ્લૅન્ડ રહેતો અને બાકીના માસ અહીં રહી પ્રૅક્ટિસ કરતો. એની પ્રૅક્ટિસ ધૂમ ચાલે, અને એટલા માસમાં પણ હજારો રૂપિયા કમાઈ જાય. એણે લગ્ન કર્યાં ન હતાં. એક વખત એ ઇંગ્લૅન્ડમાં એના ભાઈને ત્યાં. ભાભીને ખબર નહિ કે ઈનવેરારિટી પાસેના રૂમમાં જ છે. એનાથી બોલી જવાયું કે, 'આખરે આમની દોલત તે આપણી જ છે ને?'

બસ થઈ રહ્યું: ઈનવેરારિટી એ જ ખેપમાં થોડા જ દિવસમાં પરણ્યો અને તેને એક પુત્ર પણ થયો.

આવા ટુચકા જનાબ ઝીણાના બહુ પ્રચલિત હતા. કદાચ શુદ્ધ કાયદામાં એમના કરતાં બીજા ચડિયાતા ખરા, પણ હાજરજવાબીમાં ગમે તેવા હાઈ કોર્ટના જજને પણ રોકડું પધરાવી દેવાની હિંમતમાં તે લગભગ અજોડ હતા. મિજાજ પણ તેવો જ ગરમ, ભલભલા

સૉલિસિટરો એમનાથી ગભરાતા અને પોતાના મેનેજિંગ કલાર્કોને જ ઝીણાસાહેબ પાસે બેસાડતા. ઝીણા પાછા આવા કલાર્કો સાથે બહુ મીઠાશથી વર્તતા. એમનો મિજાજ જતો સૉલિસિટરોમાં જો ખામી જોવામાં આવે તો જ. જેમ માણસ નાનો તેમ ઝીણા વધારે નરમ!

એક વાર સુરતમાં એક ખૂનકેસમાં ઝીણાને રોકવામાં આવેલા. બહારની કોરટો પણ અમુક રવૈયો મુંબઈની હાઇકોર્ટનો જ પાળતી. પણ તે વખતે ત્યાંનો જજ કાળો ઝભ્ભો તેમ જ ગળે ધોળી પટ્ટી પહેર્યા વગર જ કોર્ટમાં આવીને બેઠો.

ઝીણા બોલવા ઊઠ્યા: 'મારે કોને સંબોધીને બોલવાનું છે તે હું જાણતો નથી — જાણી શકતો નથી. પણ હું અનુમાન કરી શકું છું કે પેલા ડાયસ (વ્યાસપીઠ) પર બેઠેલા ગૃહસ્થ તે જજ છે!' તરત જ જજે કહ્યું: 'મિ. ઝીણા! હું દસેક મિનિટ માટે મારા ચેમ્બરમાં જાઉં છું. હમણાં જ પાછો આવું છું. આ ઢીલ માટે હું દિલગીર છું.' આમ કહી પોતાના ચેમ્બરમા જઈ જજ ઝભ્ભો અને ધોળી પટ્ટી પહેરી આવ્યા.



એક બીજો કિસ્સો: 'ઝીણા મુંબઈની હાઇકોર્ટમાં એક જજ પાસે કેસ ચલાવતા હતા. વચમાં એમનાથી જરાક મોટે સ્વરે બોલી જવાયું. યુરોપિયન જજને આ રુચ્યું નહિ. તેમણે કહ્યુ: 'મિ. ઝીણા, તમારે જાણવું જોઈએ કે તમે કોઈ ત્રીજા વર્ગના પ્રેસિડેન્સી મૅજિસ્ટ્રેટ આગળ નથી બોલતા પણ મુંબઈની હાઇકોર્ટના એક જજ આગળ બોલો છો!'

ક્ષણના પણ વિલંબ વિના ઝીણાએ ઉત્તર આપ્યો: 'મિ. લૉર્ડ (નામદાર), આપે પણ જાણવું જોઈએ કે આપ કોઈ ત્રીજા વર્ગના વકીલને નથી કહેતા, પણ મુંબઈના પ્રથમ વર્ગના બૅરિસ્ટરને સંબોધી રહ્યા છો.'



સૉલિસિટરો એમનાથી ગભરાતા અને પોતાના મેનેજિંગ કલાર્કોને જ ઝીણાસાહેબ પાસે બેસાડતા. ઝીણા પાછા આવા કલાર્કો સાથે બહુ મીઠાશથી વર્તતા. એમનો મિજાજ જતો સૉલિસિટરોમાં જે ખામી જોવામાં આવે તો જ. જેમ માણસ નાનો તેમ ઝીણા વધારે નરમ!

એક વાર સુરતમાં એક ખૂનકેસમાં ઝીણાને રોકવામાં આવેલા. બહારની કોરટો પણ અમુક રવૈયો મુંબઈની હાઇકોર્ટનો જ પાળતી. પણ તે વખતે ત્યાંનો જજ કાળો ઝભ્ભો તેમ જ ગળે ધોળી પટ્ટી પહેર્યા વગર જ કોર્ટમાં આવીને બેઠો.

ઝીણા બોલવા ઊઠયા : 'મારે કોને સંબોધીને બોલવાનું છે તે હું જાણતો નથી — જાણી શકતો નથી. પણ હું અનુમાન કરી શકું છું કે પેલા ડાયસ (વ્યાસપીઠ) પર બેઠેલા ગૃહસ્થ તે જજ છે!' તરત જ જજે કહ્યું : 'મિ. ઝીણા! હું દસેક મિનિટ માટે મારા ચેમ્બરમાં જાઉં છું. હમણાં જ પાછો આવું છું. આ ઢીલ માટે હું દિલગીર છું.' આમ કહી પોતાના ચેમ્બરમા જઈ જજ ઝભ્ભો અને ધોળા પટ્ટી પહેરી આવ્યા.



એક બીજો કિસ્સો : 'ઝીણા મુંબઈની હાઇકોર્ટમાં એક જજ પાસે કેસ ચલાવતા હતા. વચમાં એમનાથી જરાક મોટે સ્વરે બોલી જવાયું. યુરોપિયન જજને આ રુચ્યું નહિ. તેમણે કહ્યું : 'મિ. ઝીણા, તમારે જાણવું જોઈએ કે તમે કોઈ ત્રીજા વર્ગના પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ આગળ નથી બોલતા પણ મુંબઈની હાઇકોર્ટના એક જજ આગળ બોલો છો!'

ક્ષણના પણ વિલંબ વિના ઝીણાએ ઉત્તર આપ્યો : 'મિ. લૉર્ડ (નામદાર), આપે પણ જાણવું જોઈએ કે આપ કોઈ ત્રીજા વર્ગના વકીલને નથી કહેતા, પણ મુંબઈના પ્રથમ વર્ગના બૅરિસ્ટરને સંબોધી રહ્યા છો.'



એક વાર મુક્દમશહૂર વિજ્ઞાનશાસ્ત્રી પ્રો. ટી. કે ગજ્જરે હસ્તાક્ષર–નિષ્ણાત તરીકે હાઈ કોર્ટમાં પ્રેક્ટિસ કરવા ધારેલું. પણ પ્રથમ ગ્રાસે જ મક્ષિકા જેવું થઈ ગયું: પહેલા કેસમાં સામેના બૅરિસ્ટર ઈનવેરારિટી. લાખો રૂપિયા એ કેસમાં ચૂંટાવાયેલા.

ઈનવેરારિટીએ તો જાણીતા બુકસેલર થેકરને ત્યાં જઈ ને ડઝનબંધ પુસ્તકો આ શાસ્ત્ર સંબંધે ખરીદી લીધા અને તે જોઈ કાઢયા. પછી ગજ્જરસાહેબની ઊલટતપાસ એણે હાથમાં લીધી. લગભગ છ દિવસ એ ચાલી અને આખરે ગજ્જરસાહેબે કહ્યું કે, 'હા, આખરે આ શાસ્ત્ર પણ અપૂર્ણ છે, કાંઈક તર્કનો હિસ્સો પણ એમાં રહેલો છે.'

કેસ ઈનવેરારિટી જીતી ગયો અને ગજ્જરસાહેબે એ પ્રેક્ટિસ કરવાનો મનસૂબો પણ છોડી દીધો.



આ વિચિત્ર ખવાસના બૅરિસ્ટર માટે કહેવાય છે કે તે પાંચછ માસ ઈંગ્લૅન્ડ રહેતો અને બાકીના માસ અહીં રહી પ્રેક્ટિસ કરતો. એની પ્રેક્ટિસ ધૂમ ચાલે, અને એટલા માસમાં પણ હજારો રૂપિયા કમાઈ જાય. એણે લગ્ન કર્યાં ન હતાં. એક વખત એ ઈંગ્લૅન્ડમાં એના ભાઈ ને ત્યાં. ભાભીને ખબર નહિ કે ઈનવેરારિટી પાસેના રૂમમાં જ છે. એનાથી બોલી જવાયું કે, 'આખરે આમની દોલત તે આપણી જ છે ને?'

બસ થઈ રહ્યું: ઈનવેરારિટી એ જ બેપમાં થોડા જ દિવસમાં પરણ્યો અને તેને એક પુત્ર પણ થયો.

આવા ટુચકા જનાબ જીણાના બહુ પ્રચલિત હતા. કદાચ શુદ્ધ કાયદામાં એમના કરતાં બીજા ચડિયાતા ખરા, પણ હાજરજવાબીમાં ગમે તેવા હાઈ કોર્ટના જજને પણ રોકડું પધરાવી દેવાની હિંમતમાં તે લગભગ અજોડ હતા. મિજાજ પણ તેવો જ ગરમ, ભલભલા

સૉલિસિટરો એમનાથી ગભરાતા અને પોતાના મેનેજિંગ કલાર્કોને જ ઝીણાસાહેબ પાસે બેસાડતા. ઝીણા પાછા આવા કલાર્કો સાથે બહુ મીઠાશથી વર્તતા. એમનો મિજાજ જતો સૉલિસિટરોમાં જો ખામી જોવામાં આવે તો જ. જેમ માણસ નાનો તેમ ઝીણા વધારે નરમ!

એક વાર સુરતમાં એક ખૂનકેસમાં ઝીણાને રોકવામાં આવેલા. બહારની કોરટો પણ અમુક રવૈયો મુંબઈની હાઇકોર્ટનો જ પાળતી. પણ તે વખતે ત્યાંનો જજ કાળો ઝભ્ભો તેમ જ ગળે ધોળી પટ્ટી પહેર્યા વગર જ કોર્ટમાં આવીને બેઠો.

ઝીણા બોલવા ઊઠયા : 'મારે કોને સંબોધીને બોલવાનું છે તે હું જાણતો નથી — જાણી શકતો નથી. પણ હું અનુમાન કરી શકું છું કે પેલા ડાયસ (વ્યાસપીઠ) પર બેઠેલા ગૃહસ્થ તે જજ છે!' તરત જ જજે કહ્યું : 'મિ. ઝીણા! હું દસેક મિનિટ માટે મારા ચેમ્બરમાં જાઉં છુ. હમણાં જ પાછો આવું છું. આ ઢીલ માટે હું દિલગીર છુ.' આમ કહી પોતાના ચેમ્બરમાં જઈ જજ ઝભ્ભો અને ધોળી પટ્ટી પહેરી આવ્યા.



એક બીજો કિસ્સો : 'ઝીણા મુંબઈની હાઇકોર્ટમાં એક જજ પાસે કેસ ચલાવતા હતા. વચમાં એમનાથી જરાક મોટે સ્વરે બોલી જવાયું. યુરોપિયન જજને આ રુચ્યું નહિ. તેમણે કહ્યું : 'મિ. ઝીણા, તમારે જાણવું જોઈએ કે તમે કોઈ ત્રીજા વર્ગના પ્રેસિડેન્સી મૅજિસ્ટ્રેટ આગળ નથી બોલતા પણ મુંબઈની હાઇકોર્ટના એક જજ આગળ બોલો છો!'

ક્ષણના પણ વિલંબ વિના ઝીણાએ ઉત્તર આપ્યો : 'મિ. લૉર્ડ (નામદાર), આપે પણ જાણવું જોઈએ કે આપ કોઈ ત્રીજા વર્ગના વકીલને નથી કહેતા, પણ મુંબઈના પ્રથમ વર્ગના બૅરિસ્ટરને સંબોધી રહ્યા છો.'



એક જુનિયર અંગ્રેજ બૅરિસ્ટરને માથામાં બહુ રાઈ હતી. તે પોતાની સામેના બૅરિસ્ટરોને ગમે ત્યારે, વચમાં બોલીને અટકાવતો અને તેને તેમ કરવાની છૂટ એક અંગ્રેજ જજ હંમેશ આપતો.

એક વખત બન્યું એવું, કે તેની સામે જનાબ ઝીણા હતા. આ જુવાન બૅરિસ્ટરને ઝીણા વિષે બહુ ઓછો ખ્યાલ હતો. એણે તો તરત ઝીણા બોલતા હતા તેમાં વચ્ચે ડખડખ કરવા માંડયું. જજે તેને તેમ કરતો અટકાવ્યો નહિ, એથી ઝીણાનો મિજાજ ગયો અને તે બોલી ઊઠયા: 'નામદાર, આ મિ. — ને આ કૉર્ટમાં ઘણી છૂટ આપવામાં આવે છે. એ એમ જ જાણતા લાગે છે કે આ કૉર્ટ એમની માલિકીની છે.'

જજે કહ્યું: 'મિ. ઝીણા, તમે જે ટીકા કરી તે પાછી ખેંચી લો.'

ઝીણાએ જવાબ વાળ્યો: 'નામદાર, મારી ટીકા પાછી ખેંચી લેવાને બદલે, હું ફરીથી, આપની પૂરેપૂરી અદબ જાળવીને કહું છું કે મિ. — ને આ કૉર્ટમાં ઘણી છૂટ આપવામાં આવે છે. એ એમ જ જાણતા લાગે છે કે આ કૉર્ટ એમની માલિકીની છે!'

જજે ત્રણત્રણ વખત શબ્દો પાછા ખેંચવાનું કહ્યું અને ત્રણે વખત ઝીણાએ આ જ વાકયો કહ્યાં. વચમાં જજે એમ પણ કહ્યું કે તમે હવે આવું બોલશો તો મારે તમારે માટે આગળ રિપોર્ટ કરવો પડશે, પણ ઝીણા તસુ પણ ડગ્યા નહિ અને જજસાહેબ એ બધું ગળી ગયા!



એક વાર સર ચિમનલાલ સેતલવાડ પાસે એક માણસ સૉલિસિટરને લઈ ને ગયો અને તેમને પોતાનો કેસ સમજાવ્યો. બધું સાંભળી લઈને સર ચિમનલાલે કહ્યું: 'ભાઈ, તારા પૈસા છૂટી પડશે, કારણ કે આ ફલાણું પૉઈંટ બહુ જ સાદું અને બધા સમજી શકે તેવું છે. સામેનો બૅરિસ્ટર એ પૉઈન્ટ કહ્યા વગર રહેશે નહિ, અને તો આપણો કેસ જરૂર માર્યો જવાનો.'

પણ આ માણસે હઠ પકડી અને સર ચિમનલાલે કેસ ચલાવ્યો. તેમની સામે એક અત્યંત હોશિયાર બૅરિસ્ટર હતો; પણ કોણ જાણે શાથી, તે પેલો સહેલો મુદ્દો એ બૅરિસ્ટર તદ્દન ભૂલી જ ગયો ને પરિણામે સર ચિમનલાલ કેસ જીતી ગયા. કેસ જીત્યા પછી સર ચિમનલાલે પેલા બાહોશ બૅરિસ્ટરને આ સમજાવ્યું અને એણે માથું કૂટ્યું!

ઈનવેરારિટીનો એક જાણવા જેવો કિસ્સો :

એક કેસમાં તેણે ફરિયાદી તરફ પોતે હતો, છતાં ભૂલમાં સામા પક્ષ તરફથી દલીલો જ કરવા માંડી. તે તો બોલ્યે જ ગયો એટલે આખરે સૉલિસિટરે તેને ચિઠ્ઠી લખી જણાવ્યું કે તમે તો સામા પક્ષ તરફથી દલીલો કરો છો, ને તમને રોકયા છે તો અમે-ફરિયાદી પક્ષે!

ઈનવેરારિટી ચિઠ્ઠી જોઈ ગયો અને તેણે ધીમેથી કહ્યું : 'ધેટ્સ ઑલ રાઈટ!' પછી બીજી દસેક મિનિટ તે સામા પક્ષની દલીલો જ કહે ગયો. ત પછી અટક્યો અને જજને સંબોધીને બોલ્યો : 'નામદાર, આવી બધી દલીલો તમને સામા પક્ષનો કાઉન્સેલ કહેશે. હવે તેનો રદિયો સાંભળો!' આમ કહીને તેણે તે દલીલોનો રદિયો આપવા માંડ્યો. પરિણામે, તેના બેસી ગયા પછી સામા પક્ષના કાઉન્સેલે એક પણ શબ્દ કહ્યો નહિ — તે કહી શક્યો નહિ, કારણ કે બધા જ મુદ્દા ઈનવેરારિટી બોલી ગયો હતો!

એક સબજજની કોર્ટમા એક માણસ પોતાનો કેસ બરાબર રજૂ ન કરી શક્યો. સબજજે પેલાને સૂચવ્યું કે : 'તું 'પ્લીડર્સ રૂમ'માં જા; ત્યાં પાંચ કે દસ રૂપિયામાં કામ કરી આપે તેવા વકીલ મળી રહેશે.'

પેલો તો વકીલોના રૂમમા ગયો અને સબજજે જે કહેલું તે ત્યાં વાત કરી. એક બહુ સિનિયર વકીલને આથી ગાંડું લાગ્યું અને તેણે

પેલા માણસને કહ્યું : 'ભાઈ, તું પાછો કોર્ટમાં જા અને ત્યાં જઈને કહેજે કે 'યૉર ઑનર, તમે કહેતા હતા તેવા પ્લીડરની શોધમાં હું પ્લીડરોની રૂમમાં ગયો, પણ ત્યાં તપાસ કરી તો જણાયું કે એવા પાંચ અને દસ રૂપિયામાં કામ કરનારા બધા પ્લીડરો તો સબજજ થઈ ગયા છે!''

હું એક વખત, ઑલ ઇન્ડિયા રેડિયો તરફથી દિલ્હી જતો હતો. ચાર બર્થના કમ્પાર્ટમેન્ટમાં એક નીચેનો બર્થ મારો અને બીજો એક બર્થ એક વૃદ્ધ સરદારજીનો હતો. તેમની પાસે તરતની પ્રસિદ્ધ થયેલી ફીલ્ડ માર્શલ મૉન્ટગોમરી (મૉન્ટી)ની આત્મકથા હતી.

વીસપચ્ચીસ મિનિટ સરદારજીએ એ પુસ્તક વાંચ્યું અને પછી ઊંઘવાની તૈયારી કરી એથી મેં એ પુસ્તક વાંચવા માગ્યું. બીજે દિવસે સવારે એમણે ફરીથી મને એ વાંચવા માટે ધર્યું ત્યારે મેં કહ્યું કે મેં તો કાલે રાતે જ એ પૂરું કર્યું હતું. વાંચવાની મારી ઝડપથી સરદારજી પ્રસન્ન થયા અને પછી તો અમે વાતોએ ચડયા.

સરદારજી પાર્લમેન્ટના સભ્ય હતા અને અનેક વાર જેલમાં પણ જઈ આવ્યા હતા. વયમાં આમ વૃદ્ધ લાગતા હતા, પણ મને લાગેલું કે એ મારાથી મોટા તો નહિ હોય; કારણ કે તે વખતે તો હું ખાસ્સો ઉમરચોર હતો. એમણે ઘણીઘણી વાતો કરી, તેમાં રફીઅહમદ કિડવાઈનાં એમણે ભારોભાર વખાણ કરેલાં તે હજી હું ભૂલ્યો નથી. સરદારજીના મતે કિડવાઈ જેવા સંત માણસ બહુ ઓછા હતા. મિનિસ્ટર તરીકે પગાર આવે તેમાંથી જે થોડાક એમનાં પત્ની તરત જ લઈ ને ઊંચા મૂકે તેટલા જ ઘરખર્ચ માટે રહે. બાકીના કિડવાઈસાહેબના ખિસ્સામાં જ રહે, અને માગનાર ભૂલે! જે માગે તેને આપે! એમણે એક વાત કરી. કિડવાઈના મૃત્યુ પછી જવાહરલાલ એમને ત્યાં ગયા. જોયું તો છાપરાનાં નળિયાં તદ્દન તૂટેલાં જણાયાં. પંડિતજીએ કહ્યું: 'ભાભી, મિનિસ્ટરના ઘરનાં છાપરાનાં નળિયાં તૂટેલાં!'

શ્રીમતી કિડવાઈ એ આંખમાં આંસુ લાવીને કહ્યું : 'ભાઈ, તમે ક્યાં એમને નહોતા ઓળખતા ? એ તો ફકીર હતા !'

અત્યંત ગરીબીમાંથી લખપતિ થતા મિનિસ્ટરોના આ જમાનામાં કિડવાઈ જેવો સંત કેવી રીતે શોભે ?

આપણે ત્યાં એકાંકીઓનો ફાલ જબ્બર ઊતરે છે. મેં એમાંનાં ઘણાં વાંચ્યાં છે, પણ મને લાગે છે કે ડબલ્યુ. ડબલ્યુ. જેકબ્ઝના 'Monkey's Paw' (વાંદરાનો પંજો) અને વિલ્બર સ્ટોલના 'Light House' (સ્ટેશન - માસ્તર) જેવાં એકાંકી મેં જોયાં નથી. એ બંનેનું મેં રૂપાંતર કર્યું છે એટલે આ લખતા મને ક્ષોભ થતો નથી. ત્રિઅંકી નાટકોમાં આસાનીથી સમાય એવા વસ્તુને એકાંકીમાં એમના લેખકે જે કૌશલથી વણી લીધું છે તે અદ્‌ભુત છે. બન્નેમાં અભિનયને પૂરો અવકાશ છે, કારણ કે એ બંને લગભગ મેલો ડ્રામા છે અને એમાં 'વાંદરાનો પંજો' તો ભયાનક કરુણાન્ત છે

'સ્ટેશન–માસ્તર' એક વાર કૃષ્ણકાન્ત શાહ, વિજયદત્ત અને સુધા ઠક્કરે ભજવ્યું હતું, અને તેનો સન્નિવેશ રમેશે કરેલો. નાટક ખરેખર સરસ ભજવાયું હતું, અને જ્યારે એને પ્રથમ ઇનામ નહિ મળ્યું ત્યારે પ્રેક્ષકોમાં ખળભળાટ મચી ગયો હતો. 'વાંદરાનો પંજો' પાંચેક વાર ભજવાયું હતું, પણ તે બધા જ પ્રયોગો સાધારણ સારા હતા.

અમારા સાંતાક્રુઝમાં તે વખતે નવરાત્રીમાં નવેનવ દિવસ નાટકો, ગરબા, રાસ, નૃત્ય વગેરે થતાં અને તે પણ તદ્દન મફત. તે વખતે હમણાંના સુપ્રિમ કૉર્ટના જજ શ્રી શેલત અમે આ ઉજવણી કરતા તેની સામે જ રહેતા. ઘેર પણ ઘોંઘાટથી ઉજાગરો તો થવાનો જ, તો પછી શા માટે બધાની સાથે બેસી ગપ્પાની લાણી કરતાં કરતા ઉજાગરો નહિ કરવો, એવા વિચારથી શેલત ત્યાં રોજ આવતા.

છેક છેલ્લે દિવસે મેં એકાંકીમાં 'વાંદરાનો પંજો' રજૂ કર્યું. એમાં જે નાયિકા થતી હતી તેના અવાજમાં જોઈતો કંપ નહોતો

આવતો. મેં ઘણી વાર રિયાઝ કરાવી પણ એ થડકો ન આવે આખરે મારે જરા નિર્દય થવું પડ્યું. એ નાયિકા થનાર યુવતીની પુત્રી જન્મથી બહેરી અને મૂંગી હતી; બાકી એ ઘણી જ હોશિયાર અને ચાલાક. પણ આ ખોડથી માને ખૂબ આઘાત લાગ્યો હતો. મેં એને કહ્યું કે જ્યારે તમારે બોલવાનું આવે, ખાસ કરીને અંતભાગમાં, ત્યારે તમારે તમારા આ દુઃખનો વિચાર કરવો; તો તમારા કંઠમાં આપોઆપ એ થડકો આવી જશે. અને બન્યું પણ તેમ જ. એ યુવતીએ ગજબનો કરુણ અભિનય કરી બતાવ્યો અને પ્રેક્ષકોમાંનાં ઘણાં રડી પડ્યાં. શ્રી શેલતે તો એ જોયા પછી મને કહેલું : 'ધનુભાઈ, આ આઠ દિવસ હું તમને મનમાં ઉજાગરા કરાવવા માટે શાપ દેતો હતો, પણ નવમે દિવસે આ નાટક જોયા પછી હું તે પાછા ખેંચી લઉં છું. મેં ઇંગ્લેંડમાં આ જ પ્રયોગ અંગ્રેજીમાં ભજવાતો જોયેલો, પણ અહીં જેવી અસર ત્યાં નહોતી થઈ!'

ઘણી વાર માબાપ – મુખ્યત્વે બાપ – પોતાનાં સંતાનો માટે બહુ ઊંચો મત ધરાવે છે. એથી એ સંતાનો અનેક વાર મુશ્કેલીમાં પણ મુકાઈ જાય છે. મારા મોટાભાઈના એક મિત્ર બૅરિસ્ટર હતા. કોઈક ઓળખીતાના ચેમ્બરમાં બેસતા. તેમણે મારા ભાઈને વાત કરેલી : 'શું કહું, જયસુખભાઈ! હું બી. એ.માં બે વર્ષે પાસ થયો, છતાં કોણ જાણે શાથી બાપાજીએ ધારી જ લીધેલું કે હું કોઈ જીનિયસ છું! વિવેકથી જેટલી ના પાડી શકાય તેટલી મેં પાડી, પણ તે એકના બે થયા નહિ અને મને સિવિલિયન થવા ઇંગ્લેંડ મોકલ્યો. અલબત્ત, પરિણામ હું જાણતો હતો તે જ આવ્યું : ખાસ્સા રૂપિયા વીસ હજારનો ધુમાડો કરી હું પાછો આવ્યો.

'બાપાજી નિરાશ થયા અને સમય જતાં મૃત્યુ પામ્યા. અત્યારે એ વીસ હજાર મારી પાસે હોત અને હું બૅરિસ્ટર ન થયો હોત તો કોઈ પણ કામ કરીને આનંદ કરતો હોત. પણ આ તો હું બૅરિસ્ટર, એટલે નાની નોકરી થાય નહિ, અને મોટી કોઈ આપે

નહિ! છતા આપણા યત્ન ચાલુ છે કોઈ વખતે સ્મૉલ કૉઝિઝ કોર્ટમા કે મેજિસ્ટ્રેટ તરીકે નીમાઈ જઈએ તો કામ ઓહો થઈ જાય બાકી તો આ ચેમ્બરમા બેસી બધા જોડે ગપ્પા માર્યા કરીએ છીએ.'

આ જ પ્રમાણે, હું નાનપણમાં મીણબત્તીના ખોખામાથી આગગાડીના ડબ્બા બનાવતો, છબીઓની ફ્રેમો મઢતો, ટોપીઓ પર ભરવા માટે ડિઝાઈનો ચીતરી આપતો, તેથી બાપાજીએ ધારી લીધું કે દીકરો ઈજનેર તરીકે નામ કાઢશે? મે ઘણી ના કહી, પણ સાભળે કોણ? વળી તે વખતે બગભગની ચળવળ જોસમા ચાલે અને કૉલેજોમા મોકલી ગ્રૅજ્યુએટ કરવા એ બાપાજી જેવા ઘણાને ગમતી વાત નહિ, એટલે આપણે વિકટોરિયા જ્યુબિલિ ટૅકનિકલ ઇન્સ્ટિટ્યૂટમા વીજળીના ઈજનેર થવા ગયા

ત્યા ચાર વર્ષ મોજ કરી, તે પરીક્ષકોના મન પર સારી અસર કરી શકુ એવી જવાબ આપવાની આવડત, સુંદર અક્ષરો તથા જ્યાત્યા સ્કેચ પણ દોરી દઉ, એ બધાથી ચારે વર્ષ પ્રથમ વર્ગમા પાસ તો થયો; પણ વ્યવહારમા એમાનુ કશુ કામ લાગ્યુ નહિ એ ગણી જઈ રેલવેમા ટેલિગ્રાફ-ઈન્સ્પેક્ટર થયો. તેમાયે દૂર છેક ગગાપુર બદલી થઈ, એટલે રાજીનામુ આપી વેપારી લાઈનમા નોકરીએ રહી ગયો. આમતેમ પદરેક નોકરી બદલી, જેમા એ નોકરી લાબો સમય કરી: સર વિઠ્ઠલદાસ ઠાકરશીને ત્યા સાત વર્ષ અને સિંધિયા સ્ટીમ નૅવિગેશન કપનીમા વીસ વર્ષ. આખરે હૃદયરોગને લીધે વહેલો નિવૃત્ત થઈ ગયો.

રેલવેમા મે બે વર્ષ નોકરી કરી તેથી રેલવેનું સારું જ્ઞાન રેલવેમા ટેલિગ્રાફ ઈન્સ્પેક્ટરનો કાડ વર્ડ હતો 'આઈ પી. આર.' આ આઈ પી. આર. માટે એક ગમ્મત થયેલી બન્યુ એવુ કે અમે ચન્દ્રવદનનુ 'આગગાડી' ભજવીએ. ચદ્રવદને એમની ટેવ પ્રમાણે

એક વાર કહ્યું કે આ નાટકમાં કોઈ વિગતની ભૂલ બતાવે તો ; 'સો રૂપિયા હારી જાઉં'.

મેં તરત જ કહ્યું કે 'ભાઈ રહેવા દે ને. સો રૂપિયા શા મા ફેંકી દે છે ?' પણ એ ભાઈ માને ? મેં તરત જ કહ્યું કે 'આગગાડી'ના પહેલે પાને જ તમે આઈ. પી. આર. એટલે ટિકિટ-ઈન્સ્પેક્ટર લખ્યું છે એ તદ્દન ખોટું છે. આઈ. પી. આર. એટલે તો રેલિઆ ઈન્સ્પેક્ટર.

'ગપ નહિ માર; તારી વાત તદ્દન ગલત છે.' સી. સી. બોલ્યો: 'તને રેલવેનું શું જ્ઞાન ?' મેં એને શાંતિથી સમજાવ્યું કે 'આઈ. પી. આર.ની પદવી હું જ પોતે રેલવેમાં ભોગવતો હતો અને એનો અર્થ રેલિઆફ ઈન્સ્પેક્ટર. હવે સમજણ પડી ?'

'તું પણ કમબખ્ત રોદડસો નોકરી કરી આવ્યો લાગે છે તો ! ઠીક છે, બીજી આવૃત્તિમાં સુધારી લઈશું !' અને આમ કહીને સી. સી.એ ધીમેથી વાત બદલી નાખેલી.

મેં એક કાળે સંગીતના ક્ષેત્રમાં ઠીકઠીક ડહોળ્યું હતું અને સાંતાક્રુઝમાં બે વખત ૭-૭ મહિના એક સંગીત-કલબ પણ ચલાવેલી. પણ કમનસીબે હું સમય પહેલાં હતો, કારણ કે બંને વખત એ કલબ સૂઈ ગઈ; અને હવે જે કલબ ચાલે છે તે અત્યંત સરસ ચાલે છે.

તે વખતે મારા બે મિત્રોએ મને એક વાર કહેલું કે સંગીતમાં તબલાં-પખવાજ વગેરે ન હોવાં જોઈએ, કારણ કે એનો તાલ સાચવવા જતાં સંગીત કૃત્રિમ બની જાય છે. મને યાદ છે કે તે વખતે મેં એમને જવાબ આપેલો તે કાંઈક આવો હતો; તમે બન્ને તબલાંનો કક્કો જાણતા નથી એટલે તમને તબલાં જરૂરનાં નથી એમ કહેવાનો જરા પણ હક નથી. તબલાંના પારંગતો જ એનો બહિષ્કાર કરવાનું કહી શકે. એ જ પ્રમાણે જેમને છંદનું જરા પણ જ્ઞાન નથી તે એમ

નહિ કહી શકે કે છંદ કાવ્યોના માર્ગમાં અડચણરૂપ છે માટે એને કાઢી નાખવા જોઈએ.

નાનાલાલે સુંદર કાવ્યો લખેલાં, સુંદરતર ગેય ગીતો લખેલાં, પછી જ અપદ્યાગદ્ય જોડે એમણે રમત કરેલી. સુવિખ્યાત પિકાસોએ સમર્થ ચિત્રકાર બન્યા પછી જ એની લાક્ષણિક અળવીતરી કલાનું સર્જન કર્યું. અલબત્ત, હમણાં એણે પોતે જ કહ્યું હતું કે મારી આ કલા એ માત્ર એક તુત છે; અને પિકાસોની કલા પર વારી જનારા અને ગજબ મોટી રકમ આપીને ખરીદી લેનારા આના જવાબમાં કહે છે કે પિકાસો આ કથન મશ્કરીમાં જ કરે છે!

ગમે તે હો, પણ મને ઘણી વાર વિચાર આવે છે કે આપણે ત્યાં કેટલાક જુવાન ચિત્રકારો મૉડર્ન આર્ટ કરે છે એમાંના કેટલા સિદ્ધ આલેખનશક્તિ ધરાવતા હશે? માનવપાત્રની સીધી આકૃતિ પણ દોરી શકતા હશે? એ જ રીતે આપણા કેટલાક 'આધુનિક' કવિઓને પડકારી ન શકાય?

આ વિષે પરમ સ્નેહી શ્રી રામપ્રસાદ બક્ષી સાથે ચર્ચા કરતાં તેમણે કહેલું થોડુંક સ્મૃતિમાંથી ટપકાવું છું:

'રોમેન્ટિક પ્રકારની દિશામાં સારી રીતે આગળ વધેલી છતાં નિયમબદ્ધ પદ્યરચના, સુશ્લિષ્ટ પ્રસાદમય વાણીઘટના વગેરે તત્ત્વોમાં ક્લાસિકલ શૈલીના સંસ્કાર જાળવતી કવિતા સ્વેચ્છાએ જે બંધન સ્વીકારે તે એની સુંદરતાને નડતર કરનારાં નથી નીવડતાં બલકે વધારે શોભાવનારાં નીવડે છે. સિદ્ધહસ્ત કલાકારને કલાનાં સૌન્દર્ય-સાધક નિયમબંધનો બંધનરૂપ નથી રહેતાં, પણ કલા વધારનારાં નીવડે છે.'

મારા બાપાજીને હું નાટકમાં ઊતરું તે ગમતી વાત નહોતી. એક વાર ન્યાતનું સંમેલન હતું અને બાપાજી બહારગામ ગયેલા, એ તકનો લાભ લઈને મેં ઝંપલાવ્યું. કોઈ કરુણરસ–નાટિકા હતી એમ યાદ

એક વાર કહ્યું કે આ નાટકમાં કોઈ વિગતની ભૂલ બતાવે તો !
'સો રૂપિયા હારી જાઉં'.

મેં તરત જ કહ્યું કે 'ભાઈ રહેવા દે ને. સો રૂપિયા શા મા
ફેંકી દે છે ?' પણ એ ભાઈ માને ? મેં તરત જ કહ્યું કે 'આગગાડી';
પહેલે પાને જ તમે આઈ. પી. આર. એટલે ટિકિટ-ઈન્સ્પેક્ટર
લખ્યું છે એ તદ્દન ખોટું છે. આઈ. પી. આર. એટલે તો ટેલિગ્રાફ
ઈન્સ્પેક્ટર.

'ગપ નહિ માર; તારી વાત તદ્દન ગલત છે.' સી. સી. બોલ્યો:
'તને રેલવેનું શું જ્ઞાન ?' મેં એને શાંતિથી સમજાવ્યું કે 'આઈ.
પી. આર.ની પદવી હું જ પોતે રેલવેમાં ભોગવતો હતો અને એનો
અર્થ ટેલિગ્રાફ ઈન્સ્પેક્ટર. હવે સમજણ પડી ?'

'તું પણ કમબખ્ત દોઢસો નોકરી કરી આવ્યો લાગે છે તો !
ઠીક છે, બીજી આવૃત્તિમાં સુધારી લઈશું !' અને આમ કહીને સી.
સી.એ ધીમેથી વાત બદલી નાખેલી.

મેં એક કાળે સંગીતના ક્ષેત્રમાં ઠીકઠીક ડહોળ્યું હતું અને
સાંતાક્રુઝમાં એ વખત છ-છ મહિના એક સંગીત-કલબ પણ ચલાવેલી.
પણ કમનસીબે હું સમય પહેલાં હતો, કારણ કે બંને વખત એ કલબ
સૂઈ ગઈ; અને હવે જે કલબ ચાલે છે તે અત્યંત સરસ ચાલે છે.

તે વખતે મારા બે મિત્રોએ મને એક વાર કહેલું કે સંગીતમાં
તબલાં – પખવાજ વગેરે ન હોવાં જોઈએ, કારણ કે એનો તાલ
સાચવવા જતાં સંગીત કૃત્રિમ બની જાય છે. મને યાદ છે કે તે વખતે
મેં એમને જવાબ આપેલો તે કાંઈક આવો હતો; તમે બન્ને તબલાને
કક્કો જાણતા નથી એટલે તમને તબલાં જરૂરનાં નથી એમ કહેવાનો
જરા પણ હક્ક નથી. તબલાંના પારંગતો જ એનો બહિષ્કાર કરવાનું
કહી શકે. એ જ પ્રમાણે જેમને છંદનું જરા પણ જ્ઞાન નથી તે એમ

નહિ કહી શકે કે છંદ કાવ્યોના માર્ગમાં અડચણરૂપ છે માટે એને કાઢી નાખવા જોઈએ.

નાનાલાલે સુંદર કાવ્યો લખેલાં, સુંદરતમ ગેય ગીતો લખેલાં, પછી જ અપદ્યાગદ્ય જોડે એમણે રમત કરેલી. મુલ્કમશહૂર પિકાસોએ સમર્થ ચિત્રકાર બન્યા પછી જ એની લાક્ષણિક અળવીતરી કલાનું સર્જન કર્યું. અલબત્ત, હમણાં એણે પોતે જ કહ્યું હતું કે મારી આ કલા એ માત્ર એક તૂત છે; અને પિકાસોની કલા પર વારી જનારા અને ગજબ મોટી રકમ આપીને ખરીદી લેનારા આના જવાબમાં કહે છે કે પિકાસો આ કથન મશ્કરીમાં જ કરે છે!

ગમે તે હો, પણ મને ઘણી વાર વિચાર આવે છે કે આપણે ત્યાં કેટલાક જુવાન ચિત્રકારો મૉડર્ન આર્ટ કરે છે એમાંના કેટલા સિદ્ધ આલેખનશક્તિ ધરાવતા હશે? માનવપાત્રની સીધી આકૃતિ પણ દોરી શકતા હશે? એ જ રીતે આપણા કેટલાક 'આધુનિક' કવિઓને પડકારી ન શકાય?

આ વિષે પરમ સ્નેહી શ્રી રામપ્રસાદ બક્ષી સાથે ચર્ચા કરતાં તેમણે કહેલુ થોડુંક સ્મૃતિમાંથી ટપકાવું છુ:

'રોમેન્ટિક પ્રકારની દિશામાં સારી રીતે આગળ વધેલી છતાં નિયમબદ્ધ પદ્યરચના, સુશ્લિષ્ટ પ્રસાદમય વાણીઘટના વગેરે તત્ત્વોમાં ક્લાસિકલ શૈલીના સંસ્કાર જાળવતી કવિતા સ્વેચ્છાએ જે બંધન સ્વીકારે તે એની સુંદરતાને નડતર કરનારાં નથી નીવડતાં બલકે વધારે શોભાવનારાં નીવડે છે. સિદ્ધહસ્ત કલાકારને કલાનાં સૌન્દર્ય-સાધક નિયમબંધનો બંધનરૂપ નથી રહેતાં, પણ કલા વધારનારાં નીવડે છે.'

મારા બાપાજીને હું નાટકમાં ઊતરું તે ગમતી વાત નહોતી. એક વાર ન્યાતનું સંમેલન હતું અને બાપાજી બહારગામ ગયેલા, એ તકનો લાભ લઈને મેં ઝંપલાવ્યું. કોઈ કરુણરસ-નાટિકા હતી એમ યાદ

છે. પણ બાપાજી તે જ દિવસે અચાનક આવી ગયા અને મંમેસતમાં પણ આવ્યા. મારે સારે નસીબે, બાપાજીને મારો અભિનય પૂજ ગમ્યો અને મને તખ્તા પર ઊતરવાની છૂટ મળી ગઈ. પણ તે વખતે અભિનયકારને ગાતાં તો આવડવું જ જોઈએ એમ હતું, અને મને ગાતાં બિલકુલ આવડતું નહોતું. સૂરની સમજ ખરી પણ ગળામાંથી સાચો લય નીકળે નહિ, એટલે એ વિચાર માંડી વાળવો પડયો.

નવી રંગભૂમિમાં પણ જો ગીત રાખ્યાં હોત તો ચન્દ્રવદનથી માંડીને કંઈ કેટલા નિષ્ણાત અભિનયકારો તેમ જ ઘણીય સારી અભિનેત્રીઓ પણ કંઠમાં ગાણું ન હોવાને કારણે રંગમંચ પર આવી શકી ન હોત. અત્યારે પણ હું એમ માનું છું કે રંગભૂમિ પર ગીત–નાટકો, ને ગીત વગરનાં નાટકો એમ બે પ્રકાર ભેડાવા જોઈએ. ગીત–નાટકોમાં સંગીત ખૂબ, લગભગ ઓપેરા જેવું જ હોય આમ થાય તો રંગભૂમિ પર એક અનોખો જ સંગીતપ્રકાર ઉદ્દભવે; અને ગદ્યનાટકમા ગીત ન હોય એથી જેમને નાટકમાં ગીત નથી જોઈતું એ વર્ગ પણ સંતોષાય.

હજી કેટલાક એમ માને છે કે ભરતમુનિએ પોતાના નાટ્યશાસ્ત્રમાં લખ્યું છે કે 'નાટકમાં સંગીત અનિવાર્ય છે.' આ વિશે મેં પંડિતોને પૂછેલું અને તેઓ ભાર દઈને જણાવે છે કે સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાં એવો આદેશ છે જ નહિ. હા, સંગીત એમાં ગૂંથી લો તો બાધકર્તા નથી.

જ્યાં જ્યાં માનવી હોય ત્યાં ત્યાં મખ્ખીચૂસ પણ હોય જ. સાધારણ હાથ જરાક કડક રાખે તે તો સારો ગુણ ગણવો જોઈએ; પણ કંજૂસાઈની અતિશયોક્તિ જ્યારે જોવામાં આવે છે ત્યારે આપણે ચકિત થઈ જઈએ છીએ અને ખેદ પણ પામીએ છીએ. આવા ઘણા મખ્ખીચૂસ મેં જોયા છે, પણ એમાંના થોડા કદી ભુલાય એવા નથી.

એક વૃદ્ધ સરકારી નોકર, નિવૃત્તિ લઈને રહેતા હતા. તેમના એકના એક પુત્રનાં લગ્ન. અમે ન્યાતમાં પીરસવા રહેલા, પકવાનની

ન્યાત. પંગત બેઠી. અમને એક બંધ ઓરડામાંથી પેલા ગૃહસ્થે જાતે પકવાન કાઢી આપ્યાં. અમે પીરસીને પાછા આવ્યા — એમાંથી તો પા પંગતને જ પીરસી શકાયું હતું — ત્યાં જોઈએ તો રૂમને મોટું તાળું!

અમે બૂમાબૂમ કરી, એટલે એ ગૃહસ્થનાં પત્ની આવ્યાં અને એમણે ધીમેથી અમારામાંથી સૌથી મોટા પીરસનાર હતો એને જરા આઘે બોલાવીને કહ્યું: 'માફ કરજો, પણ તમે તો એમનો સ્વભાવ જાણો છો ને! આ ઓરડો બંધ કરી, કૂંચી લઈ ને ઉપર જઈ ને સૂઈ ગયા છે. જરા જઈ ને, સમજાવીને કૂંચી લઈ આવો.' પેલા ભાઈ અને અમે બીજા બેએક ઉપર ગયા અને એમની પાસે કૂંચી માગી. એ ગૃહસ્થ તો ચિડાઈ ને ઝાડ થઈ ગયા અને બોલ્યા: 'મને તમારે બધાએ મળીને ભીખ મંગાવવી છે ભીખ! લો, આ તમારી કૂંચી! આખો ઓરડો લૂંટાવી દેજો!' આમ કહી તેમણે કૂંચી અમારા તરફ ફેંકી, પણ પોતે તો નીચે ન જ આવ્યા. એમનાથી એ પકવાન લૂંટાતું જોવાયું જ નહિ!



ચન્દ્રવદન ઘણી નાની વયે ઝળક્યા. એલ્ફિન્સ્ટન કૉલેજમાં હતા ત્યારે દવા વેચનારની ભૂમિકા ભજવી શ્રેષ્ઠ ઇનામ જીતી ગયેલા. બીજા કવિઓથી જુદી જ કેડી પાડીને ભાઈ-બહેનનો પ્રેમ વિશિષ્ટ રૂપે 'ઈલા કાવ્યો'માં ગાયો. ૧૯૨૦માં જૂની રંગભૂમિની અનેક ખામી જોઈ ખંડ કરી નવી રંગભૂમિ સ્થાપી.

લગભગ એ જ સમયે મુનશીજીએ પણ એ જ પ્રવૃત્તિમાં ઝુકાવ્યું અને લગભગ વીસ વર્ષ સુધી એ બન્ને મહારથીઓએ એ નવી રંગભૂમિને મહલાવી, રમાડી, વિકસાવી. પણ બન્નેએ એક જ પણ લીધેલું: ચન્દ્રવદન પોતાનાં જ નાટકો ભજવે, મુનશીજી સ્વસર્જનને જ રંગમંચ પર રજૂ કરે. પરિણામે એમને વીસ વીસ વર્ષોના

'ડિક્ટેટરશિપ'નો લહાવો મળ્યો હોવા છતાં જોઈએ તેવું ફળ મેળવી શક્યા નહિ.

૧૯૪૦માં એ બન્ને એ ક્ષેત્રમાંથી નિવૃત્ત થયા; પણ ચન્દ્રવદને પોતાની કલમ 'ફ્રીઝ'માં મૂકી દીધી નહિ. લાંબે ગાળે પણ એ નાટક લખી નાખતા રહ્યા છે અને એ નાટકો લાંબે લાંબે ગાળે ભજવાયા પણ કરે છે.

ચન્દ્રવદન જ્યારે નાટકો ભજવતા ત્યારે એમનું પ્રિય નાટક તે 'આગગાડી.' તેમાં એમણે જેટલા સાહિત્યકારોને રંગમચ પર એકીસામટા ઉતારેલા તેટલા બીજા કોઈ પણ નાટકમાં ઊતર્યા નથી અને હવે ઊતરશે પણ નહિ.

ચન્દ્રવદન ૧૯૪૦ સુધી તો કવિ હતા, નાટ્યકાર હતા; પણ ગદ્ય એમણે ખેડ્યું ન હતું. ધનસુખલાલને પચાસ વર્ષ પૂરાં થયાં અને તોયે જીવતા રહ્યા એટલે કલમ–મંડળે એક નવી જ પદ્ધતિના નાટક દ્વારા 'ધનસુખ રંગલીલા' ઊજવી; એની પ્રસ્તાવના ચન્દ્રવદને લખી, હું તે વાંચીને સ્તબ્ધ જ થઈ ગયો! મેં એમને કહી નાખ્યું કે, 'ચન્દ્રવદન, તમે કવિ છો, પણ જો ગદ્યમાં લખતા થાઓ તો કવિ તરીકે તમને ખ્યાતિ મળી તેના કરતાં વધારે ખ્યાતિ ગદ્યકાર તરીકે મળશે; મારી ખાતરી છે.'

મેં આમ કહ્યું તેથી જ ચન્દ્રવદને એમની, હવે તો સારાય ગુજરાતમાં મશહૂર, 'ગઠરિયા' લખવાની શરૂ કરી એમ હું કહેતો નથી; પણ એટલું તો જરૂર કહી શકું છું કે મારા આમ કહેવા પછી જ થોડા જ વખતમાં એમની 'ગઠરિયા' શરૂ થઈ અને પ્રથમ પંક્તિના ગદ્યકાર તરીકે એમને સ્થાન મળ્યું.

ત્યાર પછી ગુજરાતના જ નહિ પણ સારા હિંદુસ્તાનના રંગભૂમિના પ્રતિનિધિ તરીકે એમણે અવારનવાર યુરોપમાં ભ્રમણ કર્યું છે અને ત્યાં અનેક ઉજ્જ્વલ કામગીરી કરી બતાવી છે. ધીમેધીમે

બહારના માણસોને પણ જાણ થઈ કે હિંદુસ્તાનની રંગભૂમિ વિષે સાચો જાણકાર હોય તો તે છે સી. સી. ( ચં. ચી. ) પરિણામે આ વખતે એ, મિશિગન યુનિવર્સિટીમાં નવ માસની મુદત દરમ્યાન હિંદી રંગભૂમ વિષે ભાષણની હારમાળા આપવા ઊપડી ગયા છે અને આ રીતે, એક અંગ્રેજી ઉક્તિનો ઉપયોગ કરું તો, 'એમની ટોપીમાં ( જો કે હવે તો સોમાથી નવ્વાણું માણસો ટોપી પહેરતા જ નથી ) એક નવું પિચ્છ, અને તે પણ સરસ પિચ્છ, ઉમેરાયું છે.'

એમનો જન્મ ૧૯૦૧માં, એટલે અત્યારે એમને ૬૬ વર્ષ થયાં; પણ એમની શક્તિઓ જોતાં એ હજી પચાસની અંદર રમ્યા કરે છે એમ જ લાગે, એમનો ઉત્સાહ અદમનીય છે, તે કામ કરવાની ધગશ પારાવાર છે, એટલે હજી એઓ ઘણુંઘણું કરવા નિર્માયા છે એમ લાગે છે. આવે વખતે સરકારે એમને 'પદ્મશ્રી'નો ઇલકાબ આપ્યો તે યોગ્ય જ થયું છે. જો કે વહેલો આપ્યો હોત તો યોગ્યતર થાત.

એમના પ્રિય 'કલમમંડળ'ના આજીવન પ્રમુખ તરીકે અને એ મંડળના સૌથી વૃદ્ધ સભ્ય તરીકે એમને હું અંતઃકરણથી આશિષ આપું છું કે એ ખૂબ ખૂબ કામ કરે અને ભવિષ્યમાં 'પદ્મભૂષણ'નો ઇલકાબ પણ તેમને મળે.

જ્યારે માણસ પ્રતિકૂળ સંયોગોથી ઘેરાઈ જાય છે ત્યારે તેની બુદ્ધિ બહેર મારી જાય છે અને ગમે તેની અને ગમે તેટલી સલાહ માનવા તૈયાર થઈ જાય છે. મારી પત્ની દીવાની થઈ ગઈ તે વેળા મેં કાંઈ કાંઈ ઉપાયો અજમાવ્યા હતા.

એક મિત્રે આવીને કહ્યું કે એક મામા નામના ગૃહસ્થ છે તે ગમે તેવા રોગ માત્ર હાથ લગાડી સારા કરે છે. હાલમાં તે ઈંદોર છે. મેં એમને પૂછ્યું કે 'તમારા અનુભવમાં કાંઈ એવા દાખલા છે ખરા?' તેમણે કહ્યું કે એમ તો ઘણાય છે પણ હું તેમાંના બે તમને કહું: ઇન્દોરના મહારાજા હોલકરના ખાનગી મંત્રીની પુત્રીને

એમણે હાથ લગાડીને સારી કરેલી; અને તેવી જ રીતે કમાટીપુરામાં રહેતા એક ઘણા શ્રીમંત વેપારીની પત્નીને પણ એણે બચાવેલી.

સુભાગ્યે તે વખતે હોલ્કરના ખાનગી મંત્રી મુંબઈમાં જ હતા. તે ગૃહસ્થ યુરોપ-અમેરિકા ફરી આવેલા હતા. હું તો એક દિવસ હ્યુજીઝ રોડ પર આવેલ હોલ્કરના પથ્થરના મકાનમાં ગયો. પેલા ગૃહસ્થને મેં બધી વાત કરી. જવાબમાં તેમણે માંડીને વાત કહી: 'હા, ભાઈ, વાત તદ્દન ખરી છે. મારી અઢાર વર્ષની પુત્રી માંદી થઈ અને મંદવાડ વધતો જ ગયો. છેવટે તો એ બેભાન થઈ ગઈ અને ડૉક્ટરોએ પણ આશા છોડી. એટલામાં કોઈએ જણાવ્યું કે 'ભાઈસાહેબ, મામા અત્યારે ઇંદોરમાં જ છે. હું બોલાવી લાવું?' મેં હા કહી. મામા આવ્યા. તેમણે બેભાન છોકરીના શરીરે હાથ લગાડ્યો અને કહ્યું, 'બહેન, ચાલ, ઊઠીને બેઠી થા તો.' અને પેલી જાણે આળસ મરડી ઊંઘમાંથી બેઠી થઈ હોય તે પ્રમાણે બેઠી થઈ. પછી મામાએ એક તાવીજ એને ગળે બાંધ્યું. એ વાતને આજે પાંચેક વર્ષ થઈ ગયાં. હજી પણ જ્યારે પેલું તાવીજ ગળામાંથી નીકળી પડે છે ત્યારે છોકરી બેભાન થઈ જાય છે. વળી પાછું બાંધી દઈએ ત્યારે સારી થઈ જાય છે.'

બેચાર દિવસ પછી હું તો કમાટીપુરામાં ઊપડ્યો અને પેલા શેઠને ત્યાં પહોંચ્યો. એ શેઠનો મોટો પુત્ર એમ. એ. થયેલો, તેમને હું મળ્યો અને મેં પાછી એની એ વાત પૂછી. તરત તેમણે જણાવ્યું, 'ભાઈ, તમારે ત્યાં સારું થાય કે નહિ એ તમારા નસીબની વાત છે, બાકી અમે તો મામાને દેવ તરીકે પૂજીએ છીએ.'

'પાંચ વર્ષ પહેલાં મારી પત્નીને ગર્ભ રહ્યો અને જેમ જેમ માસ વીતતા ગયા તેમ તેમ એની તબિયત બગડતી ગઈ. આખરે, છેવટના દિવસમાં તો એને ૧૦૪ – ૧૦૫ ડિગ્રી તાવ રહેવા માંડ્યો. અમે ગભરાઈને ચારપાંચ ડૉક્ટરો ભેગા કર્યા. તેમણે તેની સ્થિતિ પૂર્ણ તપાસીને કહ્યું કે આને અહીંથી ખસેડાય તેવી તેની સ્થિતિ રહી

નથી; અને હવે તો બેમાંથી એકને બચાવી શકાય – કાં તો માતા ને કાં તો સંતાન. મેં તરત જ જવાબ વાળ્યો કે માતાને બચાવો. એટલામાં કોઈએ મામાનું નામ દીધું અને જણાવ્યું કે મામા આ જ મોહોલ્લામાં હમણાં છે! મેં એમને તેડવા માણસ દોડાવ્યા. ડૉકટરો તો ઉતાવળ કરવા લાગ્યા અને આમ કોઈ માણસ આવીને હાથ મૂકીને સારા કરે એ વાતને વાહિયાત ગણાવી મને ઠપકો દેવા મંડયા.

એટલામાં તો મામા આવી પહોંચ્યા. એમણે બધી હકીકત પૂછી ને પછી ડૉકટરોને પૂછ્યું, 'ભાઈ તમારે સુવાવડ અહીં કરવી છે કે ઇસ્પિતાલમાં?' ડૉકટરો ચીડવાયા અને બોલ્યા, 'તમે વાત પણ કેવી કરો છો? આ બાઈ આ પાંચમે મજલેથી નીચે લઈ જતાં જતાં તો મરણ પામવાની છે ને તમે આમ કહો છો?'

'મામાએ શાંતિથી કહ્યું, 'ભાઈ, એમ આકળા નહિ થાઓ. બાઈ સારી રીતે ઇસ્પિતાલ પહોંચે તો તો તમને ગમે ને!'

'પણ અત્યારે બાઈને ૧૦૫ ડિગ્રી તાવ છે, બાળક પેટમાં આડું પડી ગયું છે. હવે શું થાય?' મામાએ મારી પત્નીને કપાળે હાથ ફેરવ્યો અને ડૉકટરોને જણાવ્યું કે 'જુઓ ને કેટલોક તાવ છે?'

'તાવ ઊતરી ગયો હતો. નાડ સારી ચાલતી હતી. છતાં ડૉકટરોએ કહ્યું કે બાઈ એટલી અશકત છે કે પાંચ દાદર ઊતરતાં એ મરણ પામશે.

'મામાએ સામું જણાવ્યું કે 'હું સાથે છું ને!'

'મામાએ એક હાથ પકડી રાખ્યો ને મારી પત્નીને ધીમે ધીમે પાંચ દાદર ઉતારી મોટરકારમાં સુવાડી. ત્યાં પણ મામાએ જણાવ્યું કે ઉતાવળની જરૂર નથી. હજી એક કલાક પછી છોકરું આવશે અને તે પણ પુત્ર હશે.

'અને આમ જ થયું...' આમ કહી પેલા યુવાન શેઠે પોતાના પુત્રને બોલાવ્યો. પાંચ વર્ષનો ખૂબસૂરત બાળક ત્યાં આવીને મને પગે લાગ્યો. શેઠે કહ્યું કે હજી વિશ્વાસ બેસતો નહિ હોય તો મારી પત્નીને પણ બોલાવું. પણ અમારામાં ઓઝલ છે એટલે એમ કરત એ શરમાશે.'

આટઆટલી ખાતરી કર્યા પછી મેં મામાને ઈંદોરથી લાગવગ વાપરી તેડાવી મંગાવ્યા. મામાને જુઓ તો તદ્દન સામાન્ય દક્ષિણી ગૃહસ્થ લાગે. વય આશરે પચાસેકનું. ધોતિયું, કફની અને માથે બનાતની કાળી ટોપી અને પગમાં ચંપલ. મામાએ આવીને મારી પત્નીને સામે ઊભી રાખીને તરત જ મને કહ્યું: 'માફ કરજો, ભાઈ, મને એમ હતું કે બાઈ ને ભૂતનો વળગાડ હશે. એમ હોત તો એને હું મટાડી દેત. પણ બાઈ તો દીવાની છે અને એ રોગ મટાડવાની હવે મારામાં શક્તિ રહી નથી. આ બાઈ ને સારું થવાનું જ નથી માટે હવે આવા ભુવાજતિના ઉપાયોમાં પૈસો ખરચશો નહિ.'

મામા મારે ત્યાં બેત્રણ દિવસ રહ્યા હતા. તે દરમ્યાન, મારા એક મિત્રે પોતાના ફર્સ્ટ કલાસ કારકિર્દીવાળા નાના ભાઈ માટે પૂછેલું કે 'મામા, મારો ભાઈ ઈન્ટરમાં પાસ થશે ને?'

જવાબમાં તરત જ મામા બોલ્યા, 'ના ભાઈ ના, આ વર્ષે નહિ થાય અને પછીને વર્ષે પણ નહિ થાય. પણ પછી એ બી. એ. થશે અને એલએલ. બી. પણ થશે અને એના બાપની વકીલાત પણ સાચવશે.'

એક બીજા ગૃહસ્થ અકળાઈ ને આવેલા: 'મામા, મારી સાસુ રત્નાગિરિમાં બહુ માંદાં થઈ ગયાં છે. તાર આવ્યો છે પણ ઑફિસ વાળા કહે છે કે જો જશે તો તને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવશે. મારે શું કરવું?'

મામાએ તરત જવાબ આપ્યો: 'ના રે ભાઈ, જવાની જરા પણ જરૂર નથી. તારી સાસુ હજી બીજાં સાત વર્ષ જીવવાની છે.'

કાલે સવારે બીજો તાર આવશે એમાં લખ્યું હશે કે સાસુની તબિયત સુધારા પર છે અને આવવાની જરૂર નથી.'

બસ, આ જ પ્રમાણે થયું. પેલાએ બીજે દિવસે આવીને તાર વંચાવ્યો પણ ખરો. પેલા સ્નેહી મિત્રનો નાનો ભાઈ બે વર્ષ ઇન્ટરમાં નપાસ થયો અને પછી એલએલ. બી. પણ થયો અને અત્યારે બાપને પગલે વકીલાત કરે છે!

મામાનો આગલો ઇતિહાસ જાણવા મળ્યો હતો તે આ પ્રમાણે હતો: વડોદરામાં મામા જંગલમાં લાકડાં બાળી તેના કોલસાનો વેપાર કરે. સ્થિતિ બહુ જ સામાન્ય. એક વાર એ જંગલ જતા હતા ત્યારે એક સાધુ એક ઝાડ નીચે પડ્યો પડ્યો ' પાણી, પાણી 'ની બૂમ મારે મામાએ એને પાણી પાયું ને ગાડામાં લઈ જઈ તે સારો થયો ત્યાં સુધી તેની ચાકરી કરી.

જતી વખતે સાધુએ મામાને આ સિદ્ધિ આપેલી પણ સાથે કહેલું કે આવાં કામમાં રૂપિયો પણ તારાથી લેવાય નહિ. જ્યારે લેશે ત્યારે તારી સિદ્ધિ ચાલી જશે. વર્ષો પછી બન્યું એવું કે રાજસ્થાનના એક નાના રાજ્યના મહારાજા સાઠ–પાસઠ વર્ષની વયે પક્ષઘાતના હુમલાથી પથારીવશ થયા અને ડૉકટરોએ એની આશા છોડી. કોઈ મામાને ત્યાં લઈ ગયા અને મામાએ મહારાજને હાથ પકડીને બેઠા પણ કર્યા અને સારા પણ કર્યા. પણ પછી મહારાજાએ આપેલ દાન એમણે લીધું એટલે એમની મોટી સિદ્ધિ ચાલી ગઈ. ભવિષ્ય કહેવાની સિદ્ધિ રહી ગઈ.



મેં ઘણી વાર કહેલું છે કે મારા બાપાજી મંદિરોમાં જવા કે માળા ફેરવવામાં વગેરેમાં માનતા નહોતા. પણ તે તો કહેતા કે ખોટું કામ કરવું શા માટે કે પછી ભગવાનને રીઝવવા આવું બધું કરવું પડે! મોટાભાઈના સંસ્કાર પણ બહુ ઉચ્ચ એટલે આપણે પણ કાંઈ 'અજબ પ્રકૃતિ ધરાવતા થયા હતા!

હું તે વખતે ચૌદેક વર્ષનો હોઈશ. બહુ કુમળો બાંધો પણ મિજાજ ખાંડીનો. ત્રણ મિત્રો જોડે હું સુરતમાં વિક્ટોરિયા ગાર્ડન્સમાં જઈ પાળ પર બેઠો હતો. એ ત્રણે મિત્રો સટ્ટકન' અને અખાડા ખેલનારા. તે વખતે, ગાર્ડન્સમાં અમારા જેવા રડ્યાખડ્યા જ જતા. અમે બેઠા હતા એવામાં એક વેશ્યા સાથે એક પુરુષને લઈને ત્યાં ફરવા આવી. ધીમેધીમે તે અમારી પાસેથી ગઈ એટલે એ ત્રણમાંથી એકે ખરાબ વાક્ય ઉચ્ચાર્યું.

મારો મિજાજ ગયેલ હું ઉશ્કેરાઈને બોલી ઊઠ્યો : 'ખબરદાર, મારી હાજરીમા આવું કાંઈ પણ બોલ્યો તો ડાચું તોડી નાખીશ.'

એક બીજાએ ધીરેથી કહ્યું, 'તારી મા લાગે છે?'

હું બોલી ઊઠ્યો : 'હા, હા, સત્તર વાર એ મારી મા છે, અને માનું અપમાન કરો તે હું સહન નહિ કરું.'

એમાંના બીજાએ તરત પેલા બેને શાંત પાડ્યા અને કહ્યું, 'હશે, હશે ધનુ, હવે તારી હાજરીમાં એવું નહિ બોલાય, બસ ને!'

અને પેલા ત્રણે જણા ખરેખર, પછી મારી હાજરીમાં એક પણ આવી કોઈ સ્ત્રીની મશ્કરી કરતા નહિ! અમે પછી તો બેએક વર્ષ સાથે ફર્યા હોઈશું.



૧૯૧૫–૧૯૨૦ના ગાળામાં, સાંતાક્રુઝમાં ગરબા, કોન્સર્ટ અને રાસના ક્ષેત્રમાં કપિલાબહેન ખાંડવાળા, નવીન ખાંડવાળા અને હું બહુ આગેવાનીભર્યો ભાગ ભજવતાં. યુવક – યુવતીઓનો સંયુક્ત રાસ મુંબઈના થિયેટરમાં જાહેરમાં મૂકનાર અમારી ત્રિપુટી પહેલી. આમાં પણ કપિલાબહેન અને નવીનભાઈના ઉત્સાહની તો વાત જ નહિ કરવી. રાતના અગિયાર વાગે પણ આ બે બધાં ભાગ લેનારને એકઠાં કરવા નીકળી પડે અને હું ઊંઘી ગયો હોઉં તો મને ઊંઘમાંથી પણ જગાડીને લઈ જાય.

તે જમાનામાં આ બધું નવું નવું અને ઘણાંને ખૂંચે પણ ખરું. એક હસવા જેવો દાખલો આપું:

એક ભાઈ જેમની પત્ની અમારા સંયુક્ત રાસમાં ભાગ લેતી હતી તે મારે ત્યાં આવી ચડ્યા. મને તેમણે પૂછ્યું, 'ધનસુખભાઈ, તમારા જન્માક્ષર છે કે?'

આ પ્રશ્નથી મને થોડીઘણી ગંધ તો આવી ગઈ પણ મને એમાં રસ પડ્યો એટલે મેં જન્માક્ષર લાવીને હાજર કર્યા. તેમણે જોવા માંડ્યું અને ચહેરા પર કરચલી વળવા માંડી એટલે મેં જણાવ્યું, 'ભાઈ, જન્મકુંડળી વાંચવી નકામી છે. તમારે તો ચલિતકુંડળી વાંચવી જોઈએ.'

'હા, હા, તમે સાચા.' કહીને જન્મકુંડળી એમણે તપાસી અને એમનો ચહેરો પ્રફુલ્લિત થઈ ગયો. મેં જરા પણ પૂછેલું નહિ છતાં અરધોએક કલાક પછી, જન્માક્ષર પાછા આપતાં તે બોલ્યા: 'ધનસુખભાઈ, કોઈ વાર કોર્ટમાં પણ પૂછવામાં આવે તો હું હાજર થઈને જણાવું કે આ માણસ ખરાબ માર્ગે જઈ શકે જ નહિ; સાચું કહું છું હો!'

હું હસી પડ્યો અને પછી બોલ્યો: 'થેંક યુ વેરી મચ! પણ ભલા તમે સંયુક્ત રાસમાં ભાગ લેનાર બધા જ યુવકોના જન્માક્ષર જોશો કે ખાસ મને જ શોધી કાઢેલો?'

માત્ર હી હી હી હસીને પેલા ભાઈ જવાબ દીધા વિના ચાલ્યા ગયા!

આથી ઊંધી અસર પણ એક સન્નારીને થઈ હતી. તે વખતે એને એક કૅાન્સર્ટ ઊભો કરવો અને તેને માટે મુંબઈમાં એ સન્નારી 'કાસ્ટ' શોધવાનાં ફાંફાં મારે. કોઈએ એને કહ્યું કે 'તમારા સાંતાક્રૂઝમાં ધનસુખભાઈ જેવા માણસ છે ને તમે અહીં શા માટે ફાંફાં મારો છો!'

જવાબમાં પેલી સન્નારીએ કહ્યું : 'તમે જાણતા નથી. એ ધનસુખભાઈ આમ તો બડા ફાબેલ છે પણ પંદરમા સૈકાના છે પંદરમા સૈકાના! આ રિહર્સલમાં પણ તે જો કોઈ યુવક-યુવતી જરા ફાસ્ટ જાય તો બાર વગાડી દે! આ જમાનામાં એમ તે કાંઈ ચાલે? અને એમ હોય તો પછી નાટકમાં કે રાસમાં કામ કરવા તૈયાર પણ કોણ થાય?'

બાકી તે વખતમાં આવી બધી બાબતોમાં સાંતાક્રુઝ આગળ જ રહેતું. ખરેખર, Santacruz lead and others followed!



વસ્તી ઓછી નહિ. ગુજરાતીઓ, હિન્દુ, પારસી, મુસલમાન—બધાં એકેકને ઓળખે અને એકેકના ખભા અડકાડી સાથે ઊભાં રહે. એક વખત બે સન્નારી મુંબઈમાં એક કોન્સર્ટની તૈયારી કરે. ટિકિટો છપાઈને વેચાવા પણ માંડી પણ તેમને 'કાસ્ટ' નહિ મળે...કોઈ સામા કામ કરતું હતું એટલે જ્યાં જ્યાં આ લોકો જાય ત્યાં ત્યાં પેલાઓ જઈને ના પડાવી દે!

આખરે આ બંને સન્નારી ગભરાઈ. મારી પાસે આવવામાં એમને કાંઈક સ્વમાન ઘવાયા જેવું લાગતું હતું કે પછી કોણ જાણે! પણ માત્ર થોડા જ દિવસ રહ્યા ત્યારે આખરે પેલી બે સન્નારી મારી ઑફિસમાં ધસી આવીને પોતાની મૂંઝવણ મને એમણે કહી.

'અત્યાર સુધી રાહ જોઈને આવવું પડ્યું?' મેં કહ્યું પણ પછી જણાવ્યું : 'ભલા માણસ એમાં ગભરાવાનું શું છે? મુંબઈ તળમાં તમારા સામાવળિયાઓનું રાજ્ય ચાલતું હશે, પણ સાંતાક્રુઝમાં જરા જેટલું સ્થાન નહિ, સમજ્યાં! ચાલો. અત્યારે આવો છો, સાંતાક્રુઝ જઈ તમારો 'કાસ્ટ' નક્કી કરી નાખીએ અને આવતી કાલથી રિહર્સલ—'

પેલાં તો આશ્ચર્યચકિત થઈ ગયાં અને મારી સાથે સાંતાક્રુઝ આવ્યાં. ત્રણેક કલાકમાં નાટક, ગરબા અને રાસનો કાસ્ટ નક્કી થઈ

ગયો અને બીજે દિવસથી રિહર્સલ શરૂ થયાં, એ દિવસો પણ ...ડતા!



'મને આ દર્દ છે.' આમ માનીને વર્ષો સુધી હેરાન થયેલ માણસોની કથા પણ સાંભળવા જેવી હોય છે. એક અમારા મિત્ર, સુભાગ્યે હજી જીવંત છે. વર્ષો પહેલાં, સુરતથી વાત લઈ આવ્યા કે એમને હર્નિયા (સારણગાંઠ) છે. તેને માટેનું એક જંતર પણ લઈ આવીને તેમણે પહેરવા માંડયું. ચારેક વર્ષ પહેર્યા પછી એમને યુરોપ જવાનું થયું. ત્યાં ગયા અને જ્યાંથી જ્યાંથી નવાં જંતર મળ્યાં ત્યાંથી ત્યાંથી તેમણે તે ખરીદ્યાં. એમને આનો શોખ જ લાગી ગયો હતો એમ જ કહો ને. આમ તે આમ ચાલ્યા જ કરત પણ એક દિવસ, પોતે ચોથે મજલે એવા મકાનમાં રહે જ્યાં લિફ્ટ નહિ, ઉતાવળમાં મિત્ર જોડે ફરવા જવા, જંતર પહેર્યા વગર દાદર ઊતરી પડયા. નીચે આવ્યા પછી તેમને યાદ આવ્યું. આથી પેલા મિત્રે કહ્યું, 'ભલા ભાઈ, આજ વર્ષો સુધી તું આ લઈને શું બેઠો છે? હવે આનું ઑપરેશન તો રમતની વાત થઈ ગઈ છે. એક સારા સર્જન પાસે જઈને ઑપરેશન કરાવી દે ને.'

આમના મગજમાં સલાહ ઊતરી ગઈ. બીજે દિવસે પહોંચ્યા એક અત્યંત જાણીતા સર્જન કને. સર્જને બધી હકીકત સાંભળી અને તપાસ્યા. બીજે શનિવારે ઑપરેશનનું નક્કી થયું. શુક્રવારે સાંજે માએ, પત્નીએ, મિત્રોએ હાર પહેરાવ્યા. ચાંલ્લા કર્યા અને હોસ્પિટલ નર્સિંગહોમ પહોંચ્યા પેલા સર્જનને ત્યાં. સર્જને એને જુલાબ આપ્યો ને સુવાડયા. બીજે દિવસે સવારે બે નાના ડૉક્ટરોએ આવીને એમને તપાસ્યા અને ડાબે પડખે નિશાની કરીને, અંદરઅંદર વાત કરી કે આ જ પડખે ઑપરેશન કરશું.

મારા મિત્રે તે સાંભળી. એમણે પેલાઓને જણાવ્યું કે 'ભાઈ, મને તો ડૉક્ટરે બન્ને બાજુ ઑપરેશન કરવાનું કહ્યું છે અને બન્નેનો

જવાબમાં પેલી સન્નારીએ કહ્યું: 'તમે જાણતા નથી. ધનસુખભાઈ આમ તો બડા કાબેલ છે પણ પંદરમા સૈકાના! પંદરમા સૈકાના! આ રિહર્સલમાં પણ તે જો કોઈ યુવક-યુવતી જરા ફાસ્ટ જાય તો બાર વગાડી દે! આ જમાનામાં એમ તે કાંઈ ચાલે? અને એમ હોય તો પછી નાટકમાં કે રાસમાં કામ કરવા તૈયાર પણ કોણ થાય?'

બાકી તે વખતમાં આવી બધી બાબતોમાં સાંતાક્રુઝ આગળ જ રહેતું. ખરેખર, Santacruz lead and others followed!



વસ્તી ઝાઝી નહિ. ગુજરાતીઓ, હિન્દુ, પારસી, મુસલમાન—બધાં એકેકને ઓળખે અને એકેકના ખભા અડકાડી સાથે ઊભાં રહે. એક વખત બે સન્નારી મુંબઈમાં એક કોન્સર્ટની તૈયારી કરે. ટિકિટો છપાઈને વેચાવા પણ માંડી પણ તેમને 'કાસ્ટ' નહિ મળે...કોઈ સામા કામ કરતું હતું એટલે જ્યાં જ્યાં આ લોકો જાય ત્યાં ત્યાં પેલાઓ જઈને ના પડાવી દે!

આખરે આ બંને સન્નારી ગભરાઈ. મારી પાસે આવવામાં એમને કાંઈક સ્વમાન ઘવાયા જેવું લાગતું હતું કે પછી કોણ જાણે! પણ માત્ર થોડા જ દિવસ રહ્યા ત્યારે આખરે પેલી બે સન્નારી મારી ઑફિસમાં ધસી આવીને પોતાની મૂંઝવણ મને એમણે કહી.

'અત્યાર સુધી રાહ જોઈને આવવું પડ્યું?' મેં કહ્યું પણ પછી જણાવ્યું: 'ભલા માણસ એમાં ગભરાવાનું શું છે? મુંબઈ તળમાં તમારા સામાવળિયાઓનું રાજ્ય ચાલતું હશે, પણ સાંતાક્રુઝમા જરા જેટલું સ્થાન નહિ, સમજ્યાં! ચાલો. અત્યારે આવો છો, સાંતાક્રુઝ જઈ તમારો 'કાસ્ટ' નક્કી કરી નાખીએ અને આવતી કાલથી, રિહર્સલ—'

પેલાં તો આશ્ચર્યચકિત થઈ ગયાં અને મારી સાથે સાંતાક્રુઝ પધાર્યાં. ત્રણેક કલાકમાં નાટક, ગરબા અને રાસનો કાસ્ટ નક્કી થઈ

ગયો અને બીજે દિવસથી રિહર્સલ શરૂ થયાં, એ દિવસો પણ
હતા !



'મને આ દર્દ છે.' આમ માનીને વર્ષો સુધી હેરાન થયેલ.
માણસોની કથા પણ સાંભળવા જેવી હોય છે. એક અમારા મિત્ર,
સુભાગ્યે હજી જીવંત છે. વર્ષો પહેલાં, સુરતથી વાત લઈ આવ્યા કે
એમને હર્નિયા ( સારણગાંઠ ) છે. તેને માટેનુ એક જંતર પણ લઈ
આવીને તેમણે પહેરવા માંડયું. ચારેક વર્ષ પેહર્યા પછી એમને
યુરોપ જવાનું થયું. ત્યા ગયા અને જ્યાથી જ્યાંથી નવાં જંતર
મળ્યાં ત્યાંથી ત્યાંથી તેમણે તે ખરીદ્યાં. એમને આનો શોખ જ
લાગી ગયો હતો એમ જ કહો ને. આમ ને આમ ચાલ્યા જ કરત
પણ એક દિવસ, પોતે ચોથે મજલે એવા મકાનમા રહે જ્યાં લિફ્ટ
નહિ, ઉતાવળમા મિત્ર જોડે ફરવા જવા, જંતર પહેર્યા વગર દાદર
ઊતરી પડયા. નીચે આવ્યા પછી તેમને યાદ આવ્યુ. આથી પેલા
મિત્રે કહ્યું, 'ભલા ભાઈ, આજ વર્ષો સુધી તું આ લઈને શું બેઠો
છે ? હવે આનું ઑપરેશન તો રમતની વાત થઈ ગઈ છે. એક
સારા સર્જન પાસે જઈને ઑપરેશન કરાવી દે ને.'

આમના મગજમા સલાહ ઊતરી ગઈ. બીજે દિવસે પહોંચ્યા
એક અત્યંત જાણીતા સર્જન કને. સર્જને બધી હકીકત સાંભળી અને
તપાસ્યા. બીજે શનિવારે ઑપરેશનનુ નક્કી થયું. શુક્રવારે સાંજે,
માએ, પત્નીએ, મિત્રોએ હાર પહેરાવ્યા. ચાંલ્લા કર્યા અને હોસ્પિટલ
જઈને પહોંચ્યા પેલા સર્જનને ત્યાં. સર્જને એને જુલાબ આપ્યો
ને સુવાડયા. બીજે દિવસે સવારે બે નાના ડૉક્ટરોએ આવીને એમને
તપાસ્યા અને ડાબે પડખે નિશાની કરીને અંદરઅંદર વાત કરી કે
આ જ પડખે ઑપરેશન કરશું.

મારા મિત્રે તે સાંભળી. એમણે પેલાઓને જણાવ્યું કે 'ભાઈ,
મને તો ડૉક્ટરે બન્ને બાજુ ઑપરેશન કરવાનું કહ્યું છે અને બન્નેનો

જે ખરચો થશે તેનો ચેક પણ હું તૈયાર કરીને લાવ્યો છું તો હવે એક જ બાજુની વાત શી છે ?'

નાના ડૉક્ટરોએ મિજાજ ખોયો અને કહ્યું કે તમે વચમાં ડહાપણ નહિ કરો. મિત્રે સામું કહ્યું કે 'ભાઈ, પેટ મારું છે, તમારું નથી. અને હવે મારે ઑપરેશન કરાવવું જ નથી.'

સામસામી ટપાટપી થઈ. મોટા સર્જન આવ્યો ને તેણે બધું સાંભળીને કહ્યું, 'અચ્છા, બંને બાજુ ઑપરેશન કરશું.'

પણ મારા મિત્રે તો જવાબ દઈ દીધો, 'ના રે, ભાઈ, હવે મારે ઑપરેશન કરાવવું જ નથી. હું તો ઘરે જાઉં છું.'

મોટા ડૉક્ટરે ઘણા સમજાવ્યા પણ આ એકના બે નહિ થયા. છેવટે ડૉક્ટરે એમ પણ કહ્યું કે 'તો પછી કોઈ દિવસ અચાનક તમે મરી જશો.'

પણ જવાબમાં આમણે તો કહ્યું, 'ઠીક, એમ તો એમ પણ હું તમારે ત્યાં તો મરણ પામીશ નહિ ને!'

આટલું કહી, પોતાનાં લૂગડાં લઈ ને એમણે ઘરનો માર્ગ લીધો. ઘેર દોઢએ વાગ્યે બપોરે જઈ પહોંચ્યા. ઘરમાં બધાં અજબ થઈ ગયાં, પણ પેલા ભાઈ એ તો ઠંડે કલેજે વાત કરી કે 'એ ગમે તે હોય પણ હમણા મને ભૂખ બહુ લાગી છે માટે પૂરી અને બટાટા કરી આપો.'

એ ખાઈ રહ્યા અને સ્વસ્થ ચિત્તે સિગરેટ ફૂંકતા હતા એવામાં એમના મિત્રો હૉસ્પિતાલમાં જઈ ફેરો ખાઈ ત્યાં આવી પહોંચ્યા. બધાએ મળીને નિર્ણય કર્યો કે હવે આવા મોટા ડૉક્ટરે વહેમ ઘાલ્યો છે તો આપણે બીજા ડૉક્ટર પાસે જવું તો ખરું. મારા મિત્ર કબૂલ થયા અને ડૉ. કૂપર પાસે ગયા. તેમણે તેમને બરાબર તપાસીને જણાવ્યું કે 'એમ કરો, તમે ટેનિસ રમવા કાલે સવારે જાઓ અને ત્યાં જંતર પહેર્યા વગર ત્રણ - ચાર સેટ રમો ને પછી તાબડતોબ ગાડીમાં બેસી મારે ત્યાં આવો. હું તપાસીને છેવટનો નિર્ણય આપીશ.'

તે પ્રમાણે, બીજે દિવસે સવારે, મિત્ર ચાર સેટ જંતર પહેર્યા વગર રમ્યા અને બારોબાર ડૉ. કૂપરને ત્યાં ગયા. કૂપરે બરાબર તપાસીને કહ્યું કે 'તમને હર્નિયા નથી. પણ પાંચ વર્ષની અંદર તમને એ થાય તો હું મફત ઑપરેશન કરી આપીશ.'

સંતોષ પામી મિત્ર ઘેર આવ્યા ને હજી સુધી તેમને એ દર્દ થયું નથી. પેલાં એક ટ્રંક ભરીને તેમણે ભેગાં કરેલાં જંતરોનું શું થયું તે હું જાણતો નથી.



ડૉ. મુલગાંવકર મુંબઈના બહુ ખ્યાતનામ સર્જન. તેમની ફી પણ બહુ મોટી. પણ દર્દી ગરીબ હોય તો વાત જુદી. અમારા એક મિત્રને, તે જમાનામાં સવાસો રૂપિયાનો પગાર. તેમની પત્નીને એક ઑપરેશન કરાવવાનું. મિત્ર મુલગાંવકર પાસે ગયા. ફીનું પૂછ્યું તો જવાબ મળ્યો કે રૂપિયા પાંચસો. મિત્રે પોતાની સ્થિતિ ગરીબ હોવાનું જણાવ્યું તો જવાબ મળ્યો કે તમે ત્રણસો આપશો તોપણ ચાલશે.

ઑપરેશન થઈ ગયું અને મિત્ર ત્રણસો રૂપિયા લઈ ને મુલગાંવકર પાસે ગયા. ડૉક્ટરે હાથમાં લીધા પણ ખરા પણ એટલામાં એમને કાંઈક યાદ આવ્યું ને બોલ્યા, 'ભાઈ, તમે તો પૈસાદાર નથી તો પછી ત્રણસો ક્યાંથી આપવાના?'

મિત્રે સમજણ પાડી કે 'આપે પાંચસોના ત્રણસો કરેલા.'

'ના રે ના, ભલા ભાઈ,' ડૉક્ટર બોલ્યા, 'એમ તે કાંઈ હોય! તે વખતે હું કોઈક બીજા વિચારમાં હોઈશ. તમારો પગાર કેટલો?'

'સવાસો.'

'તો પછી ત્રણસોમાંથી હું સવાસો લઉં છું — બાકીના તમે તમારી વાઈફને માટે ખરચજો.' ડોક્ટરે આમ કહી સવાસો રાખી બાકીના પૈસા પાછા આપ્યા!



એક વાર 'એ જ ડૉક્ટરે પાસે મારા એક સામાન્ય સ્થિતિ સગાનું ઑપરેશન કરાવ્યુ. ઑપરેશન 'પેરીટોનાઈટિસ'નુ હતું ઘણું ગભીર હતુ. પણ દર્દીની સ્થિતિ જાણીને મુલગાવકરે મ અઢીસો રૂપિયા જ લીધા

એચાર દિવસ પછી, એક સર નાઈટ પોતાના પુત્રનુ સ 'એપેન્ડીક્સ'નું ઑપરેશન કરાવવા ગયા અને ફીનું પૂછ્યુ જવાબ મળ્યો કે 'રૂપિયા એક હજાર'

પેલા સર સાહેબે કહ્યુ કે 'તમે આ જ પ્રકારનુ ગભીર ઑપરેશન કર્યું હતુ તેના તમે માત્ર અઢીસો રૂપિયા લીધા હતા અને આ સાદા ઑપરેશનના એક હજાર!'

જવાબમા મુલગાવકર હસ્યા અને બોલ્યા, 'તમારા જેવા પા હજાર લઉ તો જ હુ ગરીબો પાસે ઓછા લઈ શકુ ને!'



અમારી ઓળખાણમાં એક મોટા સરકારી હોદ્દેદાર પોતે દક્ષણી અને પૂનામા તેમને રહેવાનું તેમની એક પુત્રી કૉલેજમા એક વાર એના પેટમા દુ:ખવા આવ્યુ પૂનામા એક પછી એક પ્રત્યેક ડૉક્ટરોને બતાવ્યુ અને દવા કરી પણ મટ્યુ નહિ આથી તેઓ મુબઈ આવ્યા અને ત્યા એક મોટી હૉસ્પિતાલમા મોટા ડૉક્ટરને બતાવ્યુ ડૉક્ટરે એને આઠ દિવસ નિરીક્ષા માટે ત્યા જ રાખી અને તે પછી એણે નક્કી કર્યું કે છોકરીના પેટનુ ઑપરેશન કરવુ

પણ છોકરીના સુભાગ્યે, એ વડો ડૉક્ટર આઘોપાછો ગયો એટલે તેનો મદદનીશ એક જુવાન ડૉક્ટર હતો તેણે ખાનગીમા જણાવ્યું કે આ આપરેશન તો તપાસ અર્થે ડૉક્ટર કરવા ધારે છે!

પિતા પુત્રીને લઈને ઘેર આવ્યા અને પછી કોઈએ કહ્યુ કે હવે છેવટનો નિર્ણય લેવો હોય તો ડૉક્ટર દેશમુખને બતાવો દેશ મુખ એમ ડી તેમ જ એફ આર સી એસ હતા અને મુંબઈમા તેના નામના સિક્કા પડે

દેશમુખે પોણો કલાક – કલાક તેને તપાસી; પછી ડૉક્ટરે જણાવ્યું કે તમારી કોઈ પાસે હિંગાષ્ટક ચૂર્ણ નથી ? બધાં તો અજબ થઈ ગયાં. એટલે ખુલાસો કરતા, દેશમુખે કહ્યું કે છોકરીને કશું નથી – માત્ર કબજિયાતને લીધે આ દરદ થયું છે. હિંગાષ્ટક ચૂર્ણ એને રોજ ખવડાવ્યા કરો પછી પણ જો પેટનું દરદ રહે તો મારી પાસે લાવજો. હું ઑપરેશન કરી આપીશ.

એ પ્રમાણે આઠ દિવસ હિંગાષ્ટક ચૂર્ણ પેલી છોકરીને આપ્યા કર્યું અને દરદ મટી ગયું !



ડૉક્ટરોની જ વાત કરી તો એમની જ એકાદ–બે બીજી પણ કરી નાખીએ.

અમારા બહેન સાંતાક્રુઝ આવેલાં. તેમની નાની, ઘોડિયામાં સૂતેલી છોકરીને થોડોક તાવ આવ્યો. ડૉક્ટર ઠાકર બહારગામ ગયા હોવાથી અમે એક બીજા નાના ડૉક્ટર પાસે ગયાં. ડૉક્ટરે દવા શરૂ કરી. ત્રણેક દિવસ પછી તાવ ઊતરી ગયો અને છોકરી આંખ મીંચીને પડી રહેલી. મા ગભરાઈ અને અમે પેલા ડૉક્ટરને બોલાવી લાવ્યા. ડૉક્ટરે એને તપાસી ગંભીરપણે કહ્યું : 'છોકરી અડધો કલાક માંડ જીવશે. છતાં ડોઝ મોકલાવું છું.'

બહેને તો રડવાનું શરૂ કર્યું. પેલો ડોઝ તો હજી આવ્યો ન હતો એટલામાં ડૉક્ટર ઠાકર બહારગામથી આવી ગયેલા તેમને અમે બોલાવી લાવ્યા. ઠાકરે પેલી છોકરીને થોડી વાર દૂરથી જોઈ અને પછી બહેન તરફ ફરીને તેમણે કહ્યું, 'આ છોકરી નિરાંતે ઊંઘે છે. એને ઉઠાડવી છે ?' આમ કહી છોકરીને એક ચૂંટી ખણી. છોકરી જાગીને રડવા મંડી ડૉક્ટરથી માંડીને અમે બધાં ખૂબ હસ્યાં. પછી હું તો હળવે ચિત્તે ફરવા જતો હતો તે વખતે પેલા નાના ડૉક્ટર એમના દવાખાનામાં ઊભા હતા તેમણે પૂછ્યું, 'કેમ 'રે, ભાઈ ? બધું પતી ગયું કે ?'

મેં એમને કહ્યું કે છોકરી તો ઊંઘી ગઈ હતી. ડૉક્ટરે આ ચૂંટી ખણી એટલે જાગી ઊઠી, બીજુ કશું ન હતું!



મોટી પ્રેક્ટિસવાળા ડૉક્ટરો કેટલીક વાર કેવું બાફે છે એનો દાખલો આપું:

એક એવા ડૉક્ટર મુંબઈમાં પ્રેક્ટિસ કરે—ઘણી ભારે પ્રેક્ટિસ. સાંતાક્રુઝમાં તે વખતે ખાસ કોઈ ડાક્ટર જ નહિ. હું મારી નાની છોકરીને લઈને તેમને ત્યાં પહોંચ્યો. દોઢ કલાકે મારો વારો આવ્યો. હું બબીને ઊંચકીને તેમની પાસે ગયો. હું હજી તો કાંઈ પણ બોલું તે પહેલાં એમણે મારો ડગલો અને શર્ટ ખસેડી પેટ પર ત્રણ-ચાર ટકોરા માર્યા. છાતી પર એક મુક્કી લગાવી અને પછી પ્રિસ્ક્રિપ્શન લખવા મંડી પડયા.

મેં તેમને જણાવ્યું કે તમારે લખવું હોય તો લખી શકો છો. બાકી માંદો હું નથી, મારી બેબી છે. ડૉક્ટરનો મિજાજ ગયો અને 'પહેલાં સાફ ભસી મરતાં તમને લોકોને શું થાય છે?' વગેરે કહેવા મંડયા. હું સાંભળવા ઊભો રહ્યો નહિ અને બેબીને લઈને સ્ટેશન તરફ ગયો. ફરીથી હું તે ડૉક્ટરને ત્યાં ગયો ન હતો!



સુરતમાં હું માંદો. પંદરેક વર્ષનો હોઈશ. મેં એક વાર ઊલટી કરી. બાપાજીએ તે જોઈ અને મને પૂછયા વગર દોડતા ડૉક્ટર પાસે પહોંચ્યા. ડૉક્ટર પણ અમારા કુટુંબને વર્ષોથી ઓળખે એટલે તરત આવીને તેમણે બધી હકીકત પૂછી ને મારી પથારી આગળ થોડી વાર બેઠા. અને એમણે જણાવ્યું કે 'દીકરા, ગભરાતો નહિ, સારું થઈ જશે.' પણ મેં જોયું કે એમની આંખમાં આંસુ હતાં. દૂર જઈ ને તેમણે બાપાજીને કાંઈ કહ્યું અને બાપાજી 'જેવી પ્રભુની ઇચ્છા' કહીને નીચે ગયા.

આ સ્થળે મારે કહેવું જોઈએ કે નીચે, ભોંયતળિયે બાપાજીએ એક જગ્યા ખાસ મરતી વખતે માણસને સુવાડી શકાય એ માટે છાણથી લીપેલી અનામત રાખેલી. તે જગ્યા સાફ કરાવવા ગયા હશે એમ મને લાગ્યું. ડૉક્ટર તો એક સોફા પર બેસીને આંખ લૂછી રહ્યા હતા.

હું વસ્તુસ્થિતિ સમજી તો ગયો. 'મરણ પાસે આવ્યું છે' એ વાક્ય મારાથી અજાણ્યું ન હતું અને દર વખતે હું તેને મળવા તૈયાર જ હતો. એટલે સ્વસ્થતાથી મેં બહેનને પૂછ્યું. જવાબ મળ્યો કે મને લોહીની ઊલટી થઈ છે એટલે હાલત ગંભીર છે!

મેં બાપાજીને બોલાવ્યા અને જણાવ્યું : 'કાકાજી, તમે પણ ભારે ઉતાવળિયા, ભાઈસા'બ! મને ઊલટી થઈ એ પરથી તમે આ બધું કરવા મંડી પડ્યા?'

'ના રે ના. ભાઈલા, હું તો અમસ્થો જ નીચે ગયેલો. તારી તબિયત તો સારી છે,' બાપાજીએ કહ્યું.

'હું પણ તે જ કહું છું, કાકાજી, મને લાલ રંગની ઊલટી થઈ છે એ સાચી વાત છે પણ તે લોહીની નથી. મેં જાંબુ ખાધાં છે અને તેમાં જાંબુનો લોચો ગળામાં અટક્યો એથી એ બધાં નીકળી ગયાં!'

અલબત્ત, ડૉક્ટરસાહેબે ખાસ મસાલાવાળી ચાહ કરાવી અને પીધી. મારે માથે હાથ ફેરવી 'દીકરા, તને કાંઈ થવાનું નથી!' કહી એમણે રુખસત લીધી. બાપાજી પાછા એક વાર નીચે જઈ આવ્યા અને પેલી તૈયારી રદ કરી હશે એમ હું ધારું છું!

હેન્રી ફોર્ડે એક વખત કહેલું કે 'honesty is the best policy' એ સૂત્ર કૉપીબુકમાં લખવામાં આવ્યું છે એની અસર ઘણી ખરાબ થઈ છે; કારણ કે એથી લગભગ બધાં જ માણસો એમ ધારે છે કે વ્યાપાર-ઉદ્યોગ વગેરેમાં આ સૂત્ર વાપરવાથી નુકસાન જ થાય

છે. બાકી ખરું જોતાં એ સૂત્રનો ઉપયોગ કરીએ તો કોઈને પણ નુકસાન થતું નથી એટલું જ નહિ પણ ફાયદો જ થાય છે. આ જ પ્રમાણે, મને લાગે છે કે, 'અપકારનો બદલો ઉપકાર'થી વાળવો જોઈએ એમ ધર્મગ્રંથોમાં છે એટલું જ નહિ પણ ધર્મોપદેશકો, વ્યાખ્યાતાઓ, વડીલો વારંવાર કહ્યા કરે છે. એનું પરિણામ એ થયું છે કે એમ કરવાથી આપણે જગતમાં આગળ વધી જ નહિ શકીએ. આ વાક્યનું આટલી બધી વાર પારાયણ નહિ થતું હોય તો માણસો, સ્વાભાવિક રીતે જ, અપકાર પર ઉપકાર કરવા ઉત્સુક થવાના અને એને પરિણામે આપણને એટલો બધો આત્મસંતોષ થાય છે અને આનંદ થાય છે કે કાંઈ કહેવાની વાત નહિ.

હું મહાત્મા હતો નહિ અને છું નહિ છતાં, મને કોણ જાણે શાથી અપકારનો બદલો અપકારથી વાળવાની ઇચ્છા જ થતી નથી તો પછી ઉપકારનો બદલો અપકારથી વાળવાનો તો વિચાર જ કેમ આવે! અને હું ખાતરીથી માનું છું કે 'ઉપકારનો બદલો ઉપકાર' એટલું જ નહિ પણ 'અપકારનો બદલો ઉપકાર'થી વાળવો જોઈએ એવી ઇચ્છા મનુષ્યોમાં, સામાન્ય રીતે હોવી જ જોઈએ.

હું માત્ર એક જ દાખલો અહીં આપું:

એક ઑફિસમાં હું હતો. મારો તરતનો ઉપરી – બોસ એવો આદમી હતો જે બધાનું બગાડવામાં જ આનંદ માનતો હતો. અમારા ખાતામાં એણે એક એક માણસનું કોઈ ને કોઈ રીતે બગાડેલું. થવા કાળ તે 'બોસ'ને અસાધ્ય રોગ લાગુ પડયો. આ રોગ વિશે પણ મેં જ એમને ચેતાવેલ. શસ્ત્રપ્રયોગ કરાવવા એ ઈંગ્લેન્ડ જવા તૈયાર થયા. ખાતામાં ચારે તરફથી એવા જ સૂર નીકળવા માંડ્યા કે 'કર અને જો' અહીં ને અહીં જ છે!

આથી પેલા ભાઈને લાગી આવ્યું. અને ગમે તેવા હલકી પ્રકૃતિના માણસને પણ લાગી તો આવે જ. એક વાર એમણે મને આ વાત કરી અને વાત કરતાં કરતાં એમની આંખમાં આંસુ પણ આવી

ગયાં. તેમણે કબૂલ્યું પણ ખરું કે 'ખરેખર, મેં કોઈનું સારું કર્યું નથી. પણ — પણ હવે હું મરવા બેઠો છું ત્યારે તો મારા તરફ બધાએ સમભાવથી વર્તવું જોઈએ ને!'

મેં એમને શાંત પાડ્યા અને કહ્યું કે 'ભલા માણસ, તમે શાથી ધારી લીધું કે આ બધાને તમારે માટે સમભાવ નથી? એ બધા જ મોલ પર આવીને તમને હારતોરા પહેરાવી શુભેચ્છા દર્શાવવા આવવાના છે.' એમણે વાત માનવાની ના પાડી પણ મેં એમને ખાતરી આપી.

મેં પાછળથી ખાતાના તમામ માણસોને સમજાવ્યા અને અમે બધા મોલ પર જઈને તેમને હારતોરા આપી આવ્યા અને 'વહેલા વહેલા સારા થઈને પાછા આવી જાઓ' એવી ઇચ્છા વ્યક્ત કરી.

એ બિચારા તો મરણ પામ્યા પણ અમારા ખાતાના બધા જ માણસોને પોતે આ પ્રમાણે કરી પેલાનું મોત સુધાર્યું એથી અસંત સંતોષ અને આનંદ થયો એ મેં જોયું. મને પોતાને પણ બહુ જ સંતોષ અને આનંદ થયો. એક પ્રયોગ દાખલ પણ 'અપકારનો બદલો ઉપકાર'ને વહેવારમાં મૂકવા જેવું છે.



આ પ્રમાણે, કોઈ પણ માણસ આપણને નુકસાન કરે તો આપણે દયવાઈ જઈએ એ સ્વાભાવિક છે; ઘડી બે ઘડી, આપણને ગુસ્સો આવે તે પણ સ્વાભાવિક છે, પણ તેને પરિણામે આપણામાં એ માણસ પ્રત્યે 'ધિક્કાર' ઉત્પન્ન થાય એ બહુ ખોટું થાય છે. ગમે તે પ્રકારે પણ આપણે તે ધિક્કારવૃત્તિને મનમાંથી જડમૂળથી ઉખેડી નાખવી જોઈએ. ધિક્કાર ઉપર જીત મેળવ્યા પછી આપણે સામા માણસ પ્રત્યે સમભાવની લાગણી ઉત્પન્ન કરવી જોઈએ. આ ક્રિયા પહેલી ક્રિયા કરતાં વધારે કઠણ છે એ વાત સાચી, પણ પ્રયત્નથી એમ બને છે એ વાત પણ એટલી જ સાચી છે.

અનેક મત, અનેક કર્મકાંડની વિધિ, જપજાપ વગેરે કરવામાં આપણે આપણો સમય અને શક્તિ બગાડવા તૈયાર થઈએ છીએ પણ આટલું કાર્ય કરવા આપણે કટિબદ્ધ થતા નથી!

'લીલાવતી જીવનકળા'માં લખાયું છે:

એક દિવસ લીલાવતીએ ગોવર્ધનરામભાઈને કહ્યું કે 'બાપુ, આ બહારનું ન્હાવાનું બધાં કહ્યા કરે છે પણ માત્ર બહારથી ન્હાવામાં શું વળ્યું? જ્યાં સુધી અંદરથી આપણે સ્નાન કરી કચરો કાઢી નાખીએ નહિ ત્યાં સુધી બહારના સ્નાનથી શો ફાયદો?'

પણ આમ જાહેરમાં કર્મકાંડની વિધિ કરાવવા માટે આગ્રહ સેવનારમાં હજારમાંથી માંડ એક માણસ અંદરથી કચરો કાઢી નાખવા પોતાની શક્તિ ખરચતો હશે!



હવે આંતર–જ્ઞાતીય, આંતર–કોમી લગ્નો ઘણાં થાય છે પણ જ્યારે આંતરદેશીય – પૂર્વ – પશ્ચિમનાં લગ્ન થાય છે ત્યારે મનમાં જરાક ખૂંચે છે. બીજા કોઈ કારણને લઈને નહિ પણ પૂર્વ – પશ્ચિમ મળવાં અતિ મુશ્કેલ છે એથી. હિંદી યુવક પરદેશ જઈને પરણીને ત્યાં જ રહે તો ઝાઝી મુશ્કેલી ઊભી થતી નથી લાગતી. કાંઈક વેઠવું પડે તો પેલા યુવકને અને તેને એકલાને જ. મારો એક ઓળખીતો હતો – બિનગુજરાતી. તે અમેરિકા ગયો ભણવાને. ભણી રહી કોઈ યુવતી જોડે પરણવા તૈયાર થયો. પણ લગ્નને આગલે દિવસે જ તેને 'Nostalgia'નો એવો હુમલો આવ્યો કે તેણે પેલી યુવતીને ફોન પર ના પાડીને તેની માફી માગી લીધી. બેચાર દિવસમા પાછો હિંદમાં તે આવી પડચો.

આ 'નોસ્ટેલજિયા' વિશે પૂછતાં તેણે મને કહ્યું: 'મહેતા, મને કંઈક એવું દર્દ થઈ આવ્યું! શું હવે મારાથી મારા વતનમાં જવાશે જ નહિ? મારાથી મારાં સગાંવહાલાંને મળાશે જ નહિ? નહિ, એમ તો હું જીવી જ શકું નહિ!'

જો આ હિંદી યુવાનને આમ થયું તો પશ્ચિમની યુવતીને હિંદીને પરણી પોતે અહીં આવે તો આ જ પ્રકારની ઊર્મિ નહિ થાય? થાય જ. અને તે વખતે લગ્નના મીઠા સંબંધમાં વિષ રેડાઈ જાય.

પણ ઊર્મિઓ તુફાને ચડી હોય તે વેળા આવો લાંબો વિચાર કોણ કરી શકે?

હા, એક દાખલો હું જાણું છું:

એક સામાન્ય સ્થિતિના ગુજરાતી હિન્દુ ગૃહસ્થ. તેને એક પુત્ર. પુત્ર અહીં ભણી રહ્યો પછી કેટલીક શિષ્યવૃત્તિઓ લઈ તે અમેરિકા ગયો. ત્યાં પણ ભણી રહ્યો એટલામાં તે એક ત્યાંની યુવતી સાથે પ્રેમમાં પડ્યો. પુત્રે પિતાને પત્ર લખ્યો.

પિતા અજબ પ્રકૃતિના. તે જરા પણ ગુસ્સે નહિ થયા. તેણે પુત્રને પત્ર લખી જણાવ્યું કે મારે તને સંમતિ આપું તે પહેલાં પેલી યુવતીને ઓળખવી છે માટે તેનું સરનામું મોકલ. તારાથી છાનું કંઈ નહિ લખું. એને જે પણ પત્ર લખીશ તેની નકલ હું તારા પર મોકલીશ.

પુત્રે સરનામું મોકલ્યું અને પિતાએ પેલી યુવતી પર પત્ર લખી પોતાની સામાજિક સ્થિતિનો તાદૃશ ચિતાર આપ્યો. આ દેશની રહેણીકરણીનો–મુખ્યત્વે કરીને મધ્યમ–મધ્યમ વર્ગના માણસોની સ્થિતિનો તેને ખ્યાલ આપ્યો અને છેવટે લખ્યું કે તારી ખરી જ ઇચ્છા હોય તો મારા પુત્રને પરણવાની તો હાલ જ્યારે તે અમેરિકા છે ત્યારે તું આવીને મારે ત્યાં ૭ માસ રહે અને અમારી જિંદગીનો સાચો ખ્યાલ લઈ લે. એ ૭ માસ પછી પણ તારી ઇચ્છા હશે તો હું ખુશીથી એ લગ્નમાં સંમતિ આપીશ. નહિ તો તને પાછા અમેરિકા ચાલ્યા જવાની છૂટ છે.

પેલી યુવતી એ પ્રમાણે ૭ માસ આમને ત્યાં રહી અને ૭ માસ પછી પણ લગ્નની બાબતમાં દૃઢ રહી. પિતાએ પુત્રને પરણવાની રજા આપી.

આવા, પિતા—આવા ઉદાર હૃદયી, અનુભવી, દૂરઅંદેશીવાળા સ્નેહાળ પિતા કેટલા ? લાખમાંથી એકાદ નીકળે ? કોણ જાણે !



સુરતનો હાસ્યરસ એટલે નર્યો કુહાડો ! એમાં કોમળતા નહિ, સૂક્ષ્મતા નહિ. દ્રિકિસ્તાની તીણી સમચીરોની અસર એમાં જોવા નહિ મળે. પણ સામસામા આપલે કરનાર સરખા હોય તો તેમાં પણ આનંદ તો મળે જ. બેમાથી એક પક્ષ એ ઘા ઝીલી નહિ શકે તો પરિણામ કરુણાન્ત નાટક. દાખલાથી સ્પષ્ટ કરું :

કન્યા પક્ષમા હું. માહ્યરાં આગળ અમે બધાં બેઠા હતાં. રાતના એકાદ બે વાગ્યા હશે. જમાઈ પક્ષ તરફથી અમારા એક સ્નેહી અને સુરતી મશ્કરીમા ઘણા કુશળ. વહુવર વિદાય થવાની તૈયારી. પેલા ભાઈએ મને ગભીરતાથી કહ્યુ, ધનસુખભાઈ, વરરાજાનો સાફો તો બાધી આપો.”

અહીં, કેટલાક નવલકથાકારો કહે છે તેમ હું જરા ફિરત કરું. અમારે ત્યા ઘણા વરરાજાને પરણવા જતી વખતે સાફો પહેરવાનો શોખ. પણ એ બાંધતાં કાં તો વાજા વગાડનારને આવડે કાં તો મશાલચીને ( હજામને ) આવડે. એટલામાં હું કાઠિયાવાડમાં જન્મેલો અને સાફા બાધવામાં હોશિયાર મેદાને પડ્યો અને ઘણા વરરાજા એ લાભ લેતા.

હું તે સમયે સોળ – સત્તર વર્ષનો. લગભગ ઓડિયાં લાગે તેટલા લાબા વાળ, માથે શાલની વાકી ટોપી, સ્વદેશી સ્ટોર્સના વાલજી દરજીએ શીવેલ લાંબો ડગલો, અમદાવાદની કેલિકો મિલ્સનું ધોતિયું અને પગમાં, તે વખતમાં અસામાન્ય એવાં, બર્માનાં મખમલનાં ચંપલ. હું સોહામણો લાગતો હતો. ઘોડે ચડવાની તૈયારી કરતા વરરાજાની આસપાસ અનેક સુંદરીઓની જ હાજરી. આ

સુંદરીઓને ખસેડી ખસેડી મારે વરરાજા પાસે જવાનું. ત્યાં ચાર-પાંચ સાળુમાંથી સાફા માટે પસંદગી કરવાની. પછી તે સાળુની એ-ત્રણ વધારે રૂપવતી યુવતીઓની મદદથી યોગ્ય ઘડી કરવાની અને પછી વરરાજાને સાફો બાંધવાનો! કાંઈ કેટલા મારી વયના યુવાનોની ઇર્ષ્યા! હું આવે પ્રસંગે ખૂબ મ્હાલતો. પણ આપણે મૂળ વાત પર આવીએ.

મેં સાફો લઈ ને બાંધી આપ્યો; મને પેલા સ્નેહીએ એક આરસી આપી. તેનાથી મેં વરરાજાને એમનુ વદન બતાવ્યું. આટલે સુધી વાત આવી છતાં મને સત્ય સમજાયેલું નહિ પણ પછી તરત પેલા સ્નેહીએ ગજવામાંથી અરધો રૂપિયો કાઢીને મારા હાથમાં મૂક્યો અને હું ચેત્યો તરત જ મેં અદાથી પેલા અરધો રૂપિયો આપનાર સ્નેહીને કહ્યું, 'આખરે જાત જણાવી? ખાનદાની પૈસાથી થોડી જ વેચાતી લેવાય છે! અત્યાર સુધીમાં મને કોઈ એ પાંચ રૂપિયાથી ઓછી બક્ષિસ આ કામ માટે આપી નથી! પણ હશે. ખાનદાન માણસો કાંઈ ચણામમરા પેઠે સોંઘા થોડા પડ્યા છે!'

વેવાઈ પક્ષમાં ખળભળાટ મચી ગયો. પણ પેલા સ્નેહીએ અટ-હાસ્ય કરીને કહ્યું, 'શાબાશ, ધનુભાઈ, ખૂબ કરી!' પછી બીજાઓ તરફ ફરીને તે બોલ્યા, 'હું નહોતો કહેતો કે ધનુભાઈ આવી મશ્કરી-ઓથી ગુસ્સે તો થાય જ નહિ પણ સામાને જમીનદોસ્ત કરી નાખે. હું આપણી શરતમાં જીત્યો માટે દસ રૂપિયા મને આપી દો!'

શરત એ હતી કે એમણે મારી મશ્કરી કરવી અને જો હું ગુસ્સે થઈ જાઉં તો એ પોતે દસ રૂપિયા હારી જાય!



સુરત હતો ત્યારે હું બહુ નાનો અને જરા વધુપડતો નાજુક એટલે ત્યાંનાં હોળીના તોફાનોમાં જરા જેટલો પણ ભાગ લીધેલો નહિ. 'અમે બધા'માં પતંગનાં પ્રકરણ મેં લખેલાં પણ હોળીનાં

તો જ્યોતીન્દ્રે જ લખેલાં. એમણે જાતે એવા તોફાનોમાં ભાગ લીધેલો કે નહિ તે હું જાણતો નથી, પણ સાંતાક્રુઝમાં એકાદ બે વખત – આશરે ૧૯૧૧–૧૨માં અમે મિત્રોએ 'ઘેર' જેવું કાઢીને તોફાન કરેલ ખરું. અમારા 'ઘેર'ની આગેવાની સ્વ. કનૈયાલાલ વકીલ, પુરુષોત્તમ કાનજી ભાટિયા (કાકુભાઈ) અને મેં લીધેલી. બીજા સાતઆઠ અમારાથી નાના છોકરાઓ હતા. આખી ટોળીમાં, જાણું જોઈને, હું જરા પણ રંગાયેલો નહિ: એટલા માટે કે અમાર ઓળખીતાને ત્યાં જઈએ ત્યારે પેલા બધા રંગની પિચકારીઓ અને ડોલો લઈને બહાર ઊભા રહે અને હું ડાહ્યોડમરો થઈને અંદર જાઉં. અમારા કોઈ મિત્રને હું કહું કે 'બહાર તમને કોઈ મળવા આવ્યું છે.' પેલો ઊઠીને બહાર આવે એટલે આ બહાર ઊભા રહેલા બધા ઘેરૈયા એના પર તૂટી પડે અને એને રંગી નાખે. તેમાંની બહુમતીએ તો આ સારી રીતે સહી લીધેલું પણ બેએક જણા ઘણા ગુસ્સે થઈ ગયેલા અને લગભગ મારામારી પર આવી ગયેલા.

એકાદ વખતે – અમે ત્યારે સાંતાક્રુઝમાં વ્હીલર વિલામાં રહેતા હતા – અમે કમ્પાઉન્ડમાં હોજ હતો તેમાં પાણીમાં જ રંગ મેળવેલો. ત્યાંના શેઠિયા સ્વ. દામુભાઈ વજનમાં ભારે અને આનંદી જબરા એટલે એમણે અને અમે બધાએ એવું ઠેરવેલું કે જે પણ ધુળેટીને દિવસે, ઓળખીતો મળવા આવે તેને ઊંચકીને પેલા હોજમાં નાખી દેવો! બધા ઘણાને અમે એ રીતે હોજમાં સ્નાન કરાવેલું.

તે પછી ટાગોર રોડ પર, હું તો હૃદયરોગને લીધે નિવૃત્ત હતો પણ બીજાં યુવક – યુવતીઓએ ત્રણેક વર્ષ સારી રીતે રંગે રમી ધમધમાટી બોલાવેલી. અલબત્ત, હું ગુલાલમાંથી બચી નહોતો ગયો. પણ હવે તો! એ પ્રકારનો આનંદ જ અશ્લીલ મનાયો છે કે કોણ જાણે શું? પણ કોઈને એવા તોફાનનો ઉત્સાહ જ રહ્યો નથી!

*

કોઈ પણ કલા સાધ્ય કરવી હોય તો તે કાર્ય જીવનભરની અખંડ તપશ્ચર્યા માગી લે છે. આ સાદામાં સાદી વાત આપણામાંનાં ઘણાં માનવી જાણતાં નથી. હમણાં જ એક યુવતી – કદાચ નાની છોકરી પણ કહેવાય – તેને ત્રણેક માસની રજા પડી. તે મુદ્દત દરમિયાન તેને સંગીત (કોઈ પણ એક વાજિંત્ર અને ગાવાનું), ચિત્રકલા અને સીવવા – ગૂંથવાનું એટલું શીખી લેવાની ઇચ્છા હતી! પરિણામે તે થોડુંક સીવતાં – ગૂંથવાનું શીખી શકી.

લલિત કલા માટેનો સાચો ખ્યાલ લાવવો હોય તેમણે હમણાં જ પ્રસિદ્ધ થયેલ 'કલા અને કલાકાર' (લાભુબહેન મહેતા) એ પુસ્તક વાંચવું. એમાંના દરેકેદરેક કલાકારે – સંગીતકાર, તબલા-વાદક, બંસરીવાદક, ચિત્રકાર, સિતારવાદક, નૃત્યકાર વગેરેએ પોતાની જિંદગી પોતાની કળા સાધ્ય કરવા આરોપી દીધી હતી. અહીં કેટલાક એ વિશેના ફકરા ઉપયોગી થઈ પડશે :

અંજનીબાઈ માલપેકર :

'યમન રાગ શીખવતાં, મારા ગુરુએ સાડા ત્રણ વર્ષ લીધેલાં. હેરવી દોઢ વર્ષે શીખવી. લોકો આશ્ચર્યથી પૂછતા. 'એક રાગ શીખવામાં આટઆટલાં વર્ષ!' જવાબમાં મારે જણાવવું જોઈએ કે એ રાગની ૫૯૪૦ તાન મારા કંઠમાંથી એમણે કઢાવેલી!'

'સામાન્ય રીતે ગવૈયા ત્રીસેક સેકન્ડનો શ્વાસ ભરી શકે છે. મારા ગુરુ ૪૦ ૫૦ સેકન્ડનો શ્વાસ ભરતા. મારા ગુરુએ મારો શ્વાસ એક મિનિટનો બનાવેલો ૪–૫ સેકન્ડ ઉમેરતાં ઉમેરતાં મને આખી મિનિટ સુધી પહોંચાડી દીધેલી. આખી મિનિટે પહોંચતાં પૂરું દોઢ વર્ષ થયું હતું!'

સમર્થ કલાસ્વામીઓ પોતે પ્રાપ્ત કરેલ કલા વિશે કેવા અસંતોષી હોય છે અને સાથે સાથે કેવા વિનયી હોય છે એનો પન્નાલાલ ઘોષ સારો દાખલો છે :

એમને લાજુમહેને પૂછતાથી એમણે કહ્યુ : '૧૯૪૭થી મહિયરના ઉસ્તાદ અલાઉદ્દીનખા સાહેબ પાસે શીખવાનુ શરૂ કર્યું છે'

લાજુમહેનથી પૂછી જવાયુ : 'આપને હવે એમની પાસે શુ શીખવાનુ હોય?'

જવાબ મળ્યો : 'હમ એક બુંદ હૈ તો વો સમંદર હૈ'.

કલાકાર રવિશંકર :

પોતાની સાધના વિશે કહે છે : 'આઠ વર્ષની કુમળી વયે ઘર છોડ્યુ અને બેતાળીસ વર્ષ સુધી સંગીતની સાધનામા મે બીજુ કશુ જ કર્યું નથી.' આગળ ચાલતા લેખિકા લખે છે

'ઉત્તર હિન્દના મોટામા મોટા ઉસ્તાદો પાસે જ્ઞાનની ભિક્ષા માટે રખડ્યાં. હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી — એમ ન્યાતજાતનો ભેદ રાખ્યા વિના જ્યાથી મળ્યુ, ને જ્યા ગમ્યુ ત્યા જઈ ને જ્ઞાન મેળવ્યુ. કોઈની લાત મળી, કોઈનો પ્રેમ મળ્યો, કોઈની ઉપેક્ષા મળી, છતા હાર્યા નહિ, વિદ્યા ખાતર એ બધુ સહન કર્યું. રખડપાટ ને ગરીબી પૂરેપૂરા સહન કરી. તેઓ અત્યારે કહે છે કે માથામા જેટલા વાળ છે તેટલા મારા ગુરુ છે કોઈ પાસે એક મહિનો તો કોઈ પાસે એક વર્ષ ને કોઈ પાસે માત્ર એક જ દિવસ એ રીતે શિક્ષણ મેળવ્યુ છે'

★

મારા એક સગા તેમ જ મિત્ર વદનલાલ મજુમદાર (તાતા સન્સના એક ભાગિના સ્વ. નંદલાલ મજુમદારના ભાઈ) જે તોફાન ભાઈના હુલામણા નામથી પ્રસિદ્ધ છે તેમની જ વાત કરીએ મારા કરતા તે બે વર્ષે મોટા એટલે હાલમા સિત્તોતેર વર્ષના છતા તબિયતે હજી એવા ને એવા ટટ્ટાર ચાલે. એમણે સ્કૂલમાથી અખાડો ખેલેલો અને બી. એ થયા ત્યા સુધી એ ચાલુ રાખેલ પણ આપણે તો અહીં સંગીતની સાધનાની વાત કરીએ છીએ એટલે અખાડાગગાડાની વાતો કરવાનો કશો અર્થ નથી.

એક વખત એવોય હતો કે ધનસુખલાલ મહેતા અને આ તોફાનભાઈ સરખું સંગીત જાણે. પણ પછી એક તો પોતે છપ્પન વખારી અને સંજોગો પ્રતિકૂળ એટલે ધનસુખલાલ એવા ને એવા રહી ગયા જ્યારે આ તોફાનભાઈ ને તો જિંદગીમાં એક જ ધ્યેય, એક જ તમન્ના અને તે સંગીતની સાધના. તેમાં સંયોગો અનુકૂળ થઈ ગયા એક દેશી રાજ્યમાં ત્યાંના કુમારોના શિક્ષક તરીકે ચાર-પાંચ વર્ષો રહ્યા. તે સમયે દરેક રાજ્યમાં બેચાર ગવૈયા – બજવૈયાનો અડ્ડો જામ્યો જ હોય. આ રાજના દરબારને એનો ખાસ શોખ નહિ એટલે એ બિચારા સંગીતકારોનું સંગીત કટાઈ જવાનો મોટો ભય એમાં તોફાનભાઈ ત્યાં જઈ ચડ્યા. આખા દિવસમાં થોડાક કલાક કુમારોના શિક્ષણ પાછળ જાય. પણ રાત આખી સંગીતની ગોદમાં વિતાવાય.

પેલા ગવૈયા – બજવૈયા પણ તાનમાં આવી ગયા. તેમને તેમની કળા બતાવવાનો, રિયાઝ કરવાનો મોકો મળી ગયો. રાતના જમી કરીને જલસો જામે. પછી સવારના ત્રણ પણ કોણે કહ્યા અને રાતની રાત પણ કોણે કહી! આમ કનાકીના કલાક, દિવસોના દિવસ, હારમોનિયમ પર તોફાનભાઈ શિક્ષણ પણ લેતા જાય અને રિયાઝ પણ કરતા જાય

આવી અખંડ સાધનાને પરિણામે એ તોફાનભાઈ પંડિત ઓમકાર, ફૈયાઝખાં વગેરે મોટા મોટા ઉસ્તાદોની સંગત કરતા થઈ ગયા. પછી તો રાજ છોડ્યું અને પહેલા મુંબઈ રહ્યા અને પછી કલિકટ રહ્યા પણ સંગીતની જ્યોત એવી ને એવી જલતી રહી. આજે આટલી વયે પણ હારમોનિયમની રિયાઝ એવી ને એવી ચાલુ છે. વયમાં ક્લેરિયોનેટને હાથમાં લીધી અને તેના પર પણ સારા પ્રમાણમાં પ્રભુત્વ પ્રાપ્ત કર્યું.

પણ સ્વભાવે એકદમ અલગારી અને માનસે પંધાર્થીપણું સ્વીકારવાની અનિચ્છા તેમ જ જાહેરાત પ્રત્યે 'કેવળ ઉદાસીનતા' એટલે

જાહેરમાં આવ્યા જ નહિ. હાલ નવસારીમાં નિવૃત્તિ ગાળે છે. આમ જિંદગી આખી કુરબાન થાય ત્યારે સંગીતના મહાસાગરમાં તરી શકાય. બાકી તો બધા ફાંફા.



જેમને પણ પતંગનો – કનક્વા ઉરાડવાનો શોખ હોય તેમણે સંક્રાન્ત પહેલા ચારપાચ દિવસ અગાઉ અમારા સુરતમા ડેરાતબૂ નાખવા જોઇએ. તો જ એમને આ પતગ ઉરાડવામા પણ કલા છે, મસ્તી છે એની ખબર પડે.

હવે તો વર્ષો થયા એ સુરતનું વાતાવરણ અનુભવ્યું નથી એટલે હાલમા કેવી પરિસ્થિતિ છે તે વિશે મને કશું જ્ઞાન નથી. પણ ૧૯૦૦–૧૯૨૦ સુધીમા તો સુરતના લોકો એની પાછળ ગાંડા થઈ જતા. ડિસેમ્બરની શરૂઆતથી પતંગ ઉડાડવાનો આરંભ થાય. આગલે વર્ષે બચાવેલા, પકડલ પતંગ અને દોરીનો ઉપયોગ થવા માંડે. જેમ જેમ સક્રાન્ત પાસે આવતી જાય તેમ તેમ 'ટચ્ચો' ચડતો જાય, હાથે માન્જો ઘસનાર માન્જા માટે રીલો લાવી ઘસવા લાગી જાય. તૈયાર લેનાર – જેવો ઉરાડનાર – બેએક રતલ માન્જો લઈ આવે. પતગ પણ કેવા! એના ખાસ કાગળ. પહેલાંના સુરતી કાગળના પતગ તો અમારા વખતમા પણ નષ્ટ ગઈ ગયેલા. એની કમાન અને ઢઢ્ઢો બનાવવા માટે, એના બનાવનાર વાસની પાતળી સળી કરી પોતાના રસોડામા ચૂલા પર ટગી રાખે અને એકાદ વર્ષનો તાપ તેને ખવડાવે; પછી તેમાથી કમાન અને ઢઢ્ઢો તૈયાર થાય!

આવા પતંગો, સંક્રાન્ત પહેલા નિષ્ણાતો ચકાસીને તેમાંથી ઓડખાંપણ દૂર કરીને સક્રાન્તના દિવસ માટે તૈયારી કરી રાખે પેચ લડાવવામાં પવનની દિશા, પતગની અમુક તબિયત એ બધુ લક્ષમાં લેવામાં આવે. પરતી પકડનાર પણ પાવરધો જોઈએ. સરતીના પેચ લાગે તો એક એક પેચમાં પા પા રતલ માંજો ખલાસ થઈ જાય.

આ પેચ ચાલતા હોય તેવામાં કોઈ ઝોલ મારે અને તેની અગાશી જો પાસે હોય તો ઠીકરાં, નળિયાં અને નાના પથરાનો મારો પણ ચાલે. સાથે સાથે ભયંકર ગાલિપ્રદાન પણ ચાલુ જ હોય! સવારના પાચેક વાગ્યાથી તે સાંજ સુધી આકાશ પતંગથી ભરાઈ ગયું હોય જ. આખા દિવસમા ખાવાપીવાનાં પણ ઠેકાણાં નહિ હોય. વૃદ્ધ પુરુષો, યુવાનો, બાળકો અને યુવાન સ્ત્રીઓ પણ આમા મચી પડયાં હોય. સુરતીઓ આ પ્રસંગ જેવો માણે છે તેવો બીજા કોઈ માણતા નહિ હોય.



આશરે એંસીએક વર્ષ પહેલા, અમારી ન્યાતના એક ગૃહસ્થ – મરહૂમ નાનાભાઈ હરિદાસ મુબઈની હાઈકોર્ટના પહેલા હિન્દી જજ થયા. એમને પતગનો ભારે શોખ. એમના મદદનીશો પાચેક દિવસ પહેલા બેએક કુડી (કુડી = ૨૦) પતગ તૈયાર કરી રાખે. નાનાભાઈએ ખાસ એ દિવસ હાઈકોર્ટમા તહેવાર તરીકે રખાવ્યો અને પોતે આગલે દિવસે ગુજરાત મેલમા ઊપડે, સવારે સુરત પહોચી જાય આખો દિવસ પતગ ચગાવાય અને રાતે પાછા ગુજરાત મેલમા મુબઈ જવા નીકળે સવારે મુમઈ અને નિયમ પ્રમાણે હાઈકોર્ટમા પોતે હાજર. જેમ પોતે પહેલા હિંદી જજ હતા તેમ પોતે પહેલા જ હતા જેમણે કોર્ટ પણ દિવસે પાટલૂન પહેરી જ નહોતી. ન્યાયાસને પણ મોટું હીરાકોરી ધોતિયુ જ હોય!

હમણા પાચેક વર્ષ પહેલા કોઈ વડા જજને વ્હાલું આવ્યું અને તેમણે આ સક્રાન્તની રજા કઢવી નાખી!

મારા અને જ્યોતીન્દ્રના 'અમે બધા'મા પતંગના પેચનું એક પ્રકરણ છે. પતગના શોખીનોએ વાચવા જેવુ છે.



ઉમેદવારોનો તો મને કશો અનુભવ નથી; પણ વર્ષો પહેલાં-૧૯૦૦-૧૯૧૫ સુધી લગભગ-અમારા સુરતમાં મ્યુનિસિપલ ચૂંટણીમાં, હરીફોને મતદારોની આગતાસ્વાગતા કરવાની છૂટ હતી.

અમારા એક સગા એ દિવસે બાળબચ્ચાંને લઈ ને આવી ચૂંટણીના જંગમાં જતા. આરંભની શોધખોળમાં એટલું જાણી લેતા કે કઈ જગ્યાએ ખાવાનામાં શું છે? કોઈ ને ત્યાં શીખંડ-પૂરી, તો કોઈને ત્યાં મઠો-પૂરી, કોઈ ને ત્યાં ગિરંજદૂધ તો કોઈને ત્યાં દૂધપાક પણ હોય, આમાથી પોતે પસંદ કરી બેત્રણ હરીફોને ત્યાં વારાફરતી જઈ ખાવાનાને ઇન્સાફ આપતા. એક વખત તો હું પણ એ અમારા સગા-મુરબ્બી સાથે ગયેલો એમ યાદ છે અને ત્રણેક ઠેકાણે ઝાપટી આવેલો.

મુંબઈની મ્યુનિસિપલ ચૂંટણીમાં તો માત્ર બેએક વખત મેં કામ કરેલું. આવે વખતે જમવાનું નહોતું પણ- ઊંચામાં ઊંચી જાતના લીલા-સૂકા મેવા, ફરસાણ અને મીઠાઈ તો હતાં. મતદારોની સાથે સાથે કાર્યકર્તાઓએ પણ ખાતા જવાનું એવો રવૈયો હતો.

સુરતના જંગમાં તો સામસામા હરીફો વચ્ચે મારામારીને બદલે સુરતી મજાક-મશ્કરીઓની આપલે ખૂબ થતી. ગંભીર ઝઘડાનું તો નામનિશાન ન હતું.



મુંબઈના સ્વરાજ પાર્ટીના ચૂંટણીના જંગો કંઈક જુદું જ વાતાવરણ જમાવતા હતા. એમાં ભાગ લેનાર અમે કાર્યકર્તાઓ-તો અત્યારનું સ્મશાન જેવું શાંત વાતાવરણ જોઈને આશ્ચર્ય જ પામીએ છીએ.

તે વખતે તો એવી ચૂંટણી લગભગ યુદ્ધનો દેખાવ દેતી. મને એક વખત તો ખાસ યાદ છે: સ્વરાજ પાર્ટી તરફથી વડી ધારાસભા

માટે વિઠ્ઠલભાઈ પટેલ ઊભા રહેલા. સામા સર ચીમનલાલ સેતલવાડ, જહાંગીર બમનજી પીટીટ, જમનાદાસ દ્વારકાદાસ વગેરે હતા.

સવારે ૬ વાગ્યા ને યુદ્ધના રણશિંગાં ફૂંકાયા. સામસામા કૌરવ-પાંડવની સેના ટટણખાર ઊભી થઈ ગઈ. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ઉશ્કેરાટ વધતો ગયો અને સત્ય અને અહિંસાને વરેલ કૉંગ્રેસ પક્ષના અમારા જેવા કાર્યકર્તાઓ એ બન્નેનો બહિષ્કાર કરી રણમા ઘૂમી રહ્યા હતા.

સાંજ પડવા આવી ઉશ્કેરાટ વધતો ગયો. મત આપવા આવનાર મતદાર જો બિનકૉંગ્રેસી હોય તો એને સારા પ્રમાણમા ધક્કામુક્કી સહન કરવા પડતા.

આમ કરતાં, પૂર્ણાહુતિનો સમય આવ્યો. બિનકૉંગ્રેસી મતદારો વિક્ટોરિયામા આવવા માંડ્યા વિપુલ પ્રમાણમા એમણે ધસારો કર્યો. પણ આ તરફ અમારી કૉંગ્રેસી સેનામા સ્વયંસેવકો (હમણાના શબ્દોમા કહીએ તો 'જવાનો')ની સંખ્યા ઘણી વધી ગઈ હતી. ઑફિસો બંધ થતા, જગને સ્થાને — એલ્ફિન્સ્ટન હાઇ સ્કૂલનો કંપાઉન્ડ—કૉર્ટના અસંખ્ય કલાર્કો 'વિઠ્ઠલભાઈ પટેલની જય'ની હાકલ પાડતા આવી પહોંચ્યા હતા કંપાઉન્ડનો બહારનો વિશાળ માર્ગ કૉંગ્રેસી સેનાથી ભરચક ભરાઈ ગયો હતો. સવારના છથી ખડે પગે અમારા જેવા કામ કરનારાના અવાજ બેસી ગયા હતા પણ આ નવી ફોજ તો તાજી હતી તેમણે ગર્જનાઓ ચાલુ જ રાખી.

બેચાર - પાંચ વિક્ટોરિયા આવે, કોઈ કોઈ મોટરકાર આવે, એ બધામા મતદાર બિનકૉંગ્રેસી જ હતા. એ મતદારો ઊતરે એની જ અમારી સેના રાહ જોતી જેવા તે ઊતરે કે તેમને અમારા સૈનિકો ઘેરી વળે અને ટલ્લે ચઢાવી પાસેના મેદાન સુધી વળાવી આવે. પાછા આવવાનો માર્ગ તો અસંખ્ય માનવોથી બંધ જ હતો. એટલે એ મતદારો પાછા આવી પોતાનો મત નોંધાવે તે પહેલાં તો ચૂંટણીનો સમય પૂરો થઈ ગયો હતો.

કોંગ્રેસી સૈનિકોની આવી ખુલ્લી હિંસા અને અસત્યની વતણ પ્રત્યે બિનકોંગ્રેસી નેતાઓએ લાગણી વ્યથિત દર્શાવ્યો. એ કેમ્પમાં મારા ઘણા ઓળખીતા હતા. એક તો ખુદ ઉમેદવારનો પુત્ર જ હતો – (અત્યારે તો એ મોટામાં મોટી કાયદાના ક્ષેત્રમાં પદવી ધરાવી નિવૃત્ત થયા છે) – તેમણે આવીને મને કહ્યું : 'અલ્યા ધનુ, તું પણ આમાં ?'

બેસી ગયેલ અવાજે મેં ઉત્તર આપ્યો, 'માફ કરજો વડીલ, પણ આ તો જંગ છે. *Every thing is fair in love and war!*' એ વડીલે મારો કાન આમળ્યો અને હસીને ત્યાંથી પોતે ખસી ગયા.

અંતમાં એટલું કહેવું જોઈએ કે સર ચીમનલાલ સેતલવાડ હારી ગયા, વિઠ્ઠલભાઈ જીત્યા પણ પછી અમુક ત્રણેક જણે એમને કહ્યું કે અમારી પાસે પુરાવા છે જેથી ચૂંટણી રદ કરાવી શકાય. ત્યારે ચીમનલાલ સેતલવાડે કહ્યું, 'નહિ, એમ નહિ બને. ભલે ગેરકાયદેસરનું કામ થયું હોય, પણ ચૂંટણી એ પવિત્ર વસ્તુ છે અને એને કોર્ટને આંગણે લઈ જઈએ તો ચૂંટણી હાસ્યાસ્પદ થઈ જાય. 'ડીમોક્રસી' માટે લોકોનું માન ઘટી જાય. માટે ચૂંટણી સામે હું લડીશ નહિ !'



મને ઘણી વાર એક વિચાર આવ્યા કરે છે : આપણે ત્યાં શા માટે સાચા લખપતિ — કરોડપતિ અને તેનાં કુટુંબીજનોને નવલિકા કે નવલકથામાં ગૂંથી લાવવામાં આવતા નથી ? કોઈ કોઈ ઠેકાણે અધકચરા યત્નો જોવામાં આવે છે, પણ તે બધા અધકચરા જ. રજવાડાનાં ચિત્રો આલેખાયાં છે તે પણ ઉપરચોટિયાં અથવા તો ભૂતકાળના રાજા – મહારાજાનાં, હાલનાં નહિ.

આનું કારણ એક તો મને એ લાગે છે કે લેખકો – સર્જકો એમ માને છે કે લખપતિ – કરોડપતિમાં માનવસહજ ઊર્મિઓ નથી,

તે બધા પાષાણહૃદયી છે! વર્ષો પહેલાં મેં આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો હતો કે કરોડપતિનો પુત્ર મૃત્યુ પામે તો એમને સામાન્ય માનવીનો પુત્ર મરણ પામે અને તેમને જેટલું લાગે તેટલું જ એ કરોડપતિને પણ લાગે! આની સામા ઝવેરચંદ મેઘાણી જેવાએ પણ લેખ લખ્યા હતા અને કહ્યું હતું કે એમને ઓછું દુઃખ થાય! જાણે કે પૈસા આવા ઊંડાં દુઃખ ઓછાં કરી શકતા હોય ને!

મને ગુજરાતના લખપતિ – કરોડપતિનાં કુટુંબોનો સારો જેવો અનુભવ છે તે પરથી હું કહી શકું છું કે એઓ પણ આપણાં જેવાં જ માનવી છે અને આપણા જેવાં જ એમનાં હૈયા પણ સુખદુઃખથી ધબકે છે. હા, એમનાં એ સુખદુઃખ પ્રદર્શિત કરવામા ફેર પડે ખરો.

આપણા સર્જકો – સાહિત્યસર્જકોએ આવાં ધનિક કુટુંબો સાથે ભાઈચારો કેળવ્યો જ નથી. કેળવ્યો હોય તોયે સમભાવથી નહિ. બાકી ધૂમકેતુ જેવા સમર્થ સાહિત્યકારોને એવાં કુટુંબો જોડે સારો સંબંધ હતો અને તે પણ વર્ષો સુધી એકધારો રહ્યો હતો છતાં એમની કૃતિઓમાં આવાં પાત્રો કેટલાં? સ્વ. બચુભાઈ શુકલે 'અધૂરું સ્વપ્ન'માં પૈસાદાર પાત્રો સર્જ્યાં હતાં, પણ તે માત્ર 'સ્માર્ટ સેટ'નાં. 'અધૂરું જીવન'મા તેમ જ 'અધૂરા આદર્શ'માં હતાં પણ તે મોટા ફલક પરના નહિ. કદાચ જીવ્યા હોત અને મારા જેવાએ એમને ટાણો માર્યો હોત તો એ જરૂર એવાં પાત્રો આલેખત. એમનામાં શક્તિ હતી, સમભાવ હતો, સર્જકની તટસ્થતા હતી. એક જ દાખલો આપું: મેં એમને કહેલું, 'અધૂરું સ્વપ્ન' વાંચીને કે આપણે ત્યાં ગમે તેવા સમર્થ સર્જકોનાં પાત્રો વસ્ત્રો પહેરતાં નથી, ખાવાનું ખાતા નથી અને બહાર ફરવા જાય છે ત્યાં પણ બેચાર ઝાડ અને બેચાર ફૂલનાં નામ સિવાય બીજું કશું જાણતાં નથી.

આ ટાણાના ઉત્તરરૂપે તેમણે 'અધૂરું જીવન'માં દરજીને ઘેર બોલાવી યુવતીઓની વેશભૂષાનું સરસ ચિત્ર આપ્યું હતું. પોતાની

'અધૂરી વાત'માં રાજા અને તેની પુત્રી સવારે ફરવા જાય છે, ત્યારે જંગલ અને ત્યાં જોવામાં આવતાં અનેક વૃક્ષોનું વર્ણન સાચે જ દિલપઝીર આપ્યું હતું. જમવાની બાબતમાં તો ચુનીલાલ મડિયાએ એકત્ર જગ્યાએ આપેલ વર્ણનથી ગમે તેવા મંદાગ્નિથી પીડાતા માણસની ભૂખ ઊઘડી જાય!

એ ધૂમકેતુ, એ મુનશીજી ધારત તો એવાં કરોડપતિનાં કુટુંબી-જનોના સાચા ચિત્ર આપી શકત, પણ એમણે નહિ આપ્યા એ નક્કર હકીકત છે.

જેમને એમને વિશે જ્ઞાન નહિ હોય તે આપવા જાય તો કેવી કચુંબર કર છે તે પણ જોવા જેવું છે. એક વાર, વર્ષો પહેલાં, બાગાન્દરાલે નેપીઅન સી રોડ પર રહેતા ગૅડિયાના વાળુનું વર્ણન કર્યું હતું તેમા જણાવવામા આવ્યુ હતું કે રાતના વાળુ વખતે ખાસ 'ભરેલા ભીંડા અને પૂરી'નું જમણ કરવામાં આવ્યું હતું। મે જ્યારે એમને સમજણ પાડેલી કે આ 'ભરેલા ભીંડા અને પૂરી'નું જમણ સુરતમા ગરીબમા ગરીબ કાયસ્થ — નાગરને ત્યાં અવારનવાર થાય છે ત્યારે તેમને આશ્ચર્ય થયેલું.

માસ્તર કરીમ મહમદ નાનજીઆણી (હું ધારું છું કે આ જ તેમનું નામ હતું : તે એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હતા)એ એક નાની નવલમા એક ધનિકને ત્યાના લગ્નનું ચિત્ર આપ્યું હતું તેમાં જણાવવામા આવ્યું હતું કે યુવતીને ત્યાનો માડવો 'તીન બત્તી'થી શરૂ થઈને ચર્નીરોડ સ્ટેશન સુધી લંબાયેલ હતો!

પણ આપણે ત્યાં ઘણા સર્જકોનો મત છે કે આવી આવી વિગતોમાં દોષ કાઢવો એ મૂર્ખાઈ છે! કેવું વિચિત્ર હાસ્યાસ્પદ માનસ!

પશ્ચિમના સર્જકો પોતાની નવલ – નવલિકામાં અનેક વસ્તુ ગૂંથે છે છતાં જરા જેટલો પણ વિગતદોષ કે 'ઍનેક્રોનિઝમ' જણાતું

નથી. પોતે નહિ જાણતા હોય તો કાચો ખરડો કરીને તેઓ નિષ્ણાતને બતાવે છે અને પછી જ પાકો ખરડો તૈયાર કરે છે.



આપણે ત્યાં તો કાયદાની નજરે તદ્દન ખોટાં વિલો કરી તેની આસપાસ લાંબી નવલો ગૂથાય છે. જેવી રીતે કોર્ટમાં કેસ ચાલી જ નહિ શકે તેવી રીતે કોર્ટમાં કેસ ચલાવી તેના પર આધાર રાખી નવલો સર્જાય છે. રેલવેનો જરા જેટલો પણ અનુભવ નહિ છતાં રેલવેમાં કામ કરનારાનાં જીવન ચીતરાય છે.

એક નાનો હસવાનો દાખલો યાદ આવે છે તે અહીં લખું છું : 'આગગાડી'ની પહેલી આવૃત્તિ વિશે હું વાત કરું છું. અમે તે ભજવતા હતા ત્યારે એક વખત ચન્દ્રવદનભાઈએ પડકાર કર્યો કે રેલવેના જીવન વિશે મે આલેખ્યુ છે તેમા જરા જેટલી ભૂલ કોઈ બતાવી શકે નહિ

આ સાંભળી હું હસ્યો. સી. સી. ગરમ થયો અને પૂછ્યું, 'કેમ, હસવું કેમ આવે છે?'

મેં જવાબ દીધો : 'તમે શરૂઆતમાં જ 'આઈ. પી. આર.'– 'I. P. R.'નો અર્થ ટિકિટ ઇન્સ્પેક્ટર લખેલ છે તે ખોટું છે. સી. સી. વધારે તપ્યા –'તું શું સમજે ? તો એનો અર્થ શો ?' મે જવાબ દીધો કે 'ટેલિગ્રાફ ઇન્સ્પેક્ટર.'

સી. સી. બોલ્યા, 'તને ક્યાંથી ખબર ? મારો અર્થ જ સાચો છે' મેં જવાબ આપ્યો : 'ભાઈ, હું આઈ. પી. આર હતો અને હું ટેલિગ્રાફ ઇન્સ્પેક્ટર હતો. મને આખી લાઈન પર 'F. I. P. R.' તરીકે ઓળખવામાં આવતો – એટલે કે ફેશનેબલ આઈ. પી. આર– ફાંકડો આઈ. પી. આર !'

સી. સી.એ એમની લાક્ષણિક ઢબે કહ્યું, 'મને શી ખબર કે તેં દોઢસો જુદે જુદે ઠેકાણે નોકરી કરી છે.'



આગલાં વર્ષોનો હું વિચાર કરું છું ત્યારે હું હસી પડું છું. 'અમેરિકા — ઇન્ડિયા' નામે મુંબઈમાં લગભગ પ્રથમ સિનેમાગૃહ મુંબઈની મ્યુનિસિપાલિટીના મકાનની જમણી બાજુના ખાલી પ્લૉટ પર એ આવેલ હતું. મૂક ચિત્રોનો એ જમાનો હતો.

જયસુખલાલ, એમનાં પત્ની અને હું ઘણી વાર આ થિયેટરમાં ચાર–ચાર આનાની પહેલી હારની સીટ પર બેસતાં હતાં! તે વખતે પણ જયસુખલાલ હિન્દી વેપારી ચેમ્બરના મંત્રી હતા. પણ પગાર હતો રૂપિયા દોઢસો !

અને હવે તો સાધારણ સ્થિતિના માણસો પણ 'પિટ'માં બેસવાનો સ્વપ્ને પણ ખ્યાલ નહિ કરે.

'પિટ'ના માણસો સાથે હું અને જયસુખલાલ ખૂબ છૂટથી અને સ્વસ્થતાથી વાતો કરતા. પાસે જ હારમોનિયમ માસ્તર પેટી વગાડી, લોકપ્રિય તરજો વહાવતો અને યુદ્ધના કે એવાં દૃશ્ય આવે ત્યારે પેટીમાંથી એવી તર્જ આવે અને તબલચી ખુલા બોલ વગાડતો. ફિલ્મ જોતાં જોતાં ખાવામાં ખારાં સીંગ કે ચણા હતાં.



પણ વર્ષો વીત્યાં – સૌથી મોંઘી સીટ વગર ધનસુખલાલ જાય નહિ એવો વખત પણ આવ્યો. તે વખતે એક મિત્રે મારી કસોટી કરી હતી તે મને હજી યાદ છે.

પૂરા યુરોપીઅન ડ્રેસ ને વાંકી ફેલ્ટ હેટમાં હું સજ્જ હતો. મારા–એક મિત્રે પોતે પોતાની, પત્નીની અને મારી એમ ત્રણ ટિકિટ લીધી. મને ખબર ન હતી કે કઈ ક્લાસની ! આગલો 'શો' પૂરો થયો એટલે સ્વાભાવિક રીતે જ હું 'ઓરકેસ્ટ્રા'ના બારણા તરફ

વળ્યો. મિત્રે કહ્યું, 'આગળ ચાલો.' હું પછીના દ્વારમાં જતો હતો એટલે વળી એણે કહ્યું, 'ના, હજી આગળ.' આથી હું પાછળ હટી ગયો અને મિત્ર અને એની પત્નીને આગળ જવાનો માર્ગ કરી આપ્યો. એમણે તો 'પિટ'ના દરવાજામાં પ્રવેશ કર્યો. પાછળ હું ગયો.

એમણે રૂમાલથી પાટલી ઝાટકી, ધૂળ દૂર કરી. મેં એ પણ કર્યા વગર મારી સીટ લઈ લીધી અને સ્વસ્થતાથી પ્યારાં પસ્તાં અને બદામના પડીકાં (તે વખતે ચાર ચાર આનાના મળતા) લીધા અને મિત્રને અને મિત્રપત્નીને ધર્યાં.

થોડી વાર થતા મિત્ર અને એની પત્નીએ કહ્યુ, 'ધનુભાઈ, આ વર્ગમા બેસતા તમને આંચકો નહિ આવ્યો ?'

'શા માટે આંચકો આવે ? પહેલાં અમે એ સીટ પર જ બેસતાં—હજી આટલું હશે તે વખતના' આમ કહી હુ હસ્યો અને પેલાં મને આમ કરીને તપાવવા માગતા હતા તે પોતાની બાજી નિષ્ફળ ગઈ તેથી ચાટ પડી ગયા અને તેમણે ભોંઠપ અનુભવી



દરેક સર્જકને પોતાનુ સર્જન કરવા માટે જુદી જુદી ટેવ હોય છે, જુદો જુદો સમય હોય છે. કેટલાકને અમુક જાતના કાગળના ચોથિયા જ જોઈએ તો કેટલાકને ચાહ અને સિગરેટ જ ચાલુ જોઈએ. કેટલાકને રાતનો ટાઈમ જ અનુકૂળ હોય તો કેટલાક દિવસના જ લખે કેટલાક પોતાને યથાર્થી લેખક માનનાર વર્ગ ગમે ત્યારે લખી શકે છે. મુનશીજી જેમ કહેતા તેમ એમને તો માત્ર કાગળ અને પેન્સિલ એ બે જ વસ્તુ જોઈએ. પછી લખવા જ માંડે. 'એમને પ્રેરણા નહિ જોઈએ કે ન હ જોઈએ મૂડ!

- મર્હ અંગ્રેજ હાસ્યકાર ડબલ્યુ. ડબલ્યુ. જેકબ્ઝની આ વાત છે

એક ખાનદાન, પૈસાદાર કુટુંબે એને શનિ-રવિવારે આમંત્રણ મોકલ્યું : એમણે બીજા સર્જકોને પણ આમંત્રણ મોકલેલાં, અને દરેકને એ માગે તેવી સરળતા કરી આપેલી. જેકબ્ઝે માત્ર એટલું કહેલું કે સવારે બાર વાગ્યા સુધી મને કોઈએ છેડવો નહિ. યજમાનોએ આ વાત ધ્યાનમા રાખી એની રૂમમાં કોરા કાગળો, લખવાનાં સાધન વગેર ટેબલ પર ગોઠવ્યા. જેકબ્ઝ આવ્યો. શનિ-રવિ બંને દિવસ એને બાર વાગ્યા સુધી કોઈએ છેડયો નહિ, પણ એના ટેબલ પર કાગળો પડેલા તેમાથી એક પર પણ તેણે અક્ષરો પાડેલા નહિ !

નોકર માણસોને પૂછવાથી જણાયું કે જેકબ્ઝ ઊઠીને ચાહ અને નાસ્તો લઈને બગીચામા ફરવા જતો હતો અને ત્યાથી બારેકને સુમારે ઘરમા પાછો આવી જતો ! જેકબ્ઝને પૂછવાથી જણાયું કે આમ કરવાની તેની ટેવ હતી. સવારથી બાર વાગ્યા સુધી એ એકાન્ત સેવે એટલે એના મગજમા સર્જનની ક્રિયા ચાલુ થઈ જાય. વાર્તાનો પ્લોટ પણ વણાઈ જાય પછી એ ગમે ત્યાં બેસીને, ગમે તે વખતે તે વાર્તા લખી કાઢે ! તે વખતે-લખતી વખતે તેને એકાન્તની જરૂર પડતી નહિ.

આ નાચીજ હાસ્યકાર ધનસુખલાલને પણ જ્યારે તે ધમધોકાર સર્જન કરતો ત્યારે, અજબની ટેવ હતી. મને એકાન્ત જોઈતુ હતું. તે મળે-તે એકાન્ત લગભગ સાલવા માડે, તેનાથી મીઠું પણ દર્દ થવા લાગે ત્યારે જ સર્જન થઈ શકતું. પહેલાં આવું એકાન્ત સારા પ્રમાણમા મળી રહેતું.

અમે-મોટાભાઈ સાથે-દર વર્ષે ઉનાળામા ડુમસ (સુરતથી દસ માઈલ. છેટે હવા ખાવાનું સ્થળ) જતાં. એક વાર અમને એવો બંગલો મળેલો જ્યાં પૂરા મોટા પચ્ચીસ પગથિયાં ચડો ત્યારે ઓયતળિયું આવે ! પછી એક માળ પણ હતો. પણ તે વખતે અમારે ત્યાં અમારા કુટુંબીજનો પંદર-સત્તર એટલે એકાન્ત મળવાનો સંભવ જ

નહિ એમા સુરતમા મારા ભાભીના પિયરમા કોઈના લગ્ન તેમા બધા જ-જયસુખલાલ પણ ખરા-જવાના ઘરમા-ડુમસમા રહેવાના માત્ર નોકર અને ભટ મે જયસુખભાઈને પૂછી જોયુ કે ૯ નહિ આવુ તો ચાલે ? જવાબમા હા મળી એટલે મે બીજુ કહ્યુ કે તમે કૃપા કરીને ડુમસમા કોઈને જણાવતા નહિ કે ધનુભાઈ અહીં એકલો રહેવાનો છે

આવી બાબતોમા મોટાભાઈનો સ્વભાવ જ એવો કે ઊડા ઊતરે જ નહિ એમણે કબૂલાત આપી કે હુ કોઈને નહિ કહુ નક્કી કરેલ દિવસે ઘરમાથી હુ, ભટ અને નોકર એ ત્રણ સિવાય બીજા બધા સુરત આઠ દિવસ માટે ચાલ્યા ગયા

આ આઠ દિવસ મને સપૂર્ણ એકાન્ત મળ્યુ હુ સવાર – સાજ, જ્યા સામાન્ય રીતે બીજા ફરવા જતા ત્યા જવાને બદલે એની ઊધી દિશામા જ ફરવા જતો એટલે માર્ગમા કાળુ કૂતરુ પણ ફરકે નહિ !

આ આઠ દિવસના એકાન્તમા મને લગભગ દસેક નવલિકાનુ વસ્તુ મળી ગયુ મનમા એ વાર્તાઓ તૈયાર પણ થઈ ગઈ પાછીથી મુબઈ આવીને લગભગ ચારેક માસમા એ બધી નવલિકા મે ફુરસદના વખતમા લખી નાખેલી

આ પ્રમાણે મને એકાન્ત મળે નહિ તો મારાથી સર્જન થઈ શકે નહિ – થઈ શકતુ નહિ !



વર્ષો પહેલા, જ્યારે સાતાકુઝ એક નાનુ સરખુ સુદર ગામડુ હતુ ત્યારની આ વાત છે

ચોરોની બૂમ વધી પડી પોલીસોને મદદ કરવા સાતાકુઝવાસી ઓએ રાતના ચોકીપહેરો કરવા કમ્મર કસી, સભા મળી અને તેના એસીએક નામો નોધાઈ ગયા બારથી ચાર એમ રાતના ત્રણ-ત્રણ

અને પાછળથી હસીને કહ્યું, 'ધનુભાઈ, ગમે તેવો કરોડપતિ કાં હોય, તેણે પણ કોઈ કોઈ વખત અપમાન સહન કરવાં પડે છે. તને કેટલો પગાર મળે છે?'

'પૂરા પોણી બસો.'

'મને કેટલા મળે છે?'

'ત્રણ હજાર.'

'ત્યારે હવે હું તને વાત કહું. થોડા જ દિવસની વાત પર, ડિરેક્ટરોએ મને એક કામ પર રિપોર્ટ લખવાનું સોંપ્યું હતું. મેં ખૂબ મહેનત લઈ એક મોટી ફાઈલ તૈયાર કરી અને ડિરેક્ટરોની બોર્ડ આગળ ધરી.

'બધા ડિરેક્ટરોમાંથી એકે એમ કહ્યું કે હમણાં આપણી પાસે બીજાં ઘણાં ઉપયોગી કામ છે માટે આ કામ મુલતવી રાખવું! બીજાઓએ હા પાડી અને મારો મિજાજ ગયો. મારાથી કહેવાઈ ગયું કે આટલી મહેનતે તૈયાર કરેલ રિપોર્ટની આવી દશા થશે એની મને ખબર ન હતી. આમ કહી મેં ફાઈલ ભોંય પર પછાડી.

'તરત પેલા ડિરેક્ટરે ચેરમેનને કહ્યું, 'હું આ ચલાવી લેવાનો નથી. આણે મારું અપમાન કર્યું છે.'

'વાત વધી પડત પણ ચતુર ચેરમેને મને બીજા રૂમમાં મોકલી પેલા ડિરેક્ટરને સમજાવ્યો, અને પછી મારી પાસે આવીને મને કહ્યું, 'અલ્યા ગાડાભાઈ આવું તે થાય, કોઈ કોઈ દિવસ, એમાં આમ ગુસ્સે નહિ થઈ જવાય.'

મેં કહ્યું, 'પણ તો શું હું એની માફી માગું?'

ચેરમેને જવાબ દીધો, 'ના રે ના, માફી માગવાનું કોણ કહે છે! આવીને એટલું જ કહી દો ને કે આજે મારી તબિયત જરા બરાબર નહોતી તેથી આવું વર્તન થઈ ગયું.'

'ઘડીભર તો મને થઈ ગયું કે જહાનમમાં જાય આ નોકરી. હું આટલું પણ શા માટે કહું? પણ પછી ભાન આવ્યું. દુનિયામાં

હોય જ, આમ બને છે. અને ત્રણ હજાર રૂપિયાની નોકરી — તે જમાનામાં — આશરે પાત્રીસચાલીસ વર્ષ પહેલાં — દરેક ઝાડ પર ઊગતી નથી. માટે જવા દે યાર, ગળી જા બધું.'

આવો વિચાર કરીને હું ડિરેક્ટરની ઓર્ડમાં ગયો અને ત્યાં બોલ્યો કે 'મારી તબિયત બરાબર નહોતી એથી હું કદાચ વિચિત્ર વર્તન કરી ગયો હોઈશ.'

તરત પેલા ડિરેક્ટરે પણ તંતુ પકડી લીધો અને હેંહેંહેં હસીને કહી નાખ્યું કે 'ભલા, એમાં શું થઈ ગયું? આવું તો બન્યા જ કરે! હવે એ આખો પ્રસંગ જ ભૂલી જઈએ, હેંહેંહે!'

'બોલ. હવે તને લાગે છે કે તને પેલાએ અપમાન આપ્યું તેથી આકાશ-પાતાળ એક નથી થઈ ગયાં? આ કાને સાંભળી પેલે કાને કાઢી નાખવાનું, સમજ્યા ભાઈ!'

આપણે સમજી ગયા અને પાછા ટેબલ પર જઈને ઓફિસના કામમાં ચિત્ત પરોવી દીધું.



હું કરાચી હતો. ત્યાં એક પાઈલટ ઊડવાની પરીક્ષા માટે તૈયારી કરતો હતો, તેણે મને કહ્યું કે 'ચાલો, આવો છો? હું હૈદરાબાદ જાઉં છું. બે-અઢી કલાક મઝા આવશે.'

મેં ઉત્તર દીધો, 'એમ ઉતાવળા નહિ થાઓ. હું હજી સુધી કોઈ વાર ઍરોપ્લેનમાં બેઠો નથી એટલે પહેલાં મને અરધો પોણો કલાક ઉપર ફેરવી આવો. પછી મને ઠીક લાગે તો આવું.'

એણે હા પાડી અને એક દિવસ હું ઍરોડ્રોમ પર જઈ પેલાના 'ટુ સીટર' પ્લેનમાં બેઠો. આગળ હું અને પાછળ પોતે. ત્યાં સુધી સમુદ્ર પર જ ઊડ્યા કર્યું ત્યાં સુધી તો મને ઠીક લાગ્યું. થોડું પછીથી એણે પ્લેનને બલુચિસ્તાન તરફ લીધું. ત્યાં ડુંગરાળ પ્રદેશ એટલે ઘડીઘડીમાં 'એર પોકેટ્સ' (હવાના ખાડા) આવે અને

પ્લેન સડસડાટ નીચું જાય અને પાછું ઉપર ચડે. મને તો ખૂબ ફેર ચડયા અને પોણો કલાક ફેરવીને પેલો પાઇલટ નીચે પ્લેનને લાવ્યો ત્યારે હું એને પગે લાગીને ઊતરી ગયો.

તરત જ બીજો પાઇલટ બેસીને ઊડવાની તૈયારી કરવા લાગ્યો. પણ પંખો ચાલ્યો જ નહિ! ત્યાંનો ઉપરી અંગ્રેજ હતો તે મારા તરફ જોઈ ને બોલ્યો, 'તમે, મિ. મહેતા, કિસ્મતમાં માનો છો! આનું નામ કિસ્મત! તમે એક મિનિટ હવામાં વધારે રહ્યા હોત તો તમારા બંનેના ભુક્કા થઈ જાત!'



બહુ પ્રતિષ્ઠિત, વયોવૃદ્ધ મહાસભાના નેતા એક મિત્ર જોડે ટ્રેનમાં મુસાફરી કરતા હતા. એમણે જ મને વાત કરેલી તે અહીં કહું જણાવું છું.

અમે સામસામા બર્થ પર બેઠાબેઠા વાત કરતા હતા. રાત હતી. વાતમાં ને વાતમાં અમે ગાંધીજીનાં વખાણ કર્યાં, અહિંસામય યુદ્ધથી દેશની આઝાદી મેળવી તે વિશે વાત કરી. બે-એક કલાક નીકળી ગયા હશે એટલે ઉપરના બર્થ પર બેઠેલા એક વૃદ્ધ શીખ ગૃહસ્થ ક્રોધમાં ગર્જી ઊઠયા : 'હવે તમારે આ ટાહ્યલાં બંધ કરવાં છે! અહિંસાત્મક યુદ્ધથી દેશને સ્વતંત્ર બનાવ્યો અને તેના ભાગલા પાડયા તે વિષેનાં જૂઠાણાં બંધ કરવાં છે?'

અમે બે તો લેવાઈ ગયા. અચાનક આ પ્રમાણે ક્રોધ કરવાનું કારણ અમે નહિ સમજ્યા એટલે મેં પેલા ગૃહસ્થને એ બાબતમાં સમજણ પાડવાની વિનંતી કરી. એ ગૃહસ્થ ઉપરથી નીચે ઊતર્યા. તેમની આંખમાં ક્રોધ અને આંસુ બંને હતાં. વેદના તેમના અવાજમાં હતી.

એ ગૃહસ્થે બોલવું શરૂ કર્યું : 'માફ કરજો, ગૃહસ્થો, પણ તમારા જેવા તો હજારો હિંદીઓ છે જે આ જૂઠાણામાં માને છે. વસ્તુતઃ લડીને સ્વતંત્રતા લીધી હોત – અહિંસાનું ઓઠું એમાં લાવ્યા ન હોત તો સારું થાત.

'ભાગલાની વાતો વહેતી મુકાઈ એટલે મેં અને બીજા અનેક માણસોએ લાહોરમાંથી નીકળી જઈ દિલ્હી આવીને વસવાનો નિશ્ચય પણ કરી લીધો હતો, પણ તમારા મહાત્માજીએ અમને ના પાડી. 'જ્યાં છો ત્યાં જ રહો. કશો ભય નથી.' આ પરથી દુર્ભાગ્યે અમે રહ્યાં.

'હું ત્રીસ – પાંત્રીસ લાખનો આસામી. મોટા મહેલ જેવું મારું મકાન. મારા ઘરમાં હું, મારી પત્ની, પુત્રો, પુત્રવધૂઓ અને પુત્રીઓ અને તેમનાં સંતાનો મળીને પચીસેકનું કુટુંબ. અચાનક એક રાતે સો મુસલમાનોનું ટોળું હાથમાં મશાલો અને હથિયાર લઈ ને આવ્યું. મને ખૂબ માર મારીને નવસ્ત્રો કરી એક થાંભલા સાથે બાંધ્યો. પછી મારે ત્યાંના મરદોના ટુકડા કરી નાખ્યા અને સ્ત્રીઓને......તમે જાણી શકશો. આખરે એ પણ મરણશરણ થઈ. મને શા માટે આવી સ્થિતિમાં જીવતો રાખીને એ લોકો ચાલ્યા ગયા, હું કઈ રીતે જીવી ગયો અને હિંદુસ્તાનની સરહદમાં પહોંચ્યો એ આજે મને યાદ નથી. યાદ કરવા જેટલી કઠણ છાતી પણ નથી !

'આ જ પ્રમાણે તો અસંખ્ય હિંદુ કુટુંબો તમારા અહિંસામય યુદ્ધમાં આ પ્રમાણે રહેંસાઈ ગયાં. અલબત્ત, મેં પાછળથી સાંભળ્યું કે એ જ પ્રમાણે મુસલમાનનાં કુટુંબો પણ નાશ પામ્યાં. કુલ્લે કેટલાં માણસો મર્યાં– બન્ને પક્ષનાં એ તો આજે કેમ કહેવાય ? પણ એક કરોડ ધારવામાં આવે છે. સાચેસાચ અંગ્રેજો સામે લડીને સ્વતંત્રતા લીધી હોત તો આટલા માણસો તો ન જ મરત અને તે આ પ્રમાણે તો નહિ જ. અને છતાં તમે બધા અહિંસામય યુદ્ધનાં વખાણ કરતાં ધરાતા નથી ત્યારે મારે બોલવું પડે છે. માફ કરજો, ભાઈ઼ઓ !'

કહેવાની જરૂર છે કે આ સાંભળી રહ્યા પછી અમે બેએ પેલા ગૃહસ્થની માફી માગી અને મૂગા મૂંગા થઈ ગયા.



આ કિસ્સો યાદ કરતાં એક આવો જ કિસ્સો યાદ આવે છે : એક સિનેમાગૃહમાં એક મારા મિત્ર એક હિંદી ફિલ્મ જોતા બેઠા હતા.

પાસે ત્રણ સિંધી યુવતીઓ બેઠી હતી ફિલ્મમા અત્યત કરુણ દશ્ય આવ્યુ એથી આસપાસના બેઠેલા સ્ત્રી – પુરુષોથી ડૂસકા મુકાઈ ગયાં મારા મિત્રથી પણ તેમ જ થઈ ગયુ આ જોઈ ને પેલી ત્રણે યુવતીઓ હસી પડી આથી મારા મિત્ર ચીડવાઈ ગયા અને પેલીઓને કહ્યું : 'આવી કરુણ કથા જોવાથી તમને હસવુ શાથી આવે છે'

'કારણ કે આથી વધારે કારુણી અમે જીવનમા જોઈ છે તેથી

મારા મિત્ર અજબ થઈ ગયા અને વળી તેમણે પેલીઓ સાથે વાત કરવા માડી તેમણે કહ્યુ 'આ સ્થળ વાત કરવાનુ નથી ફિલ્મ પૂરી થાય ત્યારે એકાદ રેસ્ટોરામા બેસશો તો અમે તમને કહીશુ.'

મારા મિત્રે તે કબૂલ રાખ્યુ. ફિલ્મ પૂરી થઈ અને આ ત્રણે યુવતીઓ અને મારા મિત્ર એક રેસ્ટોરામા ગયા ત્યા પેલી યુવતીઓએ પોતાની આપવીતી કહી સભળાવી.

'અમે કરાચીમા રહીએ સારા જેવા શ્રીમત 'તમને કશું નહિ થાય, કાઈ નહિ થાય' એવા વાક્યો પર ભરોસો રાખી અમે ત્યા રહેલા એક દિવસે રાતે મુસલમાનોનું ટોળુ આવ્યુ અમે ત્રણે ભયના માર્યા એક અવાવરું બાથરૂમમા ભરાઈ ગયા અમારા આખા કુટુબને તેમણે સાફ કર્યુ, અને ચાલ્યા ગયા પેલી બાથરૂમ તરફ કોઈની નજર પડી નહિ એથી અમે રહી ગયા

'ત્રણ દિવસ અમે તે બાથરૂમમા જ રહ્યા પીવામા નળનુ પાણી, તે પણ અમારા લૂગડા વતી લઈએ કારણ કે અવાજ થાય તો તો પકડાઈ જવાની બીક! આખરે ત્રણ દિવસ પછી એક સાજે હિંદુઓનુ એક મોટુ ટોળુ, સાથે પોલીસો, ત્યાથી નીકળ્યુ અમે દોડીને તે ટોળામા ભરાઈ ગયા ત્યાર પછી હિંદની સરહદ સુધી ત્યાના લોકોએ, અને પછી અમને અમુક કેમ્પમા પહોચતા કર્યા ત્યા સુધી આ દેશના માણસોએ, સ્ત્રીઓ પર જેટલુ થઈ શકે તેટલું દુષ્કૃત્ય કર્યું

'એવાં અમે આ ત્રણ. તમારી ફિલ્મમાં આના કરતાં વધારે કારુણી હતી ખરી ?'

મારા મિત્ર શરમથી અને દુઃખથી નીચું જોઈ રહ્યા.

આવા તો સામસામા કાંઈ ભયાનક બનાવો બની ગયા. જાહેરમાં એનો અત્યંત જૂજ ભાગ પ્રસિદ્ધિ પામ્યો હશે. પરિણામે, આપણે ગુજરાતીઓએ બે મોટાં વિશ્વયુદ્ધો પણ પચાવ્યા અને આ દેશના ભાગલાને પરિણામે થયેલ ભયંકર હત્યાકાંડ પણ પચાવી દીધો, પણ જાતઅનુભવ નહિ એટલે આપણા સાહિત્યમાં આ બે યુદ્ધ અને આ હત્યાકાંડની અછડતી છાયા પણ નથી !



હઠયોગ વિશે કાંઈ કાંઈ વાતો સંભળાય છે ખરું શું ને ખોટું શું એ આપણા સમજવામાં આવતુ નથી. છતા મારે કાને પડેલ અને નજરે જોયેલ એક કિસ્સો – એ હઠયોગ શીખનારાનો – હું જાણું છુ તે અહીં લખું છું :

અમારા એક મિત્ર સ્વ. ઈશ્વરલાલ બહુ ઉમદા માણસ. તેમણે સુરતમાં એક છબી પાડનારની દુકાન કાઢી અને થોડી વારમાં તેમણે તેમાં નામ પણ કાઢ્યું. પણ એટલામાં એ ભાઈ અને તેમના બે મિત્રોએ હઠયોગ શીખવાનો મનસૂબો કર્યો. તે માટે એક ગુરુ પણ શોધી કાઢયા.

ત્રણે જણ શીખવા લાગ્યા. એમાં તો જીભ પણ રોજ થોડી થોડી ચીરવાની હોય છે. ગમે તે હો પણ વરસેક થયું ને એટલામા એમના ગુરુ આંધળા થઈ ગયા હવે એમ કહેવાય છે કે હઠયોગી જો સાચો હોય, સદ્‌માર્ગી હોય તો તે કદાપિ આંધળો નહિ થાય. પણ જો થાય તો એમ સમજવું કે ગુરુના ચારિત્ર્યમાં કાંઈક ગોટા છે। અને તો જેટલા એ ગુરુ પાસે વિદ્યા શીખતા હોય તેઓ ૭ માસમાં ક્ષયમાં મૃત્યુ પામે.

ગુરુ અંધ થયા અને ત્રણે જણ ક્ષયમાંથી બચવાના યત્ન કરવા લાગ્યા. પણ તે બધા પ્રયાસ નિષ્ફળ ગયા અને ત્રણેત્રણ ૭ માસમાં ક્ષયરોગમાં – હમણાંના ' ટી. બી.'માં – મરણ પામ્યા. અમારા મિત્ર તો એ રોગ સુધારવા દેવલાલી પણ અમારી સાથે લગભગ ચારેક માસ રહેલા પણ ખરા, પણ કશું સારું પરિણામ આવ્યું નહિ અને તે પણ મરણ પામ્યા.

આમાં ખરું કેટલું ? ખોટું કેટલું ?



' અતીત ઉલેચવા ' બેઠો છું એમાં કોઈ કોઈ વાર આપવડાઈ પણ આવે. વાંચનારે એ ક્ષતિ જરા ચલાવી લેવી.

સ્થળ ડુમસ – સુરત પાસેનું હવા ખાવાનું સ્થળ જયસુખભાઈ, ગુજરાત કૉલેજના માજી પ્રિન્સિપાલ વીર મિત્ર ડીવેટિયા, અમારા એક પરમ મિત્ર સૉલિસિટર, એક સુરતના જાણીતા વતની, અને હું — આટલા રોજ સાંજે દરિયે ફરવા જઈએ અને ત્યાં કોઈ કોઈ વાર દરિયાકાંઠે આવેલ લાયબ્રેરીના કમ્પાઉન્ડમાં બેસીએ. ત્યાં કોઈ કોઈ વાર ડુમસના તે વખતના દીવાન જેબનપુત્રા પણ આવે પેલા સુરતના ગૃહસ્થ જરા ' સ્નોબ ' ખરા – બડેખાં ખરા. બને ત્યાં સુધી અમારા સૉલિસિટર મિત્ર તથા મને કંઈક ગૌણ દરજ્જાના ગણે. મને તો આનું ખાસ કશું લાગેલું નહિ, પણ પેલા સૉલિસિટરને જરા લાગી આવેલું ખરું.

એક વાર અમે ઉપર જણાવેલ માણસો લાયબ્રેરીના કમ્પાઉન્ડમાં બેઠા હતા ત્યાં દીવાનસાહેબ એક અપરિચિત પણ અત્યંત પ્રતિભાશાળી વ્યક્તિને લઈને આવ્યા. એ વ્યક્તિ તે તે વખતના છ–સાત નાનાં મહારાષ્ટ્રનાં સ્ટેટોના સંયુક્ત દીવાન કહો કે એડવાઈઝર કહો તે મિ. રાજા કરીને હતા. ઇંગ્લૅંડની ડીગ્રીઓ લઈ આવનાર તે જુવાન બહુ મોહક આકૃતિના હતા.

શિષ્ટાચાર પ્રમાણે દીવાને પહેલાં જયસુખભાઈ જોડે તેમની ઓળખાણ કરાવી. એ બંને એકેકને બહુ સારી રીતે પિછાણતા હતા એટલે બેચાર વાક્યોની આપ-લે પણ થઈ. પછી વારો આવ્યો ગુજરાત કૉલેજના માજી પ્રિન્સિપાલ દીવેટિયાનો. આવા પીઢ કેળવણી-કાર જોડે પોતાનો પરિચય થયો એથી મિ. રાજાએ ખુશાલી વ્યક્ત કરી. પછી આવ્યા સુરતના જાણીતા વેપારી. શિષ્ટાચાર પ્રમાણે હસ્તધૂનન જ માત્ર થયું. તે જ પ્રમાણે અમારા મિત્ર સૉલિસિટરના સંબંધમાં પણ બન્યું.

પછી, હું ધારું છું કે, દીવાનને વિચાર આવેલો કે આ બિચારો એક જ રહી જાય તે સારું નહિ. એથી એમણે કઠણ હૈયું કરી મને આગળ ધરી કહ્યું, 'મિ રાજા! આ આપણા જયસુખભાઈના નાના ભાઈ.'

શેકહેન્ડ કરીને મિ. રાજા થોડી વાર હસીને મારી સામે જોઈ રહ્યા અને પછી બોલ્યા, 'મિ. જોમનપુત્રા, આ ગૃહસ્થનું ખરું નામ જ 'જયસુખભાઈના નાના ભાઈ છે?''

'નહિ, નહિ, એમ નહિ મિ. રાજા,' દીવાને જરા વ્યગ્ર થઈને ઉત્તર આપ્યો, 'એ ભાઈ ધનસુખલાલ મહેતા.'

હવે મિ. રાજા ખડખડાટ હસી પડયા અને બોલ્યા : 'આમની ઓળખાણ કોઈ પણ ગુજરાતીને કરાવવાની હોય જ નહિ. કોઈ પણ ગુજરાતી આમને નહિ ઓળખતો હોય તો તેણે શરમાવું જોઈએ. મેં એમનાં પુસ્તકો વાંચ્યાં છે એટલું જ નહિ પણ એમની છબીઓ ઉપરથી કોઈ પણ માણસ એમને ઓળખી શકે!'

તે ક્ષણથી દીવાન અને પેલા સુરતના વેપારીનો મારે વિશેનો મત તદ્દન બદલાઈ ગયો. પછી ઘેર જતાં મને પેલા સૉલિસિટર મિત્રે કહ્યું, 'અલ્યા ધનુ, તેં આજે પેલા ઘમંડી વેપારીનો ઘમંડ ઉતાર્યો તેથી મને બહુ જ આનંદ થયો!'



સરકારી નોકરીમાં તેમ જ બીજી ઘણી નોકરીમાં નિવૃત્તિની ઉંમર ૫૮ ગણાય છે, તેમાં જો એક્સ્ટેન્શન મળે તો ૬૦ કાંય બીજાં એક–બે વધારે. પણ અમુક ધંધામાં નિવૃત્તિનો સમય ઠેરવવામાં આવ્યો જ નથી. એટલે તે ધંધો કરનાર તો જ્યાં સુધી કાયા ચાલે ત્યાં સુધી ચલાવ્યે રાખે છે.

એક ડૉક્ટરને હું જાણતો હતો. ઉંમર ઘણી વધી ગઈ હતી. છતાં પ્રેક્ટિસ તો એવી ને એવી ધૂમ ચાલે. બપોરનું ખાવાનું તો ઘણુંખરું તેણે મોટરકારમાં જ લેવાનું હતું. ઉંમર વળી વધી. તેમને યાદ પણ હવે રહેતું જ નહિ.

કોઈ કોઈ વખત દર્દીની નાડ પકડીને પોતે ઊંઘી પણ જાય. પણ એમનાં ઘરાક પણ એવાં કે 'અમારે ડૉક્ટર તો એ જ જોઈએ.' વિઝિટો પણ એટલી એકઠી થઈ જાય કે ન પૂછો વાત. બે–ચાર વાર એવું પણ બનેલું કે કોઈ દર્દીને માટે તેમને બોલાવવામાં આવ્યા. ડૉક્ટરે નોંધ કરી લીધી અને પછી હાથ પરની વિઝિટ પતાવવામાં પડયા. બરાબર ત્રીજે દિવસે પેલા દર્દીનો વારો આવ્યો અને ડૉક્ટર ગયા.

ગલીને નાકે જ એમને જણાવી દેવામાં આવ્યું કે જે કેસ એ તપાસવા આવનાર હતા તે કેસ મૃત્યુ પામ્યાને બે દિવસ થઈ ગયા!



આવું જ બને છે સોલિસિટર, વકીલ અને બૅરિસ્ટરના ધંધામાં. એક વાર એક પંચોતેર વર્ષનો વકીલ મરણ પામ્યો તેની ચિતા આગળ બેસીને બધા ગપ્પાં મારતા બેઠા હતા. એમનામાં એક ૮૩ વર્ષના વકીલ પણ હતા અને તેમની કમાણી ધૂમ હતી. એમને એક જુવાન વકીલે પૂછ્યું, 'મુરબ્બી! આપ કેટલામે વર્ષે નિવૃત્ત થવામાં માનો છો?'

જવાબમાં પેલા ૮૩ વર્ષના જુવાન વકીલે કહ્યું, 'ભાઈ, એટલું પણ તું વકીલ થઈને સમજ્યો નહિ? જો, આ ભાઈની ચિતા સળગી

રહી છે ને! આ એ પ્રમાણે તું તારી સગી આંખે મારી ચિતા સળગતી જુએ તો ત્યારે તારે માનવું કે હું સાચે જ ધંધામાંથી નિવૃત્ત થયો છું. તે પહેલાં નહિ, સમજ્યો ?'



મદ્રાસમાં ઈન્ડિયન નેશનલ કૉંગ્રેસ અને ઈન્ડસ્ટ્રિયલ કોન્ફરન્સ. જયસુખલાલ, સર ઈબ્રાહિમ રહિમતુલ્લા અને સર દીનશાહ પીટીટ ત્રણે સાથે ત્યાં ગયેલા. વચમાં એક દિવસ નિરાંતનો. મદ્રાસમાં એક પ્રો. મહમ્મુદ નામે ભવિષ્યવેત્તા હતો. આ ત્રણે ત્યાં ઊપડચા. ઈબ્રાહિમ રહિમતુલ્લાએ તો કશો સવાલ પૂછ્યો નહિ પણ જયસુખલાલે અને સર દીનશાહે તો પૂછ્યા.

સવાલ પૂછવાની રીત આવી: પોતાની પાસેથી કાગળિયો કાઢી તેના ઉપર બે સવાલ પૂછવાના – લખવાના. પછી તે કાગળની કાપલી ઘડી કરી પોતાના હાથમાં પકડી રાખવાની. પ્રો. મહમ્મુદ પોતાની પાસેની એક પેન્સિલ કાઢી પેલા ગૃહસ્થના હાથમાં ખોસે અને પછી દૂર જઈ ને કાંઈક ભણે.

પેલા ગૃહસ્થ હાથની કાપલી ઉઘાડીને જુએ તો સવાલોની નીચે પેન્સિલથી લખાયેલા જવાબ હોય!

સર દીનશાહે બે આ સવાલ પૂછ્યા હતા: પોતે ઈંગ્લૅંડ ગયેલ ત્યારે છેલ્લો કેબલ કોને કરેલો અને તેમા શું લખેલું ?

જવાબમાં લખાયેલ આવ્યું કે છેલ્લો કેબલ તેમણે લેડી પીટી પર કરેલો અને તે તેમના પગના જોડાના નંબર માગેલા

જયસુખલાલે પૂછેલું કે મારી નાની ભાભીને શો મંદવાડ છે અને ક્યારે સારું થશે ?

જવાબમાં આવ્યું કે ભાભીને ગાંડપણ છે અને એ રોગ સા નહિ થાય!

સરકારી નોકરીમાં તેમ જ બીજી ઘણી નોકરીમાં નિવૃત્તિની ઉંમર ૫૮ ગણાય છે, તેમાં જો એક્સ્ટેનશન મળે તો ૬૦ ૫૫ કે બીજા એક-બે વધારે. પણ અમુક ધંધામાં નિવૃત્તિનો સમય ઠેરવનાર આવ્યો જ નથી. એટલે તે ધંધો કરનાર તો જ્યાં સુધી હાથ ચાલે ત્યાં સુધી ચલાવ્યે રાખે છે

એક ડૉક્ટરને હું જાણતો હતો. ઉંમર ઘણી વધી ગઈ હતી છતાં પ્રેક્ટિસ તો એવી ને એવી ધૂમ ચાલે બપોરનું ખાવાનું તો ઘણુંખરું તેણે મોટરકારમાં જ લેવાનું હતું. ઉંમર વળી વધી. તેમને યાદ પણ હવે રહેતું જ નહિ

કોઈ કોઈ વખત દર્દીની નાડ પકડીને પોતે ઊંઘી પણ જાય પણ એમના ઘરાક પણ એવા કે 'અમારે ડૉક્ટર તો એ જ જોઈએ' વિઝિટો પણ એટલી એકઠી થઈ જાય કે ન પૂછો વાત બે-ચાર વાર એવું પણ બનેલું કે કોઈ દર્દીને માટે તેમને બોલાવવામાં આ યા ડૉક્ટરે નોંધ કરી લીધી અને પછી હાથ પરની વિઝિટ પતાવવામાં પડયા બરાબર ત્રીજે દિવસે પેલા દર્દીનો વારો આવ્યો અને ડૉક્ટર ગયા

ગલીને નાકે જ એમને જણાવી દેવામાં આવ્યું કે જે કેસ એ તપાસવા આવનાર હતા તે કેસ મૃત્યુ પામ્યાને બે દિવસ થઈ ગયા!



આવું જ બને છે સૉલિસિટર, વકીલ અને બૅરિસ્ટરના ધંધામાં એક વાર એક પોણોસો વર્ષનો વકીલ મરણ પામ્યો તેની ચિતા આગળ બેસીને બધા ગપ્પાં મારતા બેઠા હતા એમનામાં એક ૮૩ વર્ષના વકીલ પણ હતા અને તેમની કમાણી ધૂમ હતી એમને એક જુવાન વકીલે પૂછ્યું, 'સુરબ્બી! આપ કેટલામે વર્ષે નિવૃત્ત થવામાં માનો છો?'

જવાબમાં પેલા ૮૩ વર્ષના જુવાન વકીલે કહ્યું, 'ભાઈ, એટલું પણ તું વકીલ થઈને સમજ્યો નહિ? જો, આ ભાઈની ચિતા સળગી

રહી છે ને ! આ એ પ્રમાણે તું તારી સગી આંખે મારી [illegible] જુએ તો ત્યારે તારે માનવું કે હું સાચે જ ધંધામાંથી નિવૃત્ત થ[illegible] છું. તે પહેલાં નહિ, સમજ્યો ?'



મદ્રાસમાં ઈન્ડિયન નેશનલ કૉંગ્રેસ અને ઈન્ડસ્ટ્રિયલ [illegible] જયસુખલાલ, સર ઈબ્રાહિમ રહિમતુલ્લા અને સર દીનશા [illegible] ત્રણે સાથે ત્યા ગયેલા. વચમા એક દિવસ નિરાંતનો. [illegible] પ્રો. મહમ્મુદ નામે ભવિષ્યવેત્તા હતો. આ ત્રણે ત્યાં [illegible] રહિમતુલ્લાએ તો કશો સવાલ પૂછ્યો નહિ પણ જયસુખલાલે અને સર દીનશાહે તો પૂછ્યા.

સવાલ પૂછવાની રીત આવી: પોતાની પાસેથી કાગળિયો કાઢી તેના ઉપર બે સવાલ પૂછવાના – લખવાના. પછી તે કાગળની કાપલી ઘડી કરી પોતાના હાથમા પકડી રાખવાની. પ્રો. મહમ્મુદ પોતાની પાસેની એક પેન્સિલ કાઢી પેલા ગૃહસ્થના હાથમાં મૂકે અને પછી દૂર જઈને કાંઈક ભણે.

પેલા ગૃહસ્થ હાથની કાપલી ઉઘાડીને જુએ તો સવાલોની નીચે પેન્સિલથી લખાયેલા જવાબ હોય !

સર દીનશાહે એ આ સવાલ પૂછ્યા હતા: પોતે [illegible] ગયેલા ત્યારે છેલ્લો કૂબલ કોને કરેલો અને તેમાં શું લખેલું ?

જવાબમા લખાયેલ આવ્યુ કે છેલ્લો કેબલ તેમણે લેડી પીટીટ પર કરેલો અને તે તેમના પગના [illegible] [illegible]

જયસુખલાલે પૂછેલું કે મારી નાની ભાભીને શો મંદવાડ છે ! અને ક્યારે સારું થશે ?

જવાબમાં આવ્યું કે ભાભીને ગાંડપણ છે અને એ રોગ સારો નહિ થાય !

સરકારી નોકરીમાં તેમ જ બીજી ઘણી નોકરીમાં નિવૃત્તિની ઉંમર ૫૮ ગણાય છે, તેમાં જો એક્સ્ટેન્શન મળે તો ૬૦ થાય બીજાં એક-બે વધારે. પણ અમુક ધંધામાં નિવૃત્તિનો સમય ઠેરવવામાં આવ્યો જ નથી. એટલે તે ધંધો કરનાર તો જ્યાં સુધી કાયા ચાલે ત્યાં સુધી ચલાવ્યે રાખે છે.

એક ડૉક્ટરને હું જાણતો હતો. ઉંમર ઘણી વધી ગઈ હતી. છતાં પ્રેક્ટિસ તો એવી ને એવી ધૂમ ચાલે. બપોરનું ખાવાનું તો ઘણુંખરું તેણે મોટરકારમાં જ લેવાનું હતું. ઉંમર વળી વધી. તેમને યાદ પણ હવે રહેતું જ નહિ.

કોઈ કોઈ વખત દર્દીની નાડ પકડીને પોતે ઊંઘી પણ જાય. પણ એમનાં ઘરાક પણ એવાં કે 'અમારે ડૉક્ટર તો એ જ જોઈએ.' વિઝિટો પણ એટલી એકઠી થઈ જાય કે ન પૂછો વાત. એ-ચાર વાર એવું પણ બનેલું કે કોઈ દર્દીને માટે તેમને બોલાવવામાં આવ્યા. ડૉક્ટરે નોંધ કરી લીધી અને પછી હાથ પરની વિઝિટ પતાવવામાં પડયા. બરાબર ત્રીજે દિવસે પેલા દર્દીનો વારો આવ્યો અને ડૉક્ટર ગયા.

ગલીને નાકે જ એમને જણાવી દેવામાં આવ્યું કે જે કેસ એ તપાસવા આવનાર હતા તે કેસ મૃત્યુ પામ્યાને બે દિવસ થઈ ગયા!



આવું જ બને છે સોલિસિટર, વકીલ અને બેરિસ્ટરના ધંધામાં. એક વાર એક પોણોસો વર્ષનો વકીલ મરણ પામ્યો. તેની ચિતા આગળ બેસીને બધા ગપ્પાં મારતા બેઠા હતા. એમનામાં એક ૮૩ વર્ષના વકીલ પણ હતા અને તેમની કમાણી ધૂમ હતી. એમને એક જુવાન વકીલે પૂછ્યું, 'મુરબ્બી! આપ કેટલામે વર્ષે નિવૃત્ત થવામાં માનો છો?'

જવાબમાં પેલા ૮૩ વર્ષના જુવાન વકીલે કહ્યું, 'ભાઈ, એટલું પણ તું વકીલ થઈને સમજ્યો નહિ? જો, આ ભાઈની ચિતા સળગી

રહી છે ને! આ એ પ્રમાણે તું તારી સગી આંખે મારી ચિતા સળગતી જુએ તો ત્યારે તારે માનવુ કે હું સાચે જ ધધામાથી નિવૃત્ત થયો છું. તે પહેલાં નહિ, સમજ્યો?'



મદ્રાસમા ઈન્ડિયન નેશનલ કૉંગ્રેસ અને ઈન્ડસ્ટ્રિયલ કૉન્ફરન્સ. જયસુખલાલ, સર ઈબ્રાહિમ રહિમતુલ્લા અને સર દીનશાહ પીટીટ ત્રણે સાથે ત્યા ગયેલા. વચમા એક દિવસ નિગતનો. મદ્રાસમા એક પ્રો. મહમ્મુદ નામે ભવિષ્યવેત્તા હતો. આ ત્રણે ત્યા ઊપડ્યા. ઈબ્રાહિમ રહિમતુલ્લાએ તો કશો સવાલ પૂછ્યો નહિ પણ જયસુખલાલે અને સર દીનશાહે તો પૂછ્યા.

સવાલ પૂછવાની રીત આવી: પોતાની પાસેથી કાગળિયો કાઢી તેના ઉપર એ સવાલ પૂછવાના – લખવાના. પછી તે કાગળની કાપલી ઘડી કરી પોતાના હાથમા પકડી રાખવાની પ્રો મહમ્મુદ પોતાની પાસેની એક પેન્સિલ કાઢી પેલા ગૃહસ્થના હાથમા ખોસે અને પછી દૂર જઈ ને કાંઈક ભણે.

પેલા ગૃહસ્થ હાથની કાપલી ઉઘાડીને જુએ તો સવાલોની નીચે પેન્સિલથી લખાયેલા જવાબ હોય!

સર દીનશાહે બે આ સવાલ પૂછ્યા હતા: પોતે ઇંગ્લેંડ ગયેલા ત્યારે છેલ્લો કેબલ કોને કરેલો અને તેમા શુ લખેલુ?

. જવાબમા લખાયેલ આવ્યુ કે છેલ્લો કેબલ તેમણે લેડી પીટીટ પર કરેલો અને તે તેમના પગના શૂઝના નબર માગેલા

જયસુખલાલે પૂછેલું કે મારી નાની ભાભીને શો મદવાડ છે? અને ક્યારે સારુ થશે?

જવાબમા આવ્યુ કે ભાભીને ગાંડપણ છે અને એ રોગ સારો નહિ થાય!

આ જ પ્રો. મહમ્મુદને મારા એક બીજા મિત્ર કોચીનમાં મળ્યા હતા. મારા મિત્રના પિતા બે-ત્રણ માસ પહેલાં જ મૃત્યુ પામ્યા હતા. તેમને કાંઈક પૂછીને ઉત્તર મેળવવા મારા મિત્ર ઉત્સુક હતા. મહમ્મુદે તેમને પૂછ્યું કે તમારા પિતા સામા ઊભા રહીને જવાબ આપે તે પસંદ કરો કે તમે જોઈ નહિ શકો એ રીતે પૂંઠ પાછળ ઊભા રહીને જવાબ આપે તે તમને ગમે?

મિત્રે પિતા પાછળ ઊભા રહીને જવાબ આપે તેમ કહ્યું. તે પ્રમાણે મિત્રે સવાલ પૂછ્યા અને પિતાના અવાજમાં જ તેમને ઉત્તર મળ્યા!

આ પ્રો. મહમ્મુદનો દાવો એવો હતો કે કોઈ પણ મૃત્યુ પામેલ વ્યક્તિની તમારી કને છબી નહિ હોય અને જોઈતી હોય તો તે પણ તૈયાર કરી આપે. આ વાત ખરી કે ખોટી તેનો પુરાવો નથી.

જયસુખલાલે પોતે પૂછેલા પ્રશ્નો અને તેની નીચે પેન્સિલથી લખાયેલા જવાબવાળી કાપલી મારી પાસે વર્ષો સુધી મેં સંઘરી રાખેલી.



મુંબઈના એક અત્યંત જાણીતા, સરની પદવી ધરાવનાર ગૃહસ્થ મોટી વયે મારી સાથે છૂટથી તડાકા મારતા હતા. એક વખત એમણે આ વાત કહેલી :

'શ્રીયુત અને શ્રીમતી ઋષિ ( Rishi ) 'સીઆંસ' કરતાં અને પ્રેતાત્માઓને બોલાવતાં. મારા એક મિત્ર—ના મહારાજા મૃત્યુ પામ્યા અને મહારાણીને અમુક કાગળિયાં વિશે એમને પૂછવું હતું તેથી તેમને લઈને હું આ ઋષિ દમ્પતીને ત્યાં ગયેલો. મહારાજાનો આત્મા ત્યાં આવ્યો અને મહારાણીના સવાલોનો સંતોષકારક જવાબ તેમણે આપ્યો.

'બે – પાંચ દિવસ રહીને હું એકલો ત્યાં ગયો અને મેં મહારાજાના આત્માને ફરીથી બોલાવ્યો અને તેને પૂછ્યું, 'હજૂર, આપ ક્યાં છો?'

'જવાબમાં મને ઉત્તર મળ્યો કે 'સ્વર્ગમાં.' પછી તેમણે ખુલાસો કર્યો કે સ્વર્ગમાંથી પણ આત્માને પાછું આ દુનિયામાં આવવું પડે છે – માત્ર સત્યલોકમાં જે આત્મા જાય તેને પાછું આવવાનું નહિ થાય. અને મહાત્માજી મૃત્યુ પછી આ સત્યલોકમાં આવવાના હતા. દુનિયાની ઉત્પત્તિ થઈ ત્યારથી અત્યાર સુધીમાં માત્ર ૨૦૦ (બસો) આત્મા સત્યલોકમાં જઈ શક્યા છે!'



મેં અગાઉ ઘણી વાર કહેલું છે કે એક જમાનામાં જે વખતે સુગમ સંગીતમાં તાલનું મહત્ત્વ ઓછું હતું તે વખતે હું અને માધવલાલ સારા હારમોનિયમ માસ્તર ગણાતા. અલબત્ત, અમે અમારી શક્તિ બરાબર જાણતા અને એથી વધારે ઊંડા પાણીમાં તરવાનો યત્ન કરતા નહિ. મને યાદ છે કે એક વાર એક જુવાન બાવો કાઠિયાવાડથી ભજન કરવા અહીં આવી ચઢેલો. એકતારા સાથે તે સારાં ભજન ગાતો. સાથે એક ખુલા બોલ વગાડનાર તબલચી પણ હતો. પણ ખર્ચ બહુ થાય તે ડરથી હારમોનિયમ વગાડનાર સાથે લાવેલો નહિ.

સાંતાક્રુઝમાં અમે બે ભાઈઓ આવા કામમાં જાણીતા એથી જેને ત્યાં એ બાવો ઊતરેલો તે શેઠે અમને કહેલું કે જો તમે આ બાવો ભજન કરે ત્યાં હારમોનિયમ વગાડવા જાઓ તો તમને આનંદ થશે અને બાવો પાંચ પૈસા કમાઈ ખાશે. અમને આ વાત ગમી અને અમે બંને એ બાવાના ભજનમાં જતા. થોડી વાર હું પેટી પર બેસતો અને થોડી વાર માધુભાઈ બેસતા.'



હારમોનિયમ માસ્તર તરીકેની મારી કારકિર્દીમાં મે ચડતીપડતી પણ જોયેલી. પણ તે તો કોણે જોઈ નથી ? પહેલાં ચડતીની વાત કરી લઉં, પછી પડતીની કરીશ.

સુરત પાસે હવા ખાવાનું સ્થળ ડુમ્મસ. ત્યાંની ધર્મશાળામાં સુરતનાં અમારા ઓળખીતાં દસ-પંદર કુટુંબો બે માસમાં જઈ ચઢેલા. ત્યાંથી ઊપડતી વેળા, સુરતીઓને પ્રિય તેવું એક શાનદાર ભોજન થયું અને રાતે પછી ગરબા.

કોઈને કબુદ્ધિ સૂઝી તે તેણે સુરતથી તે પ્રસંગને વધારે બહેલાવવા એક ધંધાર્થી હારમોનિયમ વગાડનારને બોલાવી મંગાવ્યો. ગરબાનો આરંભ થયો. પેટીવાળાએ પેટીથી સાથ કરવા માંડયો. પણ તે જમાનામાં ઘણી ઓછી યુવતીઓ સૂરતાલ સાચવીને ગરબા ગાતી. એથી બેત્રણ ગરબા ગવાઈ રહ્યા એટલે પેલા ગૃહસ્થે યુવતીઓને સાફ કહી દીધું કે સૂરતાલ વગરનું સંગીત છે એટલે મારાથી એનો સાથ નહિ થઈ શકે !

યુવતીઓ ભોંઠી પડી ગઈ. પેલા ભાઈને સૌન્દર્યની પડી નહોતી. તેમને તો યુવતીઓના સૌન્દર્ય કરતા સૂરતાલની કલા વધારે ઉચ્ચ કક્ષાની લાગી. પોતે હારમોનિયમ પરથી ઊઠી દૂર જઈ બીડીના ધૂમ્રપાનમા પોતાનો અસંતોષ ડુબાડવા લાગ્યા. આઠ-દસ મિનિટ ભયંકર શાંતિ છવાઈ રહી. સૌન્દર્યના ભક્તો-યુવકો અને આધેડ વયના ગૃહસ્થો નારાજ થઈ ગયા. રંગમાં ભંગ પડી ગયો. અને હજી તો રાતના પૂરા દસ પણ નહોતા થયા !

એટલામાં એકાદ યુવતીથી આ માનભંગ સહન નહિ થયો એટલે એણે બીજી યુવતીઓને કહ્યુ, 'ભાઈને ગરબા વગાડતાં આવડતા જણાતા નથી એથી આપણા માથા પર દોષ ઢોળી પોતે ઊઠી ગયા, પણ એના વગર કાંઈ થોડાં આપણે અટકી જવાના ! આપણા ધનભાઈએ તો કાંઈ કેટલી વાર આપણા સાથે પેટી વગાડી છે એમને તો કાંઈ આપણામાં દોષ જણાયેલો નહિ એમને જ બેસાડી દઈ એ.'

સર્વાનુમતે આ યોજના સ્વીકારાઈ અને આશરે ચાર – પાંચ યુવતી મારી પાસે ધસી આવી. હું ના કહેતો રહ્યો અને મને પકડીને ઘસડી ગઈ. હું પેટી પર બેઠો. રાતના ચાર વાગ્યા સુધી ગરબા ચગ્યા!

પેલા ધંધાર્થી હારમોનિયમ માસ્તરનો ગુસ્સો શાંત કરતાં અને મારા પ્રત્યેનો તેમનો તિરસ્કાર દૂર કરવામાં, મને સુરત જઈને પંદરેક દિવસ થયા. ત્યારે હું યુવતીઓના કથનને માનતો ન હતો એવું સૌએ સમજ્યું.

ગમે તે હો પણ ચાળીસેક યુવતીઓનાં મન જીતી લેવામાં હું વિજયી થયો એથી યુવકોના વૃન્દમાં હું સારા પ્રમાણમાં અપ્રિય થયો. પણ હજીરાની મોસમ તો પૂરી થઈ જ હતી એટલે સુરતના શાંત વાતાવરણમાં એ યુવકો પણ એ પ્રસંગ ભૂલી ગયા.



હવે પડતીનો પ્રસંગ : ' એક દિન હાથી, એક દિન ઘોડા, એક દિન પાઉં ચલાતે હય ' આવા કથન પ્રમાણે જે માણસે એક ધંધાર્થી હારમોનિયમ માસ્તરને ઉઠાડી પાંચ કલાક ચાળીસેક યુવતીઓના દિલનું રંજન કર્યું હતું તે જ વ્યક્તિએ જુદા જ પ્રસંગમાં, જુદા સંયોગોમાં જુદું જ અનુભવ્યું.

નનુભાઈ – નરસિંહરાવ કોઈ કોઈ વાર કીર્તન કરતા. તેમાં ' બુદ્ધનો ગૃહત્યાગ ' એ કીર્તન મુખ્ય હતું. તે પ્રસંગે નરસિંહરાવ ધોતિયું અને લાંબું પહેરણ પહેરતા અને માથે, ઘણું કરીને, સાફો બાંધતા. એમની સાથેના ગાયકવૃન્દમાં ઊર્મિલા, નલિન ( જ્યાં સુધી જીવતા હતા ત્યાં સુધી ), લવંગી, માધવી, પ્રતિમા, મધુરિકા વગેરે ઘણાંઘણાં ભાગ લેતાં. તબલાંનો રિવાજ નહોતો. તે વખતે હારમોનિયમ પર ધનસુખલાલ મહેતા હતા.

કાંઈ કેટલી વાર આવાં કીર્તનો થઈ ગયાં અને કાંઈ કેટલી વાર

વાર કીર્તનની શરૂઆત થઈ. બેત્રણચાર ભજન ગવાયાં અને નનુભાઈએ એક શ્રુતિમાંથી સૂર પકડયો અને ભજન ઉપાડયું. મેં એક નીચી ચાંપ દબાવી, વચલી દબાવી, એક ઊંચી દબાવી પણ મેળ ખાધો નહિ અને મારો હાથ અટકી ગયો.

દુર્વાસાનો મિજાજ ફાટચો. 'કેમ ધનુભાઈ, અટકી ગયા?'

હું જવાબ દઈ નહિ શકયો. સત્યનું ઉચ્ચારણ થઈ શકે તેમ ન હતું. એટલે હું તો મૂંગો જ રહ્યો. પણ નન્નુભાઈ બોલી ઊઠયા: 'હું સમજી ગયો. હું બેસૂરો થયો, ખરું ને? કે પછી તાલમાં ચૂકયો! હમણાં તમે એક સુપ્રસિદ્ધ તબલચી પાસે તબલાં શીખો છો એ હું જાણું છું. પણ હશે. એ વિષે વિવાદ કરવા માટે આ સ્થળ અને પ્રસંગ ઉચિત નથી. તમે ઊઠી જશો?'

'હા જી,' કહી હું ઊઠી ગયો. મારા નાના ભાઈ માધુભાઈને આવી તક જોઈતી હતી. તેમણે પૂછયું: 'નન્નુભાઈ, હું બેસું!' નન્નુભાઈ ખુશ થયા. માધુભાઈ બેઠા અને કીર્તન આગળ ચાલ્યું. ત્યાર પછી એ લહાવો મને મળ્યો ન હતો.

પણ એમ તો એક વાર આ જ રીતે નન્નુભાઈએ દિલરૂબા વગાડવા બેઠેલા પ્રોફેસર બર્વે – જે દિલરૂબા અત્યંત મોહક રીતે વગાડવામાં જાણીતા હતા – ને મારી માફક જ અરધા કીર્તનમાંથી ઉઠાડેલા અને તેમની જગ્યાએ મનહરરામ હરિરામ મહેતાને બેસાડેલા.

હું, મનહરરામ વગેરે અમે બર્વેને આ પ્રસંગને લીધે ખૂબ ચીડવતા પણ બર્વે તો મહા આનંદી પ્રકૃતિના હતા; તે જરા પણ ચીડવાયા વગર એ બધું સાંભળી લેતા.



એક વાર ખેતરમાં–તે વખતે થોડે થોડે અંતરે સાંતાક્રુઝમાં ખુલ્લી ખેતર જેવી જગ્યા ઘણી હતી–એક રામલીલા આવી. નાની રાવટી નવી ઊભી થઈ ગઈ અને ભરથરી, સૌભાગ્ય સુન્દરી, સતી

સાવિત્રી વગેરે અનેક ખેલોની જાહેરાત થઈ ગઈ. અમે પાંચસાત કુટુંબો રાતના જમીને, સાથે જાજમો અને પીવાના પાણીના કુજા લઈ ને આ રામલીલામાં જતા જેમાં જયસુખલાલ, ડૉક્ટર ઠાકર, વગેરે ઉપરાંત એકાદબે ખોજાના કુટુંબો પણ હતાં. કોઈ કોઈ વાર પુરુષોત્તમ કાનજી ભાટિયાનું કુટુંબ પણ હાજર થઈ જતું હતું.

- આનો બેએક રાત કાર્યક્રમ બરાબર ચાલ્યો પછી એક રાતે નાટક શરૂ થાય જ નહિ! અમે તપાસ કરી તો જણાયું કે હારમોનિયમ માસ્તરને ત્રણેક માસનો પગાર નહિ મળવાથી તે હડતાળ પર ઊતર્યો હતો. અમે – હું અને માધુભાઈ – તરત જ તૈયાર થઈ ગયા અને કામ શરૂ થયું. હારમોનિયમના સૂર અને તબલાની થાપો સંભળાવા માંડ્યા ત્યાં પેલો હારમોનિયમ માસ્તર આવીને અમારે પગે પડ્યો અને બોલ્યો, 'ભાઈસાબ; તમે સારા ઘરના થઈ અમારા જેવા ગરીબના પેટ પર પગ મૂકવા તૈયાર થયા છો!'

તરત ને તરત પેલા રામલીલાનો માલિક પૈસા ક્યાંથી લાવે એટલે અમારામાંથી કોઈએ પાંચ રૂપિયા કાઢી આપ્યા ને હારમોનિયમ માસ્તર હડતાળ પરથી ઊતરી પેટી પર બેસી ગયો.

આ રામલીલાઓમાં ખૂબી એ હતી કે નાટક 'ભરથરી'નું ચાલતું હોવા છતાં, શ્રોતાઓમાંથી ફરમાઈશ 'સૌભાગ્ય સુન્દરી' આવે તો તે પણ માન્ય રખાતી અને રાણી પિંગળા થોડી વાર પેલું 'ભિક્ષા દે ને મૈયા પિંગળા'નું ગીત છોડી, 'ધીમા ધીમા ચાલો ને મારા પ્રાણ રે' પણ ગાય એ પૂરું થયા કેડે પાછું 'ભિક્ષા દે ને–'નું ગીત શરૂ થાય અને ભરથરી અને રાણી પિંગળા એ કરુણ ગીત ગાઈ સંભળાવે.



એ વખતે લિટલ ઍન્ડ કંપની સૉલિસિટરોની પેઢીઓમાં બહુ આગેવાન પેઢી. એમાં કામ કરનાર એક કલાર્ક – ગુજરાતી હિન્દુ –

એ નવાબી મિજાજ ધરાવનાર, એકલા ઊભા રહીને કંઈકને પડકારનાર, પોતાને માટે નહિ, તોપણ બીજાને માટે લડવા હંમેશાં તૈયાર. લડ કાં તો લડનારો દે એવી વૃત્તિ સેવનાર ઉગાર વધુપડતો સ્વમાની, અત્યંત ફૅશનેબલ ધનસુખલાલને પહેલો ઝખમ પડ્યો, એની પહેલી પત્ની મૃત્યુ પામી ત્યારે, છતાં મોટા-ભાઈનાં સ્નેહ અને હૂંફને લઈ ને, એ ઝખમ રૂઝાયો તો નહિ પણ કંઈક ઓછો પીડાકારક થયો. એટલામાં બીજી પત્ની દીવાની થઈ ગઈ. એનો જખમ લાગ્યો અને એ ધનસુખલાલનું મૃત્યુ થયું. એનો નવો અવતાર થયો.

અત્યારે મને ઓળખનાર આ જ ધનસુખલાલને ઓળખે છે. ઘણાં મને પૂછે છે પણ ખરાં કે તમે ખરેખર કોઈ વાર ગુસ્સે થયેલા ખરા? ગુસ્સે થઈ શકો ખરા? કેટલાક એમ માને છે કે મેં એક પણ દિવસ નોકરી કરી જ નથી! આવી આવી ગેરસમજ આ લેખોથી દૂર થઈ જશે.

• • •

એક માસની રજા માગવા ઈંગ્લૅંડથી તરતના આવેલ અંગ્રેજ સાહેબ પાસે ગયો. સાહેબે કારણ પૂછ્યું.

'સાહેબ, મારા સાળાની છોકરીનાં લગ્ન છે માટે મારે દેશમાં જવું છે!'

આ જવાબ સાંભળી પેલો અંગ્રેજ સૉલિસિટર તો રાતો – પીળો થઈ ગયો અને બોલ્યો: 'તમારા સાળાની છોકરીનાં લગ્ન – તેમાં તમારે એક મહિનાની રજા જોઈએ! આવતે અઠવાડિયે મારાં પોતાનાં લગ્ન છે તે મેં શનિવારે રાખ્યાં છે એટલે મારો અડધો દિવસ જ રજામાં ગણાશે!'

એક વૃદ્ધ મૅનેજિંગ ક્લાર્ક વચમાં પડ્યા અને પેલા ક્લાર્કને સાત દિવસની રજા અપાવી.



એ નવાબી મિજાજ ધરાવનાર, એકલા ઊભા રહીને કંઈકને પડકારનાર, પોતાને માટે નહિ, તોપણ બીજાને માટે લડવા હંમેશાં તૈયાર. લડ કાં તો લડનારો દે એવી વૃત્તિ સેવનાર લગાર વધુ પડતો સ્વમાની, અત્યંત ફૅશનેબલ ધનસુખલાલને પહેલો ઝખમ પડ્યો, એની પહેલી પત્ની મૃત્યુ પામી ત્યારે, છતાં મોટાભાઈનાં સ્નેહ અને હૂંફને લઈ ને, એ ઝખમ રૂઝાયો તો નહિ પણ કંઈક ઓછો પીડાકારક થયો. એટલામાં બીજી પત્ની દીવાની થઈ ગઈ. એનો જખમ લાગ્યો અને એ ધનસુખલાલનું મૃત્યુ થયું. એનો નવો અવતાર થયો.

અત્યારે મને ઓળખનાર આ જ ધનસુખલાલને ઓળખે છે. ઘણાં મને પૂછે છે પણ ખરાં કે તમે ખરેખર કોઈ વાર ગુસ્સે થયેલા ખરા? ગુસ્સે થઈ શકો ખરા? કેટલાક એમ માને છે કે મેં એક પણ દિવસ નોકરી કરી જ નથી! આવી આવી ગેરસમજ આ લેખોથી દૂર થઈ જશે.

• • •



## એકરાર



આજે છેલ્લા થોડાક વર્ષોથી મને જે વિચાર આવ્યા કરતો હતો તેનુ નિરાકરણ કરી તેનો ફેસલો કરવા ધાર્યું છે હુ રહ્યો જૂના જમાનાનો લેખક – આનન્દશકર, નરસિંહરાવ, બળવતરાય, નાનાલાલ, રમણભાઈ એ બધાયને વડીલ ગણી બધાયનો વધતો ઓછો લાડકો થઈ આગળ ધપતો લેખક મારી સાથેના લેખકોમા મુનશીજી, વિભાકર, મસ્ત ફકીર, જ્યોતીન્દ્ર દવે ( પાછળથી આવેલ ) વગેરે

નવા જમાનાના આજ તો એ પણ જૂના ગણાઈ રહ્યા છે અને બીજા નવા આગળ આ યા છે - યશવન્ત પડ્યા અને પછીથી ગુલાબદાસ બ્રોકર, ભાયાણી, વગેરે સ્નેહીઓ થઈ ગયા કલમમડળના ભાનુશકર, સી સી જમુ દાણી, સુદરજી મેટાર્ઇ, રમણીક સુખડીઆ, પરમસુખ પડ્યા, સી એમ ત્રિવેદી વગેરે વચમા આવી મળ્યા.

પણ મારે જે મૂળ કહેવાનુ છે તે એ છે કે આમાના ઘણા ઘણા સ્નેહીઓ મને આજે ધનુભાઈ તો કહે છે જ, પણ 'નવાબ' કહેતા જરાક અચકાય છે કારણ કે આજે આ ધનસુખલાલમા નવાબી વરતાય છે ખરી ? એ નવાબી મિજાજ ધરાવનાર એ એકલા ઊભા રહી કોઈકને પડકાર કરનાર, પોતાને માટે નહિ તો બીજાને માટે પણ લડવા હમેશ તૈયાર, લડ કા તો લડનારો દે એવી વૃત્તિ સેવનાર, રસિકતાને માણનાર, સૂરતી ચહેલાણી કહેવડાવવા જેવા વસ્ત્રો પહેરનાર એ આ જ ધનસુખલાલ ? મરતાને મર નહિ છતા અહ્દા પ્યુરિટન

કહેનાર, સર્વ સાથે અત્યંત મૃદુતાથી વાત કરનાર, પોતાને ।
દુશ્મન જ નથી એવું માનનાર પ્રેમાળ, હેતાળ એવા આજન્મ
ધનસુખલાલ ધુતુભાઈ – નવાબને જોઈને કોઈ એમ માને કે એ
વ્યક્તિમાં પણ એક વખત ક્રોધ હતો, મિજાજ હતો, સ્વમાન વિશે
અત્યંત ઊર્મિલતા હતી, ભલે કચરાઈ જાઉં પણ મારું વ્યક્તિત્વ નહિ
ખોઉં એવા બધા ગુણઅવગુણ હતા ? હાફુસની કેરી આલ્ફોન્ઝો કેરીની
ઉપમા આપું તો એ હાફુસની કેરી એક વખત જુદા જ પ્રકારની હતી.
એમાં સખ્તાઈ હતી, ખટાશ હતી, તુરાશ હતી અને માત્ર એકલી
મીઠાશ ન હતી.

ધનસુખલાલને પણ હીરાનાં અનેક પાસાં પેઠે બીજાં પાસાં હતાં
—એ પછી ભલે ઓછાં આકર્ષક હોય — એમ તો લોકોએ અને
ખાસ કરીને એમને લડાવનાર મિત્રોએ જાણવું જોઈએ એમ મનમાં
લાગ્યા કરતું હતું. પણ એનો ઉપાય જડતો નહોતો. આજે સહસા
જડયો. મારી એ આગવી પ્રકૃતિ જણાય એવા કેટલાક પ્રસંગો નોંધવા
આજે હું તત્પર થયો છું.

આમાં મેં કાળક્રમ નથી રાખ્યો. જેમ યાદ આવતું ગયું એમ
ટપકાવતો રહ્યો છું.



મેં પહેલી નવલિકા લખી ૧૯૦૮માં અને તે મોકલાવી 'જ્ઞાન-
સુધા'માં. તે સ્વીકારાઈ અને પ્રસિદ્ધ પણ થઈ. તે જમાનામાં વર્ષમાં
માત્ર એકાદ બે ચર્ચાપત્ર-સાહિત્ય વિષયક–લખે તે સાક્ષર કહેવાય. પણ
એનામાં અમુક લાયકાત આવશ્યક ગણાતી. તે નાગર હોવો જોઈએ,
ગ્રેજ્યુએટ હોવો જોઈએ અને તે સંસ્કૃતનો જાણકાર હોવો જોઈએ.
આ ત્રણે લાયકાત મારામાં ન હતી એટલે હું લખતો તે બહુધ બધાં
જ માસિકોમાં —'વસન્ત'માં પણ છપાતું, છતાં હું સાક્ષર નહોતો
કહેવાતો. તે વખતે લેખક, નવલકથાકાર, નવલિકાકાર, કવિ, વિવેચક

એમ જુદાં જુદાં નામ કોઈ ને લગાડવામાં આવતાં ન હતાં. જેટલા લખે તેટલા સાક્ષર.

મેં પહેલી નવલિકા લખી ત્યારથી ઘણાં વર્ષો સુધી મને લોકો મંગલાષ્ટક લખી આપવાનું કહેતા અને હું ના પાડતો તો હું તોરમાં જ ના પાડું છું એમ માનતા.

'જ્ઞાનસુધા' તે વખતે અનિયમિતપણામાં સારાય વિશ્વમાં વિક્રમ નોંધાવે એમ હતું. એક વાર રાણી વિકટોરીઆ મૃત્યુ પામ્યાં ત્યારે બરાબર દોઢ વર્ષ પછીના અંકમાં રમણભાઈ એ એમની મૃત્યુ-નોંધ લખેલી! પછી કોઈ એ કહ્યું એમ, 'જ્ઞાનસુધા'નો બીજો અંક આશરે અઢાર માસનો સામટો કાઢેલો.

આ જ્ઞાનસુધામાં હું લગભગ દરેક અંકમાં મારી હાસ્યપ્રધાન નવલિકાઓથી હાજર રહેતો. એક વાર મારી એક નવલિકાનો અંત રમણભાઈ ને ગમ્યો નહિ અને એમણે વિદ્યાબહેન પાસે મારા પર લખાવ્યું કે એનો છેવટનો ભાગ રમણભાઈ સુધારી લેશે.

તે વખતે હું બહુમાં બહુ વીસ વર્ષનો અને આ ત્રણ જરૂરિયાત કે લાયકાત વગરનો! છતાં સેવકે જવાબ લખી દીધો કે ધનસુખ-લાલનો હાસ્યરસ સુધારવાની કોઈની લાયકાત છે એમ હું માનતો નથી. હા, જોડણી સુધારવાની જરૂર હશે જ, અને તે સુધારી લેજો.

પાછળથી સમાચાર મળ્યા હતા કે આ તુંડમિજાજી વ્યક્તિના આ વર્તનથી 'જ્ઞાનસુધા' કાર્યાલયમાં ભારે ખળભળાટ મચી રહેલો. પણ છેવટે એ યુવાન લેખકની ઉદ્ધતાઈ માફ કરવામાં આવી અને 'જ્ઞાનસુધા'ના લેખકમંડળમાં ધનસુખલાલ કાયમ રહ્યો.

'સાહિત્ય,' 'સમાલોચક,' 'સુંદરી સુબોધ' 'ગુજરાતી' એ પત્રોના તંત્રી સાથેનો મારો સંબંધ હંમેશ મીઠો રહ્યો હતો. 'ગુજરાતી'ના તંત્રી અંબાલાલ બુલાખીરામ જાની તો મને ભાણા-ભાઈ જ કહેતા. રણજિતરામનો હું ભાણેજ થાઉં તેથી અને મારા લેખમાં મારું નામ ધનસુખલાલ મહેતા, બી. એ. જ લખતા!

પણ 'વીસમી સદી'ના હાજી મહમ્મદ અલારખિયા શિવજી સાથે એના આરંભમાં જ હું અથડામણમાં આવ્યો. હું તેમને ત્યાં એ માસિક કાઢવાની તૈયારી કરતા હતા ત્યારે પણ અવારનવાર જતો. મારો 'વીસમી સદી' માટેનો પહેલો જ લેખ હાજી મહમ્મદને પસંદ નહિ પડ્યો કારણ કે તે વખતે એમને મસ્ત ફકીર, જાગીરદાર, અને ઓલિયા જોશીના હાસ્યરસ માટે વિશેષ માન હતું. એમણે મને એક વાર કહી નાખ્યું કે 'ધનસુખભાઈ, તમારી નવલિકાને હું જરા રંદો મારી દઈશ એટલે ફક્કડ બની જશે.'

તરત જ મારામાં રહેલ ક્ષાત્રતેજ ધગી ઊઠ્યું. મેં કહ્યું: 'હાજી મહમ્મદ! મારા હાસ્યરસને તમે રંદો મારો? એમાં કાંઈ માલ નથી.'

'પણ-પણ તમારી વાતમાં હાસ્ય જરા મોળું પડે છે.'

'તમને એમ લાગે પણ ખરું, કારણ કે હું જે પ્રકારનો હાસ્યરસ લખું છું તેવો તમે વાંચ્યો જણાતો નથી. મારી વાતને રંદો મારવા જેટલા તમે અધિકારી છો એ હું માનવા તૈયાર નથી.' હું બોલ્યો.

'તમે જાણો છો કે નરસિંહરાવ, મુનશી અને નાનાલાલ જેવા વીસમી સદીના પાના પર ચમકવા આતુર હોય છે?'

'હશે કદાચ, પણ આ ત્રણમાં ધનસુખલાલનું નામ તો નથી ને?' હું હસીને બોલ્યો.

હવે હાજી મહમ્મદ કચવાયા. તે બોલી ઊઠ્યા: 'તો પછી ધનસુખલાલના લેખ વીસમી સદીમાં નહિ છપાય.'

'એવી નાખી દેવા જેવી વાત શી કરો છો? ગાંડાભાઈ, ધનસુખલાલના લેખ તમને મળે તો તમે ના પાડશો ને?' મેં જવાબ દઈ દીધો.

હાજી મહમ્મદ ઠંડા તો થયા પણ તરત ને તરત એ નમતું કેમ આપે! એમણે કહ્યું કે હશે, એ વાત જવા દો પણ આપણો સંબંધ તો છે એવો જ રહેવો જોઈએ.

મેં તેની હા પાડી. વીસમી સદી મને આવતું ચાલુ રહ્યું અને વચમાં વચમાં ત્યારના હાજી મહમ્મદને ઉત્તમ કક્ષાના જણાયેલ હાસ્યદારોની ત્રણચાર કૃતિ મેં તેમની ઓફિસમાં બેઠેબેઠે જ મઠારી આપેલી!

આખરે હાજી મહમ્મદ નરસિંહરાવ પાસે ગયા અને મારી સાથે સમાધાન કરવાની તેમણે ઇચ્છા દર્શાવી. નરસિંહરાવે એમને સમજણ પાડી કે ધનસુખલાલ સાથે 'તડજોડ કોમ્પ્રોમાઈઝ નહિ થાય. એની જે શરત પહેલાં હોય તે હજી પણ રહે તો મારા કહેવાથી એ તમને લેખો આપશે જરૂર.' હાજી મહમ્મદે એ શરત સ્વીકારી અને મેં 'મારી નવલકથા' નામે 'સ્ક્રીપ્ટ' એમને આપી જે એમણે સચિત્ર કરવા રવિશંકર રાવળને મોકલાવી. પણ રવિશંકર તે મોકલાવે તે પહેલાં તો હાજી મહમ્મદ ન્યુમોનિયામાં ગુજરી ગયા. રવિભાઈએ પછી મને 'સ્ક્રિપ્ટ' પાછી મોકલાવેલ.

☆

હવે રંગમંચ પર આવે છે 'ગુજરાત.' એના પહેલા અંકથી જ હું એનો લેખક. સાતઆઠ માસ થઈ ગયા હશે એટલે મને મસ્ત ફકીર તરફથી જાણવા મળ્યું કે 'ગુજરાત'માં લખાણ કરવા માટે પાનાનો રૂપિયો અપાય છે. મને નવાઈ લાગી કે તો પછી મને કેમ નથી મળ્યા? મેં મુનશીજીને કહ્યું અને એમણે મને સમજણ પાડી કે પાનાનો રૂપિયો જેવડી નાની રકમની પણ તને જરૂર હશે એમ હું માનતો જ ન હતો; એથી તને નહોતા પૈસા આપવા. હવે હું આજે જ મેનેજરને કહી દઉં છું કે પહેલા અંકથી પાનાં ગણીને તને રૂપિયા આપી દે.

મેં જવાબ આપ્યો: 'હવે મુનશીજી, પાછળની ક્યાં વાત કરો છો! મને હવેથી મળે એવું જ કરો ને.'

આ સાંભળી મુનશીજી ખડખડાટ હસી પડ્યા; અને બોલ્યા: 'અરે ધનસુખલાલ, તારા આ રુઆબને લઈને કોણ માને કે તને પૈસાની જરૂર છે? હું આપવા માંડું છું ત્યારે તો તું ના પાડે છે!'

અહીં જો કે અસંબંદ્ધ છે છતાં મુનશીજીને મારા પ્રત્યે કેવી લાગણી હતી તેનું એક દૃષ્ટાંત આપી દઉં : એક વાર નક્કી ક્રમ મેં 'ગુજરાત' માટે કશું આપ્યું નહિ. મુનશીજીએ સંચાલકને આનું કારણ પૂછ્યું. કારણ જણાવતાં એમણે જણાવ્યું, કે 'હમણાં એની નોકરી ગઈ છે અને બીજીની શોધમાં છે એટલે ચિત્ત વ્યગ્ર છે.'

તરત જ મુનશીજીએ કહ્યું, 'અરે, એવું હોય તો મને પહેલેથી જણાવીએ ને! ધત્તભાઈને કહી દો કે જ્યાં સુધી નોકરી ના મળે ત્યાં સુધી 'ગુજરાત' તરફથી એમને માસિક દોઢસો મળ્યા કરશે.'

અલબત્ત, પછી મારે રૂપિયા લેવા ન પડ્યા, કારણ કે મને તરત નોકરી મળી ગઈ.

પછી મુનશીજી યુરોપ ગયા. તંત્રી વિજયરાય વૈદ્ય, પણ સત્તા બધી મનહરરાય મહેતા પાસે. મનહરરાય સુરતના જ અને મારા મોટાભાઈથી પણ વયમાં મોટા. અમારાં કુટુંબોને વર્ષોનો સંબંધ

મેં રાબેતા મુજબ એક વાર્તા મોકલી. મનહરરાયે એમાં સુધારા-વધારા કરવાની ઇચ્છા બતાવી. વિજયરાય મને સારી રીતે ઓળખે અને મારો નવાબી મિજાજ પણ જાણે, એટલે એમણે મનહરરાયને કહી દીધું કે 'તમારા નામથી હું આ પ્રમાણે ધનસુખલાલને કહીશ. એ હા પાડે તો તમને આપીશ. નહિ તો વાર્તા એમને પાછી આપું?'

'એ મને ના પાડે? બને જ નહિ. છતાં ના પાડે તો વાર્તા બેલાશક એને પાછી આપી દેજો અને કહેજો કે 'ગુજરાત'માં ધનસુખલાલ માટે સ્થાન નહિ રહે.' મનહરરાય બોલ્યા

બીજે દિવસે હું વિજયરાય પાસે હંમેશ જતો તેમ ગયો, ત્યાં તેમણે આ સમાચાર આપ્યા. મેં એ વાર્તા પાછી માગી પણ વૈદ્યે મને કહ્યું કે એના કરતાં હવે મુનશીજી અઠવાડિયામાં પાછા આવનાર છે તો એમના પર એક પત્ર જ લખી આપ ને!

મેં ખાસ્સો છ ચોથિયાંનો પત્ર મુનશીજી પર લખ્યો અને છેવટે લખ્યું કે જો ગુજરાતને ધનસુખલાલની પડી નથી તો એને ગુજરાતની પડી નથી!

આ જ પ્રમાણે મનહરરાયે બહુ ઉમરવાડિયાને પણ છેડેલ. મુનશીજીએ મનહરરાયને બોલાવીને કહ્યું: 'તમે ગમે તેની સાથે બગાડતા ફરો અને પછી મારે એમની માફી માગવી?'

બેત્રણ દિવસમાં મારા પર મુનશીજીના મંત્રીનો ફોન આવ્યો કે મુનશીજી તમને યાદ કરે છે જવાબમાં મેં કહી નાખ્યું કે હમણાં મારે કામ બહુ હોવાથી હું આવી શકું એમ નથી!

બીજે દિવસે ખુદ મુનશીજીનો ફોન. હું ચા પીવા ગયો. દોઢેક કલાક મારી જોડે ગપ્પાં માર્યાં, યુરોપની મુસાફરીની વાત કરી અને પછી હું જેવો ઊઠવા જતો હતો તેવો મને પકડીને તેમણે કહ્યું: 'અલ્યા, મનહરરાય ગયેડો છે. તું પણ છે?'

'ના, હું નથી જ, કેમ?' હું બોલ્યો.

'ત્યારે ભલા, આ રુસણાં શાં? તારે બારોબાર પ્રેસમાં તારી કૃતિઓ મોકલવી. તે છપાશે. પછી તારે વાંધો છે?'

મેં ના પાડી કે એમ થાય તો મને વાંધો શો હોય? બસ, હું પાછો ગુજરાતના લેખકમંડળમાં જોડાઈ ગયો.



મુનશી પ્રત્યે મને અનહદ માન. એમનો મારા પ્રત્યે ભાવ પણ ઘણો. પણ મારો મિજાજ તરકડાનો એટલે કોઈ કોઈ વાર નાની વાતમાં ઘર્ષણ થઈ જાય.

એક જ નાનો દાખલો આપું:

મુનશીજી યુરોપની જાત્રા કરી આવ્યા. સાહિત્યસંસદના અનેક સભ્યો મુનશીજીના બપોરના ચાના ડાયરામાં ભેગા થાય. અને મુનશીજી જેવા મહાન લેખક છે તેવા જ મહાન વાર્તાલાપકાર છે એટલે માંડીને,

લહેકાવીને, લડાવીને વાતો કહે. એક વાર મુનશીજીએ શરૂ કર્યું: 'પછી હું પેરીસ ગયો. ત્યાં મ્યુઝિયમમાં મેં એક સ્ત્રીનું પૂતળું જોયું. તમે માનશો? એ પૂતળાંના બન્ને હાથ કપાઈ ગયેલા, છતાં એ આજે વિશ્વમાં ઉત્તમોત્તમ શિલ્પાકૃતિ તરીકે ગણાય છે!'

મારાથી નહિ રહેવાયું. મેં તરત જ કહી દીધું. 'માફ કરજો મુનશીજી, પણ અહીં બેઠેલા બધા સાહિત્યસંસદના સભ્યો છે. એમની આગળ તમે આમ હાથ વિનાનું પૂતળું વગેરે કહો એ અપમાનજનક ગણાય. સાફ કહી નાખો કે વીનસ દ મિલોનું શિલ્પ તમે જોયું. પછી તે જોવાથી એક કલાકાર તરીકે તમારા શા ભાવ થયા તે તને કહી દો.'

સભ્યોમાં તો ખળભળાટ થયો. પણ મુનશીજીએ મારા કથનનું વાજબીપણું સ્વીકારી લીધું અને કહ્યું: 'એ તો ધણુભાઈ, હું નવલ-કથાકાર ખરો ને, એટલે જરા લહેકાવીને વાત કરવાની ટેવ પડી ગયેલી.'

☆

એક એવો જ નાનો પ્રસંગ. યુરોપ જઈ આવ્યા પછી મુનશીજી છરીકાંટા વાપરતા. અલબત્ત, ખાવાનું તો ચોખ્ખું શાકાહારી જ. અમે બધા બેઠેલાં અને છરીકાંટા આવ્યા.

મેં વિનયથી પૂછ્યું, 'મુનશીજી, હું છરીકાંટા બાજુએ મૂકીને ખાઉં તો વાંધો ખરો?'

'ના રે, તમને એ વાપરતાં નહિ આવડતા હોય તો બાજુએ મૂકી દો.' જવાબમાં મુનશીજી બોલ્યા.

'માફ કરજો મુનશીજી, પણ મને છરીકાંટાનો વપરાશ નથી આવડતો એવું નથી. તમે જો મને પાશ્ચાત્ય રીતે રાંધેલ ખોરાક આપો તો હું એ વિશેની મારી કાબેલિયત બતાવું. પણ આ તો પૂરી અને

શાક, દાળ અને ભાત છે એટલે એમાં છરીકાંટા વાપરવાના નિયમો તો તમે ઘડીને જાહેર કરો ત્યારે.'

★

હવેનો પ્રસંગ જરા વિચિત્ર છે :

એક વાર નરસિંહરાવ–નન્નુભાઈ મારે ત્યાં આવીને કહે : 'અલ્યા છપ્પન ઘેટાંમાંનું એક ઘેટું !'

મેં પૂછ્યું : 'એ વળી શું છે ?'

'હું નથી કહેતો, મુનશી કહે છે કે મારે સાહિત્યસંસદનાં છપ્પન ઘેટાંની ભરવાડગીરી કરવી પડે છે,' નન્નુભાઈ બોલ્યા.

'તો ખુશીથી હવે તમે એમને કહી શકો છો કે પંચાવન ઘેટાં હશે, છપ્પન નથી. ધનસુખલાલે એમના કરતાં પણ બે વર્ષ પહેલાં લેખનકાર્ય શરૂ કરેલું.' હું બોલ્યો.

'ના રે ના, એ તો અહીં બોલાય છે, ધનુભાઈ, મુનશીના દરબારમાં નહિ બોલાય.'

'અને બોલું તો ?'

'તો હું તમને ખરા હિંમતવાન કહું.' નન્નુભાઈએ કહ્યું. અને એમણે તો ખરેખર મુનશીજીના ડાયરામાં મને ઘેટું કહીને સંબોધ્યો અને મેં ઘેર જેવો જવાબ દીધો હતો તેવો જ જવાબ ત્યાં પણ દીધો !

મુનશીજીએ હસવામાં કાઢી નાખ્યું.

★

હું તે વખતે હિન્દી વેપારી ચેમ્બરમાંથી નીકળીને મુંબઈ સરકારના ઈન્ડસ્ટ્રીઝ ડિપાર્ટમેન્ટમાં ગયેલો. અને એ ડિપાર્ટમેન્ટની સલાહકારક સમિતિમાં મુંબઈના આગેવાન ઉદ્યોગપતિઓ, જેમાં સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ પણ ખરા.

અતીત ઉલેચું છું.'

એક વાર ઑફિસના કામે હું સર પુરુષોત્તમદાસ પાસે ગયો. કામ પૂરું થયા કેડે મારી સામે જોઈને એમણે કહ્યું, 'તમે આ ખાતામાં ક્યારથી ગયા ?'

'આશરે દસેક માસ થયા હશે.'

'તે તમે તો નૉનમેટ્રિક છો. તમે આ ખાતામાં નાલાયક ઠરશો અને નોકરી વગરના થઈ રહેશો. એનો વિચાર કરેલો ખરો કે !' પુરુષોત્તમદાસ બોલ્યા.

'વડીલ, જ્યારે હું આ ઑફિસમાં રહ્યો ત્યારે આપની ચિઠ્ઠી નહોતો લઈ ગયો. અને આમાં નાલાયક ઠરીશ અને બીજી જગ્યાએ નોકરી લેવા જઈશ ત્યારે આપની પાસે ચિઠ્ઠી લેવા નહિ આવું એ ચોક્કસ છે. માટે 'ડોન્ટ વરી !'

દોઢેક માસ પછી મારા મોટાભાઈને પુરુષોત્તમદાસ મળ્યા હશે ત્યારે એમણે વાત કરેલી કે 'તમારો નાનો ભાઈ બહુ જ ઉદ્ધત લાગે છે. આગળ જતા એ હેરાન થશે.'



મારી અનેક નોકરીમાં હું બેએક વાર સરકારી નોકરીમાં પણ હતો. એક ખાતામાં અમે બારેક જુવાન હતા. અમને અમારો સુપરિન્ટેન્ડન્ટ બહુ સતાવતો હતો. કાંઈ કાંઈ નવાં ધારાધોરણ પણ એ કાઢે. કોઈ માણસ એકાદ બે દિવસ માંદું પડે તો તેને પણ સિવિલ સરજનનું સરટિફિકેટ લેવું પડે !

કે આ કાયદો નાબૂદ કરવા મેં બીડું ઝડપ્યું. મને મારા કુટુંબ–ડૉક્ટરનો સંગીન સાથ હતો. એક વાર અચાનક મેં ત્રણ દિવસ નાબડી મારી. ચોથે દિવસે હું ઑફિસ ગયો એટલે મારા બોસે મને કહ્યું : 'આમ નહિ ચાલે. ડૉક્ટરનું સરટિફિકેટ જોઈશે.' 'બહુ સારું,' કહી હું બીજે દિવસે મારા ડાક્ટરનું સરટિફિકેટ લઈ ગયો. પાછા બોસ તપ્યા. 'તમને કહેવામાં આવેલું છે કે સાદા ડાક્ટરનું સરટિફિકેટ નહિ પણ ભાયખલાના સિવિલ સરજનનું સરટિફિકેટ જોઈશે.'

આ રીત હું જાણતો હતો અને એની મેં તૈયારી પણ કરી રાખી હતી. મારા ડાક્ટર એ સિવિલ સરજનને સારી રીતે ઓળખતા હતા. એ પારસી હતા અને આમ તો બહુ તીખા સ્વભાવના, પણ સાથે પારસી હોઈ હાસ્યરસને પણ પિછાણતા હતા. તેમને મારા ડાક્ટરે બધી વાત કરેલી એટલે એમણે મને ત્રણેક દિવસ ફેરા ખવડાવી ચોથે દિવસે તપાસ્યો. રોગમાં મેં કહેલું કે મને પેટમાં દુઃખવા સખત આવ્યું હતું. આ દુઃખતે ખાસ્સા સાત દિવસ – આઠ દિવસ થયેલા! સિવિલ સરજને એક મોટો કાગળ અમારા અંગ્રેજ 'હેડ' પર લખ્યો અને એમાં આવા મૂર્ખતાભર્યા નિયમો બંધ કરવા સૂચના કરી. કોઈ માણસને પેટમાં દુઃખે તે માણસ સાત દિવસે સરજન પાસે જાય તો સિવિલ સરજને શું કરવું?

પત્ર લખી તેને સીલ કરી સિવિલ સરજને મને આપ્યો. મેં લઈ જઈને અમારા બોસને આપ્યો અને કહ્યું કે આ સીલવાળો કાગળ ડિરેક્ટરને આપવાનો છે. બોસ બહુ ખુશ થઈ ગયા અને બોલ્યા પણ ખરા: 'હવે જ તમારી ચરબી ઊતરશે. ડિરેક્ટર સખત પગલાં લેશે ત્યારે જ તમે બધા સીધા થશો.'

હું કાંઈ બોલ્યો નહિ. બોસ પત્ર લઈ ડિરેક્ટર પાસે પહોંચ્યા. ડિરેક્ટરે વાંચીને પહેલો મને બોલાવ્યો અને ખરી વસ્તુસ્થિતિ જાણી લીધી. મારા પર એમની બહુ મહેરબાની. એ પણ રમૂજમાં ઊતર્યા અને સારી પેઠે હસ્યા અને પછી પેલા બોસને બોલાવીને તેનો ઉધડો લીધો અને પેલો નિયમ બંધ કરાવ્યો.

*

થોડો સમય વહી જાય છે. મારી પત્ની ગંભીર માંદગીને બિછાને પડે છે. હું બોસને કહું છું. 'થોડા દિવસ હું મોડો આવું ને વહેલો જાઉં? મારી પત્ની ગંભીર માંદગીને બિછાને સૂતી છે.'

જવાબ: 'આ કાંઈ મારવાડીની પેઢી નથી. એમ નહિ બને.'

મેં પાછું પૂછ્યું: 'ત્યારે મને થોડા દિવસની રજા આપો છો!'

જવાબ: 'નહિ જી, હમણા ઑફિસમાં બહુ માણસો રજા પર છે.'

હું બોલ્યો: 'ઠીક ત્યારે, તો હું રાજીનામું આપી છૂટો થઈ જઈશ.'

જવાબ: 'એ પણ નહિ બને. ત્રણ મહિનાની નોટીસ આપો અને પછી છૂટા થાવ.'

જુવાન ધનસુખલાલનું ભેજું ચસક્યું. આખી ઑફિસ સાંભળે તેમ ત્રાડ પાડી તેણે કહ્યું: 'ઠીક છે, જોવું છે? આ મારવાડીની પેઢી છે કે કોની છે તે હું બતાવી આપું છું. જુઓ, સાંભળો, આ ખૂણામાં છત્રી છે તે હું લઉં એટલી વાર છે. એ લઈને હું દાદર ઊતરી જઈશ એટલે હું નોકરીમાંથી છૂટો! તમારાથી થાય તે કરી લેજો. પણ એટલું યાદ રાખજો કે મુંબઈનાં ચારપાંચ છાપાં અને સુરત-અમદાવાદનાં છાપાંમાં તમારો વાવટો નહિ ફરકાવું તો મારું નામ ધનસુખલાલ નહિ!'

બોસ ગભરાઈ ગયા. ઊઠીને મને ખુરસીમાં બેસાડી દીધો. અને પછી બોલ્યા: 'ભાઈ, ભાઈ, તમે તો જુવાન છો. જરા જરામાં માઠું લગાડી દો છો. મારું કહેવું તો એમ હતું કે આમ પણ થાય, પણ મારું વર્તન જ એથી જુદું છે, સમજ્યા? તમે તમારે મોડા આવો, વહેલા જાઓ—આપણે ગુજરાતીઓ એક બીજાની સગવડ-અગવડ નહિ સાચવી લઈએ તો કોણ બીજું સાચવવાનું હતું?'

હું ઑફિસમાંથી બહાર ગયો એટલે બોસે એક બીજા સિનિયર ગુજરાતીને બોલાવીને પૂછ્યું: 'આ જુવાન ગાંડો તો નથી ને?' પેલાએ કહ્યું કે 'જરાતરા ખરો.'

બોસ : 'મને તો એમ જ લાગ્યું કે એ કદાચ મને તમાચો –
તમાચો મારી લે તો મારે તો રાજીનામું આપવું પડે ! અને આને
તો જાણે કાંઈ નોકરીની પડી જ નથી !'

☆

રેલવેમાં ટેલીગ્રાફ ઈન્સ્પેક્ટર. એનો 'કોડ'નો શબ્દ આઈ.
પી. આર. હતો. તે જમાનામાં ધનસુખલાલને શુક્રની મહાદશા ચાલતી
હતી. લૂગડાંલત્તાંમાં તે ચગ્યો હતો. સત્તરસત્તર જોડી તો બૂટની
તેની પાસે હતી. પાંચ–છ જુદીજુદી જાતની સૉફ્ટ હૅટ હતી. મોંમાં
સિગરેટ ઝૂલી રહેતી હતી.

એક વાર એક કેબિનમાં નીચે હું કામ કરું. મારો બોસ એક
બુઢ્ઢો યુરેશિયન ત્યાં ઊભેલો. કાંઈક એને વાંકું પડતાં તેણે મને ત્રણેક
સુફિયાની ગાળ અંગ્રેજીમાં ફટકારી. મારા હાથમાં તે વખતે સ્પૅનર
હતો. તે ઊંચકીને હું બોલ્યો : 'ફરીથી એ ગાળ બોલ અને હું
તારી ખોપરી તોડી નાખું છું !' પેલો ગભરાયો અને ગેં ગેં – ફેં ફેં
કરી ગયો.

પણ પરિણામે એણે ઉપરીને કહીને મારી બદલી સાંતાક્રુઝથી
ગંગાપુર કરાવી અને મેં રાજીનામું આપ્યું. બાકી રેલવેની નોકરીમાં
લહેર તો હતી. આખી લાઈન પર મારે માટે બધા ઈન્સ્પેક્ટરો,
સ્ટેશનમાસ્તરો વગેરેએ એફ. આઈ. પી. આર. કોડનો શબ્દ રાખેલો –
ફૅશનેબલ ટેલીગ્રાફ ઈન્સ્પેક્ટર !

☆

હું ચૌદ વર્ષનો બહુ કુમળો. વજન એંશીએક રતલ હશે. પણ
મગજમાં ખુમારી ઘણી. બીજા ત્રણેક અખાડાબાજ મિત્રો જોડે
રાણીના બાગમાં, સુરતમાં બેઠો હતો ત્યાં એક રામજણી ત્યાંથી
ચાલી જાય. બિચારી ગરીબાવસ્થામાં જણાતી હતી. પેલામાંના એકે
અપશબ્દ કાઢી પેલીને બિરદાવી:

મેં ઘાંટો પાડ્યો : 'હું મા, ખબરદાર, આવો અપશબ્દ આને
માટે કાઢ્યો છે તો !'

અ. ઉ. પું. ૨૧

પેલાએ પૂછ્યું : ' માબહેન લાગે છે ? '

મારો જવાબ : ' હા, એ મારી બહેન થાય છે. મારા દેખતાં હું મારી બહેનનું અપમાન નહિ થવા દઉં ! '

ક્યા મુઠ્ઠી હાડકાનો હું અને ક્યાં પેલા ત્રણ અખાડાબાજ ! પણ કોણ જાણે શી અસર થઈ કે એમાંના બીજાએ કહ્યું : ' અલ્યા જવા દે ને. ધનસુખ હોય ત્યા આવી વાત નહિ કરવી. આપણે અહીં મજા કરવા આવ્યા છીએ.'

મને તે વખતે પણ વાતો સારી કહેતાં આવડતી અને મારી વાતો પર આ ત્રણે આફરીન હતા. તે ઉપરાંત મારી નૈતિક હિંમતે પણ તેમના પર અસર કરી હશે.

પણ ત્યાર પછી એમાંના કોઈએ પણ મારા સાંનિધ્યમાં એક પણ એવું વર્તન દાખવેલું નહિ એ ચોક્કસ. અને ક્યાંય સુધી અમારી મૈત્રી પણ ટકી રહેલી.

★

બાપાજીનો મિજાસ એટલે જ્વાલામુખી. કાઠિયાવાડના રાજાઓ સાથે ભરદરબારમા લઢેલા. અને અખાડા ખેલેલ બાધો. પણ અસંત ક્રોધી માણુસો પેઠે કાનના ઘણા કાચા.

હુ તે વખતે હમેશનો માદલો તેર વર્ષનો. એક વાર બહારથી ઘરમા પાછો આવુ અને જોઉં છુ તો મા રડે ! અત્યંત કુમળા બાંધાની, છેલ્લા દસ વર્ષ થયા માદી મા રડે ! મેં કારણ પૂછ્યું : જવાબમાં જણાયું કે સવારે પાછલે ઓટલે મા દાતણ કરવા બેસે ત્યારે એને નોકરે ચઢાવેલ શાકના વેલા મોં પર નડે. માએ ધીમેથી નોકરને કહ્યું હશે તો જવાબમાં માનું અપમાન. એટલું જ નહિ પણ નોકરે બળતું–સળતું બાપાજીને કહ્યું અને તેમણે માને ધમકાવી !

થઈ રહ્યું. મારી આંખ લાલઘૂમ થઈ ગઈ. 'ક્યા છે પેલો સુરણ કાપવાનો છરો ?' કરતોકને હુ રસોડામાં દોડ્યો પાછળ મા આજીજી કરતી કહે કે ' ભત્તા જવા દે ને. બાપાજીનો એકાદ તમાચો પડશે તો

નાહકનો જાન ગુમાવશો.' પણ હું એકનો બે થયો નહિ. માએ પ્રભુ તારું રક્ષણ કરે એ માટે બેત્રણ માનતા પણ માની લીધી.

મેં તો પેલો છરો લઈ પાછળ વાડામાં જેટલા શાકના વેલા હતા તેટલા કાપી નાખ્યા. નોકરે તે જોયું ને કહ્યું: 'નાનાભાઈ, બાપાજી પાછા આવે એટલી વાર છે!'

જવાબમાં મેં એને છરો બતાવ્યો અને કહ્યું: 'નાપાક! વધારે બોલીશ તો વેલાની અવસ્થા એવી તારી દશા!'

નોકર ગભરાઈ ને આઘોપાછો થઈ ગયો અને બાપાજી બહાર ગયેલા તેના આગમનની વાટ જોવા લાગ્યો. માએ પાછી વિનતી કરી કે હમણાં તું કોઈક સગાને ત્યાં ચાલ્યો જા પણ હું માનું? મેં કહ્યું કે હું અહીંથી એક ઇંચ પણ ખસનાર નથી।

બાપાજી આવ્યા. નોકરે એમને કાંઈક જોવા પાછળ બોલાવ્યા. પાછળ હું છરો લઈ ને ઊભેલો. બાપાજીએ વાડા ભણી નજર કરી પછી મારી સામે જોયું. એકાદ ક્ષણ પછી ધીમેથી બોલ્યા: 'કેમ, આમ? ધન્ય!'

'આ કંગાલ, બે દમડીના નોકરના કહેવાથી તમે મારી માને રોવડાવી? આજે તો માત્ર વેલા જ ગયા. હવે આવું બનશે તો બધા મોગરા ને ગુલાબના છોડના પણ આવા જ હાલ થવાના,' હું બોલ્યો. મારા મોઢાથી ગુસ્સાને લઈ ને ફીણ નીકળતા હતા. મારું આખું અંગ ધ્રૂજતું હતું.

વળી થોડી વાર જોયા પછી બાપાજીએ મને વાંસે હાથ ફેરવીને કહ્યું: 'હવે એમ નહિ થાય. તું ન્હાવો દીકરા! જા ન્હાઈ લે પછી સાથે જમવા બેસીએ.'

☆

આજ સુધી ઘણા સ્નેહીઓ તેમ જ સગાંઓ પૂછે છે કે મેં જન્મ ધરીને નોકરી કેમ કરી નથી અને હું ગામ સો

પેલાએ પૂછ્યું : 'બાજબ્હેન લાગે છે?'

મારો જવાબ : 'હા, એ મારી બહેન થાય છે. મારા દેખતા હું મારી બહેનનું અપમાન નહિ થવા દઉં!'

ક્યાં મુઠ્ઠી હાડકાનો હું અને ક્યાં પેલા ત્રણ અખાડાબાજ! પણ કોણ જાણે શી અસર થઈ કે એમાંના બીજાએ કહ્યું : 'અલ્યા જવા દે ને. ધનસુખ હોય ત્યાં આવી વાત નહિ કરવી. આપણે અહીં મજા કરવા આવ્યા છીએ.'

મને તે વખતે પણ વાતો સારી કહેતાં આવડતી અને મારી વાતો પર આ ત્રણે આફરીન હતા. તે ઉપરાંત મારી નૈતિક હિંમતે પણ તેમના પર અસર કરી હશે

પણ ત્યાર પછી એમાંના કોઈએ પણ મારા સાંનિધ્યમાં એક પણ એવું વર્તન દાખવેલું નહિ એ ચોક્કસ. અને ક્યાંય સુધી અમારી મૈત્રી પણ ટકી રહેલી.

★

બાપાજીનો મિજાસ એટલે જ્વાળામુખી. કાઠિયાવાડના રાજાઓ સાથે ભરદરબારમાં લડેલા. અને અખાડા ખેલેલ બાધો પણ અસંત ક્રોધી માણસો પેટ કાનના ઘણા કાચા.

હુ તે વખતે હમેશનો માદલો તેર વર્ષનો. એક વાર બહારથી ઘરમાં પાછો આવું અને જોઉં છું તો મા રડે! અત્યંત કુમળા બાધાની, છેલ્લા દસ વર્ષ થયા માંદી મા રડે! મેં કારણ પૂછ્યું : જણાયું કે સવારે પાછળે ઓટલે મા દાતણ કરવા બેસે ત્યારે એને નોકરે ચઢાવેલ શાકના પૈસા મો પર નડે. માએ ધીમેથી નોકરને કહ્યું હશે તો જવાબમાં માનું અપમાન. એટલું જ નહિ પણ નોકરે બળતુ-સળગતું બાપાજીને કહ્યું અને તેમણે માને ધમકાવી!

થઈ રહ્યું. મારી આંખ લાલઘૂમ થઈ ગઈ. 'ક્યાં છે પેલો નરાધમ કાપવાનો છરો?' કરતોકને હું રસોડામાં દોડ્યો પાછળ મા આજીજી કરતી કહે કે 'ભલા જવા દે ને બાપાજીનો એકાદ તમાચો પડશે તો

નાહકનો જાન ગુમાવશે.' પણ હું એકનો બે થયો નહિ. માએ પ્રભુ તારું રક્ષણ કરે એ માટે બેત્રણ માનતા પણ માની લીધી.

મેં તો પેલો છરો લઈ પાછળ વાડામાં જેટલા શાકના વેલા હતા તેટલા કાપી નાખ્યા. નોકરે તે જોયું ને કહ્યું: 'નાનાભાઈ, બાપાજી પાછા આવે એટલી વાર છે!'

જવાબમાં મેં એને છરો બતાવ્યો અને કહ્યું: 'નાપાક! વધારે બોલીશ તો વેલાની અવસ્થા એવી તારી દશા!'

નોકર ગભરાઈ ને આઘોપાછો થઈ ગયો અને બાપાજી બહાર-ગયેલા તેના આગમનની વાટ જોવા લાગ્યો. માએ પાછી વિનતી કરી કે હમણાં તું કોઈક સગાને ત્યાં ચાલ્યો જા. પણ હું માનું? મેં કહ્યું કે હું અહીંથી એક ઇંચ પણ ખસનાર નથી!

બાપાજી આવ્યા. નોકરે એમને કાંઈક જોવા પાછળ બોલાવ્યા. પાછળ હું છરો લઈ ને ઊભેલો. બાપાજીએ વાડા ભણી નજર કરી પછી મારી સામે જોયું. એકાદ ક્ષણ પછી ધીમેથી બોલ્યા: 'કેમ, આમ? ધણું!'

'આ કંગાલ, બે દમડીના નોકરના કહેવાથી તમે મારી માને રોવડાવી? આજે તો માત્ર વેલા જ ગયા. હવે આવું બનશે તો બધા મોગરા ને ગુલાબના છોડના પણ આવા જ હાલ થવાના,' હું બોલ્યો. મારા મોમાંથી ગુસ્સાને લઈ ને ફીણ નીકળતાં હતાં. મારું આખું અંગ ધ્રૂજતું હતું.

વળી થોડી વાર જોયા પછી બાપાજીએ મને વાંસે હાથ ફેરવીને કહ્યું: 'હવે એમ નહિ થાય. તું ન્હાયો દીકરા! જા ન્હાઈ લે પછી સાથે જમવા બેસીએ.'

★

માનશો? હજી સુધી ઘણા સ્નેહીઓ તેમ જ સગાંઓ એમ માને છે કે મેં જન્મ ધરીને નોકરી જ કરી નથી અને હું સોએ સો

ટકા 'પેરેસાઈટ' તરીકે જ જીવ્યો છું! સાચી વાત એ છે કે મેં ૧૯૧૪માં નોકરીનો આરંભ રેલવેમાંથી કર્યો અને ૧૯૪૫માં સિંધિયામાંથી હૃદયરોગને લઈ ને રાજીનામું આપ્યું ત્યાં સુધી મેં નોકરી કરેલી એટલું જ નહિ, પણ આટઆટલી નોકરીઓ બદલાવ્યા છતાં હું એક પણ દિવસ, નોકરી વગર રહ્યો નથી! હશે!

મોટા શેઠ ગુજરી ગયા. એમના જે ખાતામાં હું હતો તે ખાતું બંધ કરવામાં આવ્યું અને હું છૂટો થયો. હું એમના નાના ભાઈ પાસે ગયો અને બોલ્યો: 'શેઠજી, આપ મને નોકરીમાં ચાલુ રાખો તો સારું. અહીં હું ઘણો સુખમાં હતો એટલે કહું છું. જોઈએ તો પગારમાં પચીસ ઓછા આપજો.'

જવાબમાં તેમણે કહ્યું: 'તમને નોકરીમાં કોણે રાખ્યા હતા?'

'મોટા શેઠે.' મેં જવાબ આપ્યો.

'તો એમને જ કહો.' નાના શેઠ બોલ્યા.

'એ...એમ!' મારો મિજાજ ગયો: 'પણ શેઠસાહેબ, પહેલાં આપ જેવા કોઈ કેટલા એમને મળવા જશે પછી મારે તો જવાનું થશે એટલે હમણાં તો એવું કાંઈ બનવાનું નથી. સાહેબજી!'

અને હું એમનો રૂમ છોડીને ચાલ્યો ગયો.



તે જ ઓફિસ. ખાતું જુદું. ત્યાંના બોસને એવી ટેવ કે જરાજરામાં એક નાની કાપલી પર કંઈક લખી મોકલે અને ઉત્તર માગે. મને પણ દહાડામાં પાંચેક ચિઠ્ઠી આવતી. એક વાર હું બહુ કામમાં હતો અને ચબરકી આવી એમાં લખ્યું હતું કે: 'ટાંકણી તમે ભેરવી છે તે ખોટી રીતે ભેરવી છે. સાચી રીતે આમ ભેરવાય.'

મને એમ થયું કે હવે હદ થાય છે. મેં ત્રણ ચોપિયાં ભરી જવાબ આપ્યો. જવાબ બહુ જ વિનયી હતો પણ મરેલા માણસને પણ ચીડ ચડે તેવો હતો!

શરૂઆત મેં આ પ્રમાણે કરી હતી: (અલબત્ત, અંગ્રેજીમાં) — કે આ દુનિયામાં કશું જ નથું સત્ય નથી, નથું અસત્ય નથી. પછી ફિલસૂફીની વાતો અને છેવટે મેં લખ્યું કે આપને જે ખોટું લાગે છે તે મને સાચું જણાય છે, કારણ કે આપ જમણેરી છો અને હું ડાબેરી છું!

વાંચીને પહેલાં તો એમને એમ જ થયું કે મોટા મેનેજર પાસે જઈને આ નિબંધ વંચાવું. પણ પછી એને એમ થયું કે કદાચ આ નિબંધ કટાક્ષનો હોય અને મોટા મેનેજર એમની જ રેવડી ઉડાવે તો! એટલે એ વડા એકાઉન્ટન્ટ પાસે ગયા અને તેમણે આ નિબંધ એમને વંચાવ્યો. એકાઉન્ટન્ટ ખૂબ હસ્યા અને પછી બોલ્યા: 'ભાઈ, તમે મહેતાને શા માટે પિન પ્રિકસ' કરો છો? માણસ અચ્છો છે, ખેલદિલ છે અને મશ્કરો છે. માટે આ નિબંધ રાખવો હોય તો પાસે રાખી મૂકો. આગળ જવામાં સાર નહિ કાઢો!'



નોકરીમાં રૂપિયા દોઢસોનો પગાર. કામ ઘણું જવાબદારીનું. મારાથી કાંઈક ભૂલ થઈ. મેનેજરે બોલાવી ઠપકો આપ્યો. મેં સાંભળી લીધો. ચારપાંચ દિવસ પછી વળી પાછો એ જ ગુના માટે ઠપકો. હું કશું નહિ બોલ્યો. વળી થોડા દિવસ વીતી ગયા અને બોસને પેટમાં ચરબરી ઊઠયું, તે મને બોલાવીને વળી પાછી જૂની વાત ઉખેળી મને ઠપકો આપ્યો ત્યારે મારું મગજ ગયું.

'જુઓ સાહેબ, માણસને એક વાર ફાંસી દેવાય. ત્રણત્રણ વાર નહિ દેવાય. મેં ગુનો કર્યો હતો અને તમે ઠપકો આપ્યો તે મેં એ વખત સાંભળી પણ લીધો. પણ આ તો હવે ત્રીજી વાર થયું. મને દોઢસોનો પગાર મળે છે ત્રણસો રૂપિયાના અમલદાર જેવું હું કામ કરું છું ને હું પણ જાણું છું અને આપ પણ જાણો છો, એથી વધારે આટલા પગારમાં મારાથી કામ નહિ થાય.'

'આ ઓફિસ છે, ખાનગી ઘર નથી.' બોસે કહ્યું.

'તે હું બરાબર જાણું છું એથી જ આટલી નમ્રતાથી હું બોલું છું. મારાથી એનોય નહિ થનો હોય તો મને કાઢી મૂકો. દાદસો રૂપરડી તો હું છાપાંમાં લેખો લખી મેળવી શકું એમ છું.' હું બોલી રહ્યો. બોસ કશું બોલ્યા નહિ.

બહેનના પુનર્વિવાહ કર્યા ૧૯૧૦ની સાલમાં. આખી ન્યાત લગભગ દુશ્મન બની ગઈ. હું સુરત ગયો અને ત્યાં ન્યાતની એક સભા ભરાઈ. હું તે સભામાં ગયો તો ગયો; પણ ઉપરથી ત્યાં મેં એ તમતમતું ભાષણ આપ્યું, જેમાં ક્રૂર કટાક્ષોથી મેં જૂના વિચારવાળા એોને બનાવ્યા !

હું બહાર નીકળું એટલે મારાં હાડકાં ભાંગી નાખવાં એવા વિચારથી થોડાક ન્યાતીલાઓ તૈયાર થયા. પણ મારા ત્રણચાર અખાડાબેલી લંગોટિયા મિત્રોને આની ખબર પડી એટલે હું સભાગૃહમાંથી બહાર નીકળ્યો ત્યાં સુધી એઓ મારી સાથેના સાથે હતા.

આ પ્રમાણે બરાબર ત્રણ વખત મેં સભામાં હાજરી આપી અને ત્રણ વખત તીખા ભાષણો આપ્યાં. ત્રણે વખત મને ખબર નહોતી, છતા પેલા મારા બાળમિત્રો મારી આસપાસ રહેતા. બાકી હું તો હાડકાં ભંગાવવાને ભોગે પણ ભાષણ કરવા ઉત્સુક હતો.

મારા મામા રણજિતરામ વાવાભાઈ આ ભાષણોથી બહુ ખુશ થયેલા અને મને તેમણે કહેલું કે રાજદ્વારી ક્ષેત્રે આવાં ભાષણો તું કરશે તો મોટો નેતા થઈ જશે પણ મારી હાસ્યવૃત્તિ એવી રીતે એક પક્ષમાં રહી, આંખ મીંચી એ જ પક્ષને મદદ કરવા દે એમ ન હતી'!



મને મારા એક મુરબ્બી મિત્રે કહ્યું : 'ભાઈ આવ્યા છે, મોટા સાક્ષર છે તે તો તું જાણે છે. મળવું છે એમને ?'

'હા, આપણે કશો વાંધો નથી. બાકી એટલું યાદ રાખજો કે ; એમના કરતાં ઉંમરમાં મોટો અને મેં લેખનકાર્ય પણ એમના તાં આઠ-દસ વર્ષ પહેલાં ઉપાડેલું,' મેં જવાબ દીધો.

હું એમની સાથે ગયો. ખંડમાં માત્ર એક જ ખુરસી. તેમાં પેલા સાક્ષર બેઠેલા. આસપાસ જાજમ પર બીજા બેઠેલા. મારા મુરબ્બી મિત્ર જાજમ પર બેસી ગયા. હું નહિ બેઠો. પેલા સાક્ષર સામે મારે કશું કહેવાનું નથી. એ ખરેખર સજ્જન હતા પણ એમને અતિમાનથી એમના પ્રશંસકોએ બગાડેલા. મને ઊભેલો જોઈ એ ઊભા થઈ ગયા. અને તેમણે એક બીજી ખુરસી મંગાવી. અમે બંને બેઠા.

અનેક સાહિત્ય – વિષયો પર ચર્ચા ચાલી. પછી ઉદયશંકરનાં નૃત્યો વિશે એક પ્રશંસકે પેલા – ભાઈ ને પ્રશ્ન પૂછ્યો. એમણે જવાબ આપ્યો. પછી મને કોઈએ કહ્યું : 'ધનુભાઈ, મારે કાંઈ પ્રશ્નો પૂછવા નથી ? તમને નૃત્યકલામાં રસ નથી ?'

'વાત એમ છે કે જેઓ નૃત્ય, સંગીત, ચિત્ર અને શિલ્પ વિશે. કશું જ જાણતા નહિ હોય તેઓ એ વિશે લેખો લખે છે. હમણાં, હમણાં મેં ઉદયશંકર વિશેના આવા બેત્રણ લેખ વાંચ્યા છે. આમાં પ્રશ્નો શા પૂછવા ?' મેં કહ્યું.

પેલા – ભાઈએ જ મને કહ્યું : 'હા ભાઈ મને તો એમનું નૃત્ય ગમ્યું એટલે મેં લખી નાખ્યું, બાકી 'ફૂલ્સ રશ ઈન વ્હેર એન્જલ્સ ફિયર ટુ ટ્રેડ' એવું જરા થઈ ગયું છે. પણ હવે તમે ઉદયશંકર વિશેના તમારા વિચાર સંભળાવો'

મેં યથાશક્તિ સમજાવ્યા અને એથી પ્રશંસકોને તો ખોટું લાગ્યું પણ — ભાઈને તો સાચે જ આ ગમ્યું.



સાહિત્યસંસદનું એક મેળાવડો હતું. હું, ભાનુશંકર વ્યાસ વગેરે વરંડામાં ઊભા ઊભા ગપ્પાં મારતા હતા. એવામાં એક સોલિસિટર– જેમને અને સાહિત્યને સાત પેઢીએ પણ સંબંધ નહોતો, એમણે આવીને મને કહ્યું : 'ઓહો, ધનસુખલાલ ! તમે અહીં !'

આસપાસ બીજા કેટલાક પણ હતા. મારાથી જવાબ અ-ગયો; 'ધનસુખલાલ તો અહીં હડકથી ઊભા છે. પણ તમે પીઠે જોવા અહીં ક્યાથી ?'

સૉલિસિટરની આસપાસ ઊભેલા બીજા માણસો ખડખડાટ હસી પડયા પેલા ભાઈ ગુસ્સે થઈ મુનશીજીને કહેવા ગયા. મુનશીજીએ કહ્યું : 'ભાઈ, તમે આવું કહ્યું ત્યારે પડઘો પડશે ને !'

★

એક ડેપ્યુટી કલેક્ટર બાપાજીના મિત્ર. બાપાજી વૃદ્ધ, જ્યારે આ તો જુવાન. મને કોઈક કામપ્રસંગે બાપાજીએ તેમને ત્યાં મોકલ્યો. હું કામ પતાવી પાછો દાદરા પરથી ઊતરતો હતો ત્યાં એમણે મને પૂછ્યું : 'કેમ, પેલા ડોસલાજી શું કરે છે ? મજામાં છે ને ?'

હું ઊતરતો અટકી ગયો અને બોલ્યો : 'કોણ ડોસા ?'

'તારો બાપ વળી !' ડેપ્યુટી કલેક્ટરે કહ્યું.

અને મારો મિજાજ ફાટ્યો. 'મહેરબાન, મોં સમાલીને બોલજો. મારી રૂબરૂમાં મારા બાપને ડોસલો કહ્યો છે તો તમારી ખેર નહિ રહે, સમજ્યા ?'

ડેપ્યુટી કલેક્ટરસાહેબ પાસે અરધો ડઝન માણસ તો બેઠાં જ હોય. એક નાનો તેર વર્ષનો છોકરો આ મોટા સાહેબને આવું કહેવાની હિંમત કરે ! પણ મારો ચહેરો જોઈને અને હું ક્રોધથી ધ્રૂજતો હતો તે દેખી ડેપ્યુટી કલેક્ટરના પત્ની ઝડપથી ત્યાં આવ્યાં અને મારે ખભે હાથ મૂકી સ્નેહથી કહેવા લાગ્યાં : 'ધનસુખભાઈ, ખોટું નહિ લગાડીશ હો, એમણે તો હેતભાવથી કહ્યું. બાકી તારા બાપ તો અમારા સૌના મુરબ્બી છે અને અમે એમને એ જ પ્રમાણે માન આપીએ છીએ.'

બાપાજીને ડેપ્યુટી કલેક્ટરે આ કિસ્સો કહ્યો અને સાથે એટલું પણ કહ્યું કે — બાપનું જરાં પણ અપમાન સહન નહિ કરનાર છોકરા માટે મને માન છે.

◘ ◘ ◘